# જરથોશ્તી ધર્મ સંબંધી ભાષણો અને વાએજો.

## ભાગ ત્રીજો.

કર્તા
એરવદ જીવનજી જમશેદજી મોદી, બી. એ.

મુંબઇ:
ધી જ. ન. પીટીટ પારસી ઑરફનેજ કૅપટન પ્રિંટીંગ વર્કસ.
લાલબાગ, પરેલ.

સને ૧૨૭૭ યજદેજરદી.
સને ૧૯૦૭ ઇસવી.

# LECTURES AND SERMONS

ON

# ZOROASTRIAN SUBJECTS

## PART III.



BY

JIVANJI JAMSHEDJI MODI, B. A.



Bombay:

J. N. Petit Parsi Orphanage Captain Printing Works.

1907.

## આજ લખનારનાં બીજાં પુસ્તકો.

## BY THE SAME AUTHOR.

*In English.* અંગ્રેજી.

The Funeral Ceremonies of the Parsis.

The Religious system of the Parsees.

Marriage Customs among the Parsees, their Comparison with similar Customs of other Nations.

The Parsees at the Court of Akbar and Dastur Meherji Rânâ.

Aiyâdgâr-iZarirân, Shatrôihâ-i-Airân, va Afdya va Sahigiya-Seistân, *i. e.*, the Memoir of Zarir, Cities of Irân, and the Wonders and Marvels of Seistân (Pahlavi Translations, Part I. Texts in Gujarati character, with English and Gujarâti translations and notes).

Jâmâspi (Pahlavi Translations, Part III. Pahlavi, Pazend and Persian texts with translations).

Wine among the Ancient Persians.

Astodân.

The Persian Mâr-Nâmeh, or, The Book for the taking of Omens from Snakes.

Charms or Amulets and a few Ancient Beliefs about the Eclipse.

Two Avesta Amulets.

Asiatic Papers.

Haoma in the Avesta.

A Few Events in the Early History of the Parsees and their Dates.

A Glimpse into the Work of the Bombay Branch Royal Asiatic Society during the last 100 years from a Parsee point of view.

Education among the Ancient Irânians.

Impression d'un Parsi sur la Ville de Paris.

La Visite d'un Parsi à la Ville de Constantinople.

La Cérémonie du Naôjote parmi les Parsis.

*In Gujarati.* ગુજરાતી.

વાયુચક્ર શાસ્ત્ર. Meteorology.

જમશેદ, હોમ અને આતશ. Jamshed, Hom and Fire.

અવસ્તા જમાનાની ઘરસંસારી જીંદગી, ભૂગોળ અને એકરારનામું. The Social Life, Geography and Articles of Faith of Avesta times.

અનાહીત અને ફ્રોહર. Anâhita and Farôhar.

ભવિષ્યની જીંદગી અથવા આત્માનું અમરપણું. Immortality of the Soul.

મેહેર અને જશને મેહેરંગાન. Mithra and the Feast of Mithras.

અવસ્તાના વિશેષનામોની ફરહંગ. A Dictionary of Avestic Proper Names.

ઇરાની વિષયો. Irânian Essays, Part I.

ઇરાની વિષયો, ભાગ બીજો. Irânian Essays, Part II.

ઇરાની વિષયો, ભાગ ત્રીજો. Irânian Essays, Part III.

મોત ઉપર વાએજ. A Sermon on Death.

શાહાનામું અને ફીરદોશી. Shâh-nâmeh and Firdousi.

શાહાનામું, મીનોચેહેરનાં રાજ્ય સુધી. Shah-nameh up to the Reign of Minocheher.

જ્ઞાનપ્રસારક વિષયો, (પહેલો ભાગ). Lectures before the Dnyân Prasârak Society, Part I.

જ્ઞાનપ્રસારક વિષયો, ભાગ બીજો. Lectures before the Dnyân Prasârak Society, Part II.

જરથોસ્તી ધર્મસંબંધી ભાષણો અને વાએજો. Lectures and Sermons on Zoroastrian Subjects (Part I).

જરથોસ્તી ધર્મસંબંધી ભાષણો અને વાએજો, ભાગ બીજો. Lectures and Sermons on Zoroastrian Subjects, Part II.

જરથોસ્તી ધર્મસંબંધી ભાષણો અને વાએજો, ભાગ ચોથો (છપાયછે). Lectures and sermons on Zoroastrian Subjects, Part IV. (In press.)

બુનદેહેશ. Bundehesh (Pahlavi Translations, Part II.)

કદીમ ઇરાનીઓ, હીરોડોટસ અને સ્ટ્રેબો મુજબ, અવસ્તા અને બીજાં પારસી પુસ્તકોની સરખામણી સાથે. The Ancient Irânians, according to Herodotus and Strabo, compared with the Avesta and other Parsee books.

શાહાનામાનાં દાસ્તાનો ભાગ પેહેલો. Episodes from the Shâh-nâmeh, Part I.

શાહાનામાનાં દાસ્તાનો ભાગ બીજો. Episodes from the Shâh-nâmeh, Part II.

---

## WORKS EDITED BY THE SAME AUTHOR.

The K. R. Cama Memorial Volume.

The Pahlavi Mâdîgân-i-Hazâr Dadistân.

K. R. Cama Masonic Jubilee Volume.

આ પુસ્તક

મરહુમ શેઠ બેહરામજી જીજીભાઈ સી. એસ. આઈ. ની

પવિત્ર યાદને

તેવણ તરફના માનની અને તેવણનાં કેટલાંક
ભલાં વચનો અને કામોની યાદની
નાની ઈંધાની તરીકે

**અર્પણ કર્યું છે.**

DEDICATED

TO

THE SACRED MEMORY

OF

The late Byramjee Jejeebhoy, Esqr. C. S. I.

# દીબાચો.

જરથોસ્તી ધર્મ, સાહિત્ય, તવારીખ વિગેરે બાબતો ઉપર મારા તરફથી ગુજરાતી ભાષામાં અપાયલાં મુખ્ય ૯૪) જાહેર ભાષણો અને વાએજોમાંથી કેટલાંક નીચે મુજબનાં પુસ્તકોમાં પ્રગટ થયાં છે.

| | |
|---|---|
| જમશેદ, હોમ અને આતશ નામનાં પુસ્તકમાં ... ... ... ... ... | ૧ |
| અવસ્તા જમાનાના ઘરસંસારી જીંદગી ભુગોળ અને એકરાર નામું... ... ... ... ... ... ... ... ... ... | ૩ |
| અનાહીત અને ફ્રરોહર ... ... ... ... ... ... ... | ૨ |
| ઈરાની વિષયો, ભાગ પેહેલો ... .. ... ... ... ... ... | ૪ |
| ઈરાની વિષયો, ભાગ બીજો... ... ... ... ... ... ... | ૫ |
| ઈરાની વિષયો, ભાગ ત્રીજો ... ... ... ... ... ... ... | ૭ |
| જરથોસ્તી ધર્મ સંબંધી ભાષણો અને વાએજો, ભાગ પેહેલો ... ... | ૨૩ |
| જરથોસ્તી ધર્મ સંબંધી ભાષણો અને વાએજો, ભાગ બીજો ... ... | ૨૩ |
| | ૬૮ |

આ પુસ્તકમાં બીજાં ૧૬) હું પ્રગટ કરૂં છું. બાકીનાં ૧૦) હું હવે પછી કરીશ.

આ પુસ્તકમાં નીચલી જુદી જુદી મંડળીઓ અને મીજલસો સનમુખ અપાયલાં ભાષણો અને વાએજો સમાવ્યાં છે:—

| | |
|---|---|
| બજમે જશને રૂજે ઓરમજદ મંડળી ... ... ... ... ... | ૪ |
| ગાથા સોસાઇટી ... ... ... ... ... ... ... ... ... | ૧ |
| અંદેરી મજેબાનાબાદની સ્થાપણાનાં ૬) ઠાં વર્ષની ખુશાલીનું જશન ... ... ... ... ... ... ... ... ... | ૧ |
| મરહુમ શેઠ જીજીભાઇ દાદાભાઇની સ્કુલના વિદ્યાર્થીઓ અને ખેતવાડીના રહીશો હજુર મરનારની બાજ ને દીન... ... ... | ૧ |
| ધી થીઓસોફીકલ સોસાઇટીની મુંબઈની શાખાના કેટલાક સાહેબોની આગેવાની હેઠળ થયલું પેગામ્બર જરથોસ્તના દીસાનું જશન ... ... ... ... ... ... ... ... ... | ૧ |
| મરહુમ એરવદ ટેહમુરસ્પ દીનશા અંકલેશરીઆની પેહેલાં વરસની બાજનું જશન ... ... ... ... ... ... ... ... ... | ૧ |

મરહુમ એરવદ કાવસજી એદલજી કાંગાની પેહેલાં વરસની
  બાજનું જશન ... ... ... ... ... ... ... ... ૧

માહાબળેશ્વર ખાતે શેઠ શાપુરજી એદલજી ચીનાઇના બંગલામાં થયલું
  જશન... ... ... ... ... ... ... ... ... ... ૧

જશન મંડળી ... ... ... ... ... ... ... ... ... ૧

શેઠ મનચેરજી કાવસજી મરજબાન હસ્તકની ગરીબ જરથોસ્તીઓની
  ચેલીઓમાં રહેતાં બાનુઓનો મેળાવડો ... ... ... ... ... ૧

મરહુમ સર દીનશા માણેકજી પીટીટ પેહેલા બેરોનેટની ૫) મી બાજને
  દીને એઓની મીલોના પારસી કામદારોએ કરેલું જશન ... ... ૧

ધી બેહેરામજી જીજીભાઇ સ્ટુડંટસ એસોસીએશને મરહુમ શેઠ
  બેહેરામજીની ૧૬) મી બાજનું કરેલું જશન ... ... ... ૧

ફસલી સાલ મંડળી ... ... ... ... ... ... ... ... ૧

એઓમાંથી બજમે જશને રૂજે ઓરમજદ મંડળીએ, તે મંડળી મારફતે થયલાં અને બજમ નામનાં ચોપાનીઆંમાં છપાયલાં ભાપણો અને વાએજો એમ જાહેરમાં પુસ્તક રૂપે રજુ કરવા માટે જે જોગવાઇ કરી આપી છે તે માટે એ મંડળીનો ઉપકાર માનું છું.

"જમશેદ હોમ અને આતશ" નામનું મારૂં જરથોસ્તી ધર્મ સંબંધી બાબતો ઉપરનાં ભાષણ અને લખાણોનું પેહેલું પુસ્તક મેં મરહુમ શેઠ જીજીભાઇ દાદાભાઇની પવિત્ર યાદને અર્પણ કર્યું હતું. આજ સુધીમાં આવી બાબતો ઉપર છપાયલું આ છેલ્લું પુસ્તક એ મરહુમના બેટા મરહુમ શેઠ બેરામજી જીજીભાઇ સી. એસ. આઇ.નાં નામ સાથે જોડવાની રજા લેઉં છું. એ મરનારનાં કેટલાંક ભલાં વચનોએ આ પુસ્તકનો મારો એક વિષય મને સુચવ્યો છે. તે વિષયમાં જણાવવા પ્રમાણે મેં કેટલાક સુંદર કલાકો તેવણની રૂડી સંગતમાં બોધ લઇ કાહાડયા છે. મારા મરહુમ પિતાજીનો, જેમ એવણના પિતાજી સાથે, તેમ એવણ સાથ ઘાડો સંબંધ હતો. આગલ એક વખત એવો હતો કે જ્યારે એક કુટુંબના ધર્મગુરૂ એક કુટુંબના પ્રિય આસામી ગણાતા અને ધર્મગુરૂ અને યજમાન વચ્ચે ઘણો ઘાડો અને પ્રિય સંબંધ રહેતો હતો. તે સર્વ આગલા પાછલા બનાવોની ઉપકાર સાથની યાદમાં, અને મરહુમ તરફનાં માનની એક ઇધાની તરીકે, આ પુસ્તક મેં એવણનાં નામ સાથે જોડ્યું છે.

કોલાબા, તા૦ ૨૬ મી નવેંબર સને ૧૯૦૭.

---

# PREFACE.

Of the 94 principal Public Lectures and Sermons delivered by me in Gujarati on Zoroastrian religion, Literature, History &c., some have been published in my following books :—

| | |
|---|---|
| Jamshed Hom and Fire ... ... ... ... | 1 |
| The Social Life, Geography and Articles of Faith of Avesta times ... ... ... ... ... ... | 3 |
| Anâhita and Farôhar ... ... ... ... ... | 2 |
| Irânian Essays, Part I ... ... ... ... ... | 4 |
| Irânian Essays, Part II... ... ... ... ... | 5 |
| Irânian Essays, Part III ... ... ... ... | 7 |
| Lectures and Sermons on Zoroastrian Subjects, Part I | 23 |
| Lectures and Sermons on Zoroastrian Subjects, Part II | 23 |
| Total... | 68 |

In this book, I publish 16 more. The remaining 10 will be published in another volume.

These Lectures and Sermons are on the following subjects.

1. The Rejoicings of Nature on the birth of Zoroaster.
2. The Bell rung at the Bui ceremony, in the Âtash Beheram. Thoughts suggested by it.
3. On what does the Prosperity of a City rest.
4. The Greatness of a Great man.
5. The Belt on the waist of Zoroaster.
6. My Paradise.
7. The Treasure of God.
8. The Dead, our Monitors.
9. "I, Thou and He" or "From Nature to Nature's God."
10. The Resurrection.
11. Ancient Iranian Festivals.
12. Lessons from the Lives of some known Iranian women.
13. Industry of Factories.
14. A Few Good Words.
15. The Kinship with the dumb creatures of Bahaman Ameshâspand.
16. The Proper time.

I dedicate this work to the sacred memory of the late Mr. Byramjee Jeejeebhoy C. S. I., whose few good words have suggested to me the subject of one of my Sermons in this Volume.

# સાંકળ્યું.

# પેગમ્બર જરથોશતના જન્મથી કુલ કુદરતની ખુશાલી. (૧)

" જરથુસ્તહે સ્પિતામહે ઇધ અપઓનો અષીમ્ચ ફ્રવષીમ્ચ યજમઇદે.........યેહે જાંથએચ વક્ષએચ ઉર્વાસેન આપો ઉર્વરાઓસ્ચ, યેહે જાંથએચ વક્ષએચ ઉક્ષિન આપો ઉર્વરાઓસ્ચ; યેહે જાંથ એચ વક્ષએચ ઉસ્તતાતેમ નિઅ્રવન્ત વીસ્પાઓ સ્પેન્તો-દાતાઓ દામાન.

ઉસ્ત-નો જાતો આથ્રવ યો સ્પિતામો જરથુસ્ત્રો ફ્રા-નો યજાઇતે જઓઆઅ્યો સ્તેરેતો-બરેસ્મ જરથુસ્ત્રો. ઇધ અપાંમ વીજસાઇતિ વંઘઉહિ દએન માજદયસ્નિશ વીસ્પાઇશ અવિ કર્ષવાંન યાઇશ હફ્ત." ( ફ્રવર્દીન યસ્ત ક. ૮૭ થી ૯૪).

અર્થ—સ્પીતમાન જરથોસ્તની અશોઇને અને તેનાં ફ્રરોહરને અમો અંહી આરાધીએ છીએ, સ્પીતમાન જરથોસ્ત,

હતો જે પેહેલો ભલું ધારનાર,
હતો જે પેહેલો ભલું બોલનાર;
હતો જે પેહેલો ભલું બોલનાર,
હતો જે પેહેલો ભલું કરનાર:
હતો જે પેહેલો આથોરનાન,
હતો જે પેહેલો ખરો પહેલવાન;
હતો જે પેહેલો ખરો પહેલવાન,
હતો જે પેહેલો ખરો ખેતીબાન;
કેળવણી લેવા પેહેલો કુરબાન,
કેળવણી આપવા પેહેલો મેહેરબાન.
મેળવતો સર્વનો પેહેલો તે પ્યાર,
સ નો થતો પેહેલો તે યાર.
ગોસપંદને અનાજ તેના પ્રતાપ,
દાનાઇના સખુનમાં લેતો તે લાભ.
ફરમાબરદારી અને પાદશાહી
ખોદાની સર્વ ભલી ભલાઇ,
અશોઇની તોખમની પવિત્રાઇ,
તે સઘળાંની કરતો તે રાહનુમાઇ.
હતો તે પેહેલો આથોરનાન,
હતો તે પેહેલો ખરો પેહેલવાન;
હતો તે પેહેલો ખરો ખેતીબાન,
શું દેવો કે માણસ અજ્ઞાન,

(૧) આ વિષય ઉપર ગાથા સોસાયટી મારફતે રોજ ૬ ઠો માહ ૧ લો સને ૧૨૭૩ યજદેજરદી, તા૦ ૨૦ મી સપ્ટેમ્બર ૧૯૦૩ ને દીને સાંજે ૫-૩૦ ને અમલે જરથોશ્તી અંજુમનના આતશબેહરામમાં એક જાહેર ભાષણ આપ્યું હતું.

તે સર્વેની તોડી સત્તા ને દોર,
સચ્ચાઇની વખાણુનો ઉઠાવ્યો શોર.
દેવોનો નાશ કર્યો પસંદ,
અહુરમજદી રાહપર ઊલતમંદ,
હાડમંદ દુનિયામાં બોલ્યો પ્રથમ,
સખુન જે અહુરમજદી રાહ ને રસમ.
આ ફ્રાની જેહાનમાં કર્યો પ્રસાર,
અહુરમજદી સખુન ને રાહબર કરાર.
આ હાડમંદ દુનિયામાં કર્યું જાહેર,
"રહો દેવોના રાહથી દૂરને બાહેર."
હતો તે સર્વમાં પેહેલો બહાદુર,
હતો નેક જીંદગી ને રિવાજમાં પુર,
જન્મને વૃદ્ધિથી થયાં ખુશાલ,
શું, પાણી કે ઝાડપાન; તેમનો સુકાળ.
જન્મને વૃદ્ધિથી, થયાં આબાદ,
શું પાણી કે ઝાડપાન ખુશ અને શાદ.
જન્મ ને વૃદ્ધિના મુબારક નામ,
થી બોલતી થઇ પેદાયશ નીચલા કલામ.
"સાબાશ રે સાબાશ! જરથોસ્ત સાબાશ!
ભલે તે જનમ્યો અમ કાજે ખાશ,
કે બરસમ ને જોરની ક્રિયાઓ શાદ
કરશે તે સાથે આરાધના યાદ:
કુલ દુનિયા જે હપ્ત કેસ્વર જમીન,
ત્યાં ફેલાવશે તે માજદયસ્નાન દીન"

**પેગમ્બરનાં ગાથાનું નામ ધરાવનાર મંડળી અને તેનું કામ**—ફર્વર્દીન
યસ્તનો ઉપલો ફકરો આજના મારા વિષયનો આધાર છે. આજે આપણે આપણામાં
ઉભી થયલી એક નવી મંડળીના આમંત્રણથી ભેગા મળ્યા છઇએ. આપણામાં ઘણીક
ધર્મ સંબંધી મંડળીઓ છે. તેમાં આ એક નવી છે, અને આપણે આશા રાખીશું, કે
એ જેમ નવી તેમ એક નવા પ્રકારની પણ નીવડે. આપણામાં ત્રણ ચાર ધર્મસંબંધી
મંડળીઓ છે. તે સર્વે ચાહે તો પોતપોતાનું કામ એકમેકને આડે આવ્યા વગર, ગુપચુપ,
હોહા કર્યા વગર, ટોળાંનાં ભલાં માટે કરતી રહે. એક મંડળી આપણા ટોળામાં બહારથી
દાખલ થતાં કોઇ આકીનો યા રસમોને દૂર રાખવાની, અને જે જરથોસ્તી હોય તે સાચવી
રાખવાની રાહનુમાઇ કરતી રહે. બીજી ધર્મ અને ક્રિયા વચ્ચે શું સંબંધ છે, તે તેના
ખરા રૂપમાં દેખાડી તે ઉપર એતેકાદ વધારતી રહે. ત્રીજી જશનો જેવા, ધર્મસંબધી
તેમ ધર્મ-સંસારી શુભ મેલાવડા કરી બોધ આપતી રહે. ચોથી માંહોમાંહે ભાઇબંદી
વધારતી રહે અને ટોળાના સામાન્ય ભલાં કામોમાં ભાઇબંધી જાળવવાને શિખવે. આ નવી
મંડળીને માટે જે કામ હું વિચારી શકું છું, તે આ છે, કે તે આપણા જવાનો સનમુખ
નીતિમાન જીંદગી ગુજારવા માટેનો એક ઉંચો ખ્યાલ ( ideal ) ધરતી રહે. કહે છે કે

આપણા કેટલાક ઉધરતા જુવાનોમાં હદ બહાર મોજશોખ અને સરત અને જુગારનો લખ વધ્યો છે—અને આપણે માનવાને તૈયાર થઇશું, કે ખોદાની મેહેરથી જેટલું કહેવામાં આવે છે તેટલું એમ નથી—અને તેવા અણુઘટતા શોખો પોતા પાછળ અ-પ્રમાણિકપણું, નીતિના ઉંચા પ્રકારનું ઢીલું બંધારણ વિગેરે લાવે છે. ત્યારે આ મંડળી તેવી હાલત સામે કામ કરી જુવાનો સામે નીતિભર્યા માર્ગનો એક ઉંચો ખ્યાલ રજુ કરે તો તે એક ભલું કામ ગણાય. આપણા ગાથા એક પ્રકારની ઉંચામાં ઉંચી નીતિ દેખાડ-નારાં, નીતિભરી ફીલસુફીની વળાણ (ethico-philosophical spirit) દેખાડનારાં લખાણો છે. માટે પોતાના નામને છાજતી રીતે, આ મંડળી જો આપણા ટોળામાં નીતિનું ઉંચુ ધોરણ-પછી તે નીતિ, ઘરમાં, સંસારમાં, વેપાર વણજમાં કે રાજ્ય પ્રકરણમાં—રજુ કરે, તો તે માટે પુરતું નવું કામ છે.

ખુશીની વાત છે કે આ મંડળી આપણી કાલેજોમાં શિખતા જુવાનોએ અને કાલે-જોમાંથી શિખીને બહાર પડેલા જુવાનોએ આરંભી છે. વિદ્યાલય અને ધર્માલય (School and Church) એમ એકમેકને જ્યારે યારી દે ત્યારે એક ટોળા યા પ્રજા માટે વધારે સંગીન ફાયદાની આશા રહે. હાલના જર્મન શાહાનશાહના વિદ્યાલય અને ધર્માલય વચ્ચેના આવા સમાગમના સખુનો જાણવાજોગ છે. એ શાહાનશાહ ઘણો ધર્મી પાદશાહ ગણાય છે. ખોદાતાળાના ઉપર તેના મકમ વિશ્વાસ ઉપરથી અને તેને હમેશા યાદ કરવાની તેની તખેહ ઉપરથી તે એક "બંદગી કરતો શાહાનશાહ" (Praying emperor) તરીકે ઓળખાય છે. તેના આ શબ્દો છે કે, "Let the school respect and honour the church and let the church stand by the school and help in its work." એટલે "કેળવણીએ ધર્મને માન અને ઇજત આપવું જોઇએ અને ધર્મે કેળવણીની બાજુએ ઉભું રહેવું જોઇએ અને તેનાં કામમાં મદદ કરવી જોઇએ." ત્યારે આ મંડળી મારફતે થતા આવા સમાગમથી સારા ફાયદાની આશા રાખી શકાય. એ મંડળીએ નજદીક વરસ દહાડો થયો પોતાનું કામ ગુપચુપ રીતે માંહોમાંહે ભેગા મળી વિચારોના આવ-જોમાવજો કરી શરૂ કર્યું છે. તેણે પોતાનો પેહેલવેહેલો જાહેર દેખાવ પોતાના નાયબ સરનશીનના એક કિમતી ભાષણથી કર્યો છે. તેના એ શુભ કામનું મુહુર્ત આપણા માન પામેલા વાઇસ ચેન્સેલર, ડા૰ મેકીકન, જેવણ એક ભણેલા અંગ્રેજી ધર્મગુરૂ છે, તેવણના પ્રમુખપણા હેઠળ થઇ ચુક્યું છે. આજે તે મંડળીના બીજા જાહેર દેખાવ વખતે જો એક પારસી ધર્મગુરૂ તરીકે તેને માટે દુઆના બે શબ્દો બોલવાની રજા લેઉં, તો તે આ છે, કે "ઓ ખોદા! આ મંડળીના કામ ઉપર તારા આશીર્વાદ વર્સાવ અને અમારા ટોળામાં નીતિનું, સર્વે પ્રકારની નીતિનું, ચઢતું ધોરણ સ્થાપવાને આ મંડળીને તું સહાય થા."

આ મંડળીના મુનશીએ જ્યારે મંડળી તરફથી તેના બીજા જાહેર મેલાવડા સનમુખ ઉભું રહેવાને મને લખ્યું, ત્યારે મને જણાવ્યું કે આજના મુબારક દિવસે આપણા બરહક પેગમ્બરનો જન્મ દિવસ છે, માટે એ શુભ પ્રસંગને અનુસરતા વિષય ઉપર મારે કાંઇ બોલવું. એવણની એ એલ્તેમાસ મુજબ, મેં આપણાં પેગમ્બરના જન્મ દિવસે, તેવણના જન્મ વખતે, જે એક બનાવ બનેલો જણાવવામાં આવ્યો છે, તે બનાવ ઉપર થોડાક વિચારો જાહેર કરવાનો આજે ઇરાદો રાખ્યો છે.

**ખોર્દાદસાલ અને પેગમ્બરનો જન્મ દિવશ.**—મંડળીના મુનશીએ જણાવ્યું છે તેમ, અને જેમ ઘણાક સાહેબો સાધારણ રીતે માને છે તેમ, આજનો દિવસ આપણા

પેગમ્બરના જન્મનો દિવસ છે કે નહીં, તે બાબે મેં પેહેલે, જે ફરસદ હું ફાજલ પાડી શકયો છું તે ફરસદમાં જે તપાસ્યું છે તે તપાસમાં જોયું છે, કે ખોર્દાદશાલને દહાડે બનેલા બનાવોની હકીકતનું જે પેહેલવી લખાણ આપણામાં બચી રહયું છે, અને જે કોઇક વાર "માદીગાને બીનાએ ફર્વર્દીન રુમે ખોર્દાદ" એવે નામે બોલાય છે, તેમાં એ દિવસને પેગમ્બર જરથોસ્તના જન્મ દિવસ તરીકે જણાવ્યો નથી, પણ પેગમ્બર જરથોસ્તની જીંદગીના બીજા બનાવોના દિવસ તરીકે જણાવ્યો છે. ત્યાં એ બાબે નીચે મુજબ લખાણ છે.

પહેલવી:—પુર્સીદ આહલોબન જર્તુહસ્ત મિન ઓહરમજ્દ આઇગ મેમન રાએ મર્દુમાન બીનાએ ફ્રર્વર્દીન રુમે ખોર્દદ મિન અવારીક રુમહા પવન મસ વ શપીર વ ગેરામીતર યેખ્સુન્દ ?

ઓહરમજ્દ પાસખુન યેહ્ગુન્ત આઇગ સ્પિતામાન જર્તુહસ્ત ! ...... બીનાએ ફ્રર્વર્દીન રુમે ખોર્દદ જર્તુહસ્ત સ્પિતામાન વલ વીનસ્ને વ હમ-પુર્સગીઅ એ ઓહરમજ્દ ૪ ખુદા યામતુનીત.

બીનાએ ફ્રર્વર્દીન રુમે ખોર્દદ જર્તુહસ્તે સ્પિતામાન દીને મજ્દયસ્નાન મિન ઓહર-મજ્દ ઇ ખુદા બરા મકીરુન્ત.

બીનાએ ફ્રર્વર્દીન રુમે ખોર્દદ કએ વિશ્તાસ્પ શાહ દીન મિન જર્તુહસ્ત બરા મકીરુન્ત (૧)

અર્થ:—અશો જરથોસ્તે ઓહરમજ્દને પુછ્યું, કે શાને માટે માણસો ફર્વર્દીન મહિનો અને ખોર્દાદ રોજને, બીજા રોજો કરતાં, મોટો અને મુબારક અને વધારે અગત્યનો ગણે છે ?

ઓહરમજ્દે જવાબ આપ્યો કે "ઓ સ્પીતામાન જરથોસ્ત ! ...... ફર્વર્દીન મહિનો અને ખોર્દાદ રોજે સ્પિતામાન જરથોસ્તે દાદાર ઓહરમજ્દને જોયો અને પુર્સશ-પાસોખ કીધી (છુટો અર્થ-ઓહરમજ્દ, જે ખોદા તેને જોવા તરફ અને તેની સાથની પુછપરછ તરફ પહોંચ્યો). ફર્વર્દીન મહિનો ને ખોર્દાદ રોજે સ્પિતામાન જરથોસ્તે મજ્દયસ્ની દીન દાદાર ઓહરમજ્દ, જે ખોદા, તે તરફથી કબૂલ રાખી. ફર્વર્દીન મહિનો ને ખોર્દાદ રોજે કએ ગુશ્તાસ્પ પાદશાહે જરથોસ્ત તરફથી દીન કબૂલ રાખી.

દારાબ હોરમજ્દયારની રવાયત (૨) માં પણ આપણને એ ખોરદાદ સાલના દિવસની અગત્યતાનું વર્ણન મળે છે. તેમાં ઉપલા પેહેલવી લખાણને મળતું નીચલું લખાણ આ-પણે જોઈએ છઇએ :—

પુર્સીદ અશો જરતોસ્ત અજ અઉરમજ્દ કે ચેરા મર્દુમ માહે ફ્રર્વર્દીન રૂજે ખોર્દાદ અજ અવાની રૂજહા મેહ વ ગેરામી દારન્દ અઉરમજ્દ પાસુખ દાદ કે સ્પીતમાન જરતોસ્ત......માહે ફ્રર્વર્દીન જરતોસ્ત અસ્ફન્તમાન અવીગુયશ હમ પુર્સશ એ અઉરમજ્દ ખોદાએ રસીદ. માહે ફ્રર્વર્દીન રૂજે ખોર્દાદ જરતોસ્ત અસ્ફન્તમાન દીને બેહ માજદયસ્નાન અજ અઉરમજ્દ ખોદાએ એ પદીરફ્ત માહે ફ્રર્વર્દીન રૂજે ખોર્દાદ કએ ગુશ્તાસ્પ દીને હોરમજ્દ અજ જરતોસ્ત પદીરદ.

(૧) દસ્તુર ડા૦ જામાસ્પજી મીનોચેહરજીનો પ્રગટ થતો પેહેલવી ટેક્ષ્ટ, પાનું ૧૦૨ અને પા. ૧૦૪, લીટી ૧૬ થી પા. ૧૦૫ લીટી ૪.

(૨) જુઓ બોંબે યુનીવરસીટી લાઈબ્રેરીની નકલ વોલમ II. ફોલીઓ ૪૦૧ ક. લીટી ૧૩ અને ફોલીઓ ૪૦૧ ખ. લીટી ૭ થી ૯

આ લખાણ પ્રમાણે ત્યારે પેગમ્બર જરથોસ્તની જીંદગીના નીચલા ત્રણ મુખ્ય બનાવો, ખોર્દાદ સાલના આ મુબારક રોજે—અલબતે એકના એક વર્ષના એ દિને નહીં, પણ જૂદા જૂદા વર્ષના એજ મુબારક દિવસે—બન્યા હતા.

૧. પેગમ્બર જરથોસ્તે પોતાના લાંબાં સાંત ચીંતણ પછી એ દિવસે પોતાના મનની નજરે દાદાર ઓહરમજદને પેહેલાં જોયો અને તેને પોતાના મનમાં ઉત્પન્ન થતા સવાલો પુછયા અને તેનાં જવાબો મેળવ્યા.

૨. પેગમ્બર જરથોસ્તને એ દિવસે દાદાર ઓહરમજદ તરફથી જરથોસ્તી દીન મળી, એટલે, ઉપર મુજબ લાંબા વખતનાં ચીંતણ પછી અને દાદાર ઓહરમજદ સાથેની વાતચીત અને સવાલ જવાબ પછી, તેણે પોતાની દીન પેહેલવહેલી દુનિયામાં જાહેર કીધી.

૩. પાદશાહ ગુસ્તાસ્પે એ દિને જરથોસ્તી દીન કબુલ રાખી.

હવે જોકે ખોર્દાદસાલને લગતા ઉપલા પેહેલવી અને ફારસી લખાણ મુજબ પેગમ્બરના જન્મ દિવસ તરીકે નહીં, પણ તેની જીંદગીના બીજા બનાવોના દિવસ તરીકે, એ દિવસ જણાયલો છે, તોપણ આપણા હાલના બે ત્રણ પેહેડીના ભણેલા દસ્તુર સાહેબો એ દિવસને પેગમ્બરના જન્મ દિવસ તરીકે પણ ગણતા આવ્યા છે.

દાખલા તરીકે મરહુમ દસ્તુર એદલજી દોરાબજી સંજાણા પણ પોતાની "મોજેજાતે જરથોસ્તી" નામની કેતાબ (પા. ૩૭) માં કહી ગયા છે, કે "રોજ ૬ ઠો ખોરદાદ અમશાસ્પંદ અને માહ ૧ લો ફરઅરદીન અને પાદશાહ લોહોરાશપની પાદશાહીનું વરસ ૧૧૦) મું હતું. તે મોબારક દહાડે બામદાદના વખત ઉપર પેગમ્બર જરથોશત માએને પેટે પેદા થઓ."

મરહુમ દસ્તુર પેશોતનજી, દસ્તુર જરથોસ્ત બેહેરામના જરથોસ્ત નામાને આધારે લખેલા "પેગમ્બર સાહેબ અશો જરથોસ્તના જનમારાના એહેવાલ"માં એક ઠેકાણે જણાવે છે (૧) કે "આપણો પેગમ્બર જરથોશત ઇરાનના પાદશાહ લોહરાસ્પની પાદશાહીના ૧૧૦ માં વરસની આખેરીએ રોજ ૬ ઠો અને માહ ૧ લો ફરવરદીન (એટલે જે ખોર્દાદ સાલને દિવસે) જનમ્યો હતો, એવું આપણી દીનની પેહેલવી તથા ફારસી ભાષાની કેતાબોમાં લખેલું છે."

એરવદ કાવસજી એદલજી કાંગા પોતાની ખોરદેહ અવસ્તા (૨) માં કહે છે કે "એ દહાડો (ખોરદાદસાલ)ને આપણી દીનને લગતી પાછલી કેતાબોમાં ઘણો મ્હોટો ગણેલો છે. સબબ કે એ દહાડે કદીમ ઇરાનની તવારીખના સંબંધમાં ઘણા અગત્યના બનાવો બન્યા હતા." એવા બનાવોમાંના એક તરીકે એવણ સાહેબ અશો જરથોસ્ત સાહેબના જન્મ પામવાનો બનાવ જણાવે છે.

મરહુમ દસ્તુર એરચજી સોરાબજી મેહેરજીરાણા પણ પોતાની "રેહબરે દીને જરથુસ્તી" નામની ચોપડી (પા. ૧૩)માં જણાવી ગયા છે કે "જરથોસ્તનો જન્મ રોજ ૬ ઠો ખોર્દાદ અને માહ ૧ લો ફરવરદીન યાને ખોરદાદસાલને દહાડે થાયો હતો."

---

(૧) એવણની પોતાની એ પુસ્તકની પેહેલી આવૃતી પા. ૨૯, નોટ.

(૨) પાંચમી આવૃતિ પા. ૧૪૫ નોટ.

હવે ખોર્દાદ સાલને લગતા ઉપલાં ખાસ પેહેલવી લખાણમાં, તેમજ તેને લગતા રેવાયતના ખાસ તરજુમામાં, ખોર્દાદસાલને પેગમ્બરના જન્મ દિવસ તરીકે જણાવ્યો નથી. દિનકર્દના સાતમાં દફતરમાં અને જાડસપરમ વિગેરેમાં પેગમ્બર જરથોસ્તની જીંદગીને લગતું જે વર્ણન છે, તેમાં પણ એ બાબે કાંઇ લખાણ નથી. દસ્તુર જરથોસ્ત બેહરામે બનાવેલું ફારસી જરથોસ્ત નામું, જેનો મરહુમ દસ્તુર પેશોતનજી બેહરામજી સંજાણાએ તરજુમો કર્યો છે, તેમાં પણ એ બાબે ઇસારો નથી. તે છતાં કોઇ બીજાં પાછલાં પેહેલવી ફારસી લખાણમાં એ ઇસારો હોય, જે મારા જોવામાં આવ્યો નથી.

હવે જોકે દીનકર્દ જેવા દફતરમાં ખોર્દાદસાલને પેગમ્બરના જન્મ દિવસ તરીકે જણાવ્યો નથી, તે છતાં પાછળથી–આગળથી નહીં તો–કાંઇ નહીં તો હાલમાં બેત્રણ જમાના થયા તે એમ ગણવા લાગ્યો, તેનો સબબ હું નીચે પ્રમાણે ધારૂં છુ :—

બુન્દેહેશ[1] માં, જ્યાં જૂદા જૂદા પાદશાહોના રાજ્યના વર્ષો જણાવ્યાં છે, ત્યાં શાહ ગુસ્તાસ્પના રાજ્ય માટે કહે છે કે,

"કએ ગુશતાસ્પ વદ મતને દીન સી શન્ત અકવીન સદો બીશ્ત શન્ત"

એટલે "કએ ગુસ્તાસ્પે (જરથોસ્તી) દીન આવી પહોંચવા સુધી ૩૦ વર્ષ, કુલે ૧૨૦ વર્ષ (રાજ્ય કીધું.)" હવે એ બનાવ ૧૨૦૦૦ વર્ષના બાર હજારામાંના ૯ મા હજારાની સેવટની આગમચ ૩૦ વર્ષપર બન્યો હતો.

હવે દીનકર્દના દફતર ([2]) સાતમા પ્રમાણે એજ વખતે પેગમ્બર જરથોસ્તનો જન્મ થયો હતો. હવે જરથોસ્તને પોતાના જન્મને બરાબર ૩૦ વર્ષ પૂરા થયા પછી એટલે પોતાને ૩૧ મે વર્ષે અને દસમા હજારાની શરૂઆતમાંજ દાદાર ઓરમજદ સાથે પેહેલી પુર્સેશ પાસોખ થઇ ([3]). એ બનાવનો દિવસ આપણે જોયો કે, ઉપલાં પેહેલવી અને ફારસી લખાણમાં ખોર્દાદસાલનો જણાવ્યો છે. હવે ત્યાર પછી ૧૨ વર્ષે શાહ ગુસ્તાસ્પ જરથોસ્તી દીન પેગમ્બર તરફથી કબુલ રાખે છે. તે દિવસ પણ આપણે ઉપલા પેહેલવી અને ફારસી લખાણ પ્રમાણે જોયો કે ખોર્દાદસાલનો હતો, અને એ વર્ષ બરાબર ૧૦ માં હજારાની શરૂઆતના સંબંધમાં ગણવામાં આવ્યું છે.

હવે જ્યારે પેગમ્બરની પેહેલી પુર્સેશ પાસોખનો દિવસ અને તેણે ગુસ્તાસ્પને દીન સમજાવવાનો દિવસ પણ ખોર્દાદસાલનો જણાવવામાં આવે છે, ત્યારે એના જન્મનો દિવસ, જે ઉપલા બે બનાવોની બરાબર ૩૦ અને ૪૨ વર્ષ આગમચ બનેલો હતો, તે પણ એ ખોર્દાદસાલને દહાડે બન્યો હોય એમ અનુમાન નીકળે.

ત્યારે જો કોઇ પુરાણા પુસ્તકો નહીં, તો પાછલા બે ચાર જમાનાનાં પુસ્તકો, જે સીધ્ધી રીતે નહીં તો અનુમાનથી આડકતરી રીતે, આજના દિવસને પેગમ્બરે જરથોસ્તની જીંદગીના બીજા જાણીતા બનાવો સાથે તેના જન્મના દિવસ સાથે જોડે છે. હવે એ જોડાણ ગમે તેવું હોય, તોપણ આપણે એક રીતે આપણા પેગમ્બરના જન્મનો દિવસ પાળવાને અને તેનાં જન્મ વખતનાં કોઇ બનાવનો વિચાર કરવાને ભેગા મળ્યા છીએ.

---

(૧) વેસ્ટ બાબ ૩૪ ફ. ૭. મારી બુનદેહેશ પા. ૧૮૩-૮૫.

(૨) દફતર ૭ બાબ ૨ ફ. ૨૪. બાબ ૫. ફ. ૧. ડા. વેસ્ટ S.B.E. Vol. XVII.

(૩) દફતર ૭ બાબ ૩, ફ. ૫૧–૬૨.

**સાલગીરેહ ઉગારવી તે શું?**—સાલગીરેહ શબ્દ આપણે જીવતાં આદમીઓના સંબંધમાંજ ઘણે ખરે બોલીએ છીએ. દરેક ધણી પોત પોતાની સાલગીરેહ ઉગાડે છે, અથવા એક કુટુંબ પોતપોતાના કુટુંબીઓની સાલગીરેહ ઉગાડે છે. ઘણા ખાસ દાખલાઓમાં આમ લોકો પોતાના કોઇ જાહેર શખ્સની સાલગીરેહ ઉગાડે છે. એમ બને છે ત્યારે દિસે છે કે તે ધણીએ આમ લોકોના ઉપકાર ઉપર પોતાની અસાધારણ સેવાઓથી પોતાનો હક સ્થાપ્યો છે. દાખલા તરીકે થોડાક દિવસ થયાંજ આપણે આપણા પેલા બખ્તાવર હમદીન અને હમશેહરી શેઠ દાદાભાઇ નવરોજજીના સંબંધમાં જોયું કે તેવણની સાલગીરેહ જાહેર રીતે પાળવાને એક ભલા શેહેરીની મેહરબાનીથી મુંબાઇ-વાસીઓને તક મળી હતી.

હવે જીવતા જાહેર પુરૂષોની સાલગીરેહ તેઓની હૈયાતીમાં આમ લોકો પાળે, એ એક વાત છે, પણ તેઓના મરણ બાદ, તેઓના મરણ દિવસ સાથે વળી તેઓનો જન્મ દિવસ પણ પાળવામાં આવે, એ અસાધારણ હોય છે. આપણા મરહુમ રાણીજી વીકટોરીઆનો જન્મ દિવસ તા૦ ૨૪ મી મેહેને દીને "વીકટોરીયા ડે" તરીકે આપણે હાલ પળાતો જોઇએ છીએ.

એ મુજબ આપણા પેગમબરના જન્મ દિવસ તરીકે પાછળથી પળાતો કે ગણાતો આજનો મુબારક દિવસ પાળવાને ગાથા સોસાયટીએ આજે શરૂઆત કીધી છે. એ એક મુબારક આવકારદાયક પગલું છે. એઓના આમંત્રણને માન આપીને આજે આપણે અતરે પેગમ્બર જરથોસ્ત સાહેબની સાલગીરેહ ઉગાડવાને, તેવણની સાલગીરેહનો દિવસ પાળવાને ભેગા મળ્યા છીએ.

હવે સાલગીરેહ અથવા વરપગાંઠ પાળવી અથવા વરસ ઉગાડવું એટલે શું, તે બાબે હું આગળ બે વર્ષ ઉપર "મારી સાલગીરેહ" એ વિષયમાં જરા વિગતે બોલ્યો છું. માટે તે બાબે વધુ અતરે બોલીશ નહીં. પણ ટુકમાં કહીશ, કે સાલગીરેહ અથવા વર્ષગાંઠ શબ્દમાં 'ગીરેહ' અથવા ગાંઠ શબ્દજ આપણને સાલગીરેહ અથવા વર્ષગાંઠ અથવા જન્મ દિવસ કેમ પાળવો, તે માટે કેટલાક ભલા વિચારો સુચવે છે. કાંઇ નહીં તો એ શબ્દો એ દિવસે આપણાં ભલાં માટેના અને ભલી જીંદગી ગુજારવા માટેના કોઇક ગાંઠો આપણા મનમાં વાળવાને વિચારો સૂચવે છે.

કોઇ ચોકસ મહાન પુરૂષોની સાલગીરેહ આમ લોકો ઉગાડે ત્યારે આમ લોકો તે જાહેર પુરૂષોના સદગુણો ને યાદ કરે, તે સદગુણોની સ્તુતિ કરે, તેના કોઇ ચોકસ પ્રજા ઉપયોગી કામોને યાદ કરે અને તે ઉપરથી તે સાલગીરેહ પાળનારાઓ પોતે ધડો લીએ અને બીજાઓને આપે.

એજ મુજબ આપણા બરહક પેગમ્બરની સાલગીરેહ ઉગાડવા માટે આજે ભેગા મળતાં આપણે તે મહાન પેગમ્બરના કોઇક સદગુણો યા કામો યાદ કરી તે ઉપર ચીંતન કરવાનું છે અને તેની નકલ કરવાની છે. એવા મહાન પુરૂષના કોઇ સદગુણને અથવા ભલાં કામને યાદ કરવું અને તે બાબે બે ઘડી ધીરજથી વિચાર કરવો અને ચીંતન કરવું, એ એક ભલું કામ છે. એવા પ્રકારનું શાંત ચીંતણ, એક જાતની ભલી બંદગી છે.

**ભલા વિચાર એ બંદગી.**—એ બાબે જર્મન ફીલસુફ હેગેલના શબ્દો જાણવા-જોગ છે. કહે છે કે એક દિવસ એ જર્મન ફીલસુફને તેની ઘરવાળીએ ઠપકો આપ્યો, કે "તમો આતવારે દેવલમાં કેમ નથી આવતા." ? ત્યારે હેગેલે જવાબ આપ્યો કે Meine

liebe frau, das denken ist auch Gottes dienst એટલે "મારાં મેહેરબાન બાઇ, વિચાર કરવો ( ચીંતન કરવું ) એ પણ ખોદાતાળાની બંદગી છે."

ત્યારે આજે આપણને પેગમ્બર જરથોસ્તની અને તેવણનાં કામોની યાદ કરવાની છે, તે બાબે થોડોક વિચાર કરવાનો છે. પણ ફક્ત યાદથી શું ફાયદો થાય ? આપણે કહ્યું કે શાંત વિચાર અથવા ચીંતન એક જાતની બંદગી છે, પણ બંદગી પણ તેની સાથે સાથ કામ વગર પુરતી અસરકારક નિવડતી નથી. તેની સાથે પણ કામ જોઇએ.

આપણે ત્યારે આજના શુભ દિવસે જે કામ કરવાનો વિચાર કરવાનો છે તે આ, કે જે ભલાં કામો તેવણ સાહેબે કર્યાં હોય, તેની નકલ કરી તે કામો કરવાનો વિચાર કરવો. પેલા વારેવડીએ બોલાતા શબ્દો કે " યાવરનો અસ જરથુસ્ત્રો ......તા વરેનાચા તકએષાચા " એટલે, " જે રીતનો જરથોસ્ત હતો ............ તે રીત અને તરીકાનો ( હું થાઉં ) ", તે આપણે આપણાં કામથી ખરા પાડવાનો વિચાર કરવો.

આજે આપણે આપણા પેગામ્બરના જન્મ દિવસ તરીકે ગણાતા આ શુભ દિવસે તેવણ બાબે જે થોડોક વિચાર કરીશું તે આપણા વિષયની શરૂઆતમાં યાદ કરેલા ફકરા બાબે છે, કે જેમાં કહે છે કે તેવણના જન્મથી કુલ કુદરત હસી. આપણે એ બાબતનો આજે જરા વિચાર કરીએ અને જોઇએ, કે આપણે એ બાબતમાં એ સાહેબની કાંઇ નકલ કરી શકીશું અને કુદરતને હસતી કરી શકીશું કે.

**પેગમ્બરનાં જન્મથી કુદરતની ખુશાળી.**—એ બનાવ ફર્વર્દીન યસ્તના શરૂઆતમાં મેલેલા ફકરામાં જણાવવા પ્રમાણે આ છે, કે પેગમ્બરનાં જન્મ વખતે ઝાડપાનો અને પાણી અને કુલ કુદરત ખુશાલ થઇ અને શુકરાના કરવા લાગી કે "ભલે પેગમ્બર જરથોસ્ત પેદા પડયો કે, હવે અમારી વૃદ્ધિ થશે." અવસ્તાના એ વર્ણનનો આપણને પહેલવી દીનકર્દ ( દફતર VII બા. ૫ ફ. ૨ S. B. E. XLVII p. 74 ) માં પણ ઇસારો મળે છે.

હવે અવસ્તાના લખાણ અને પેહેલવી દીનકર્દના લખાણ વચ્ચે એક ફરક છે, જેને ફરક નહીં કહીશું પણ વધારો કહીશું. જ્યારે અવસ્તાના ઉપલા ફકરામાં પેગમ્બર જરથોસ્તના જન્મ વેળા સ્પેનામીનોની પેદા કીધેલી તમામ પેદાયશને ખુશાલીના પોકારો કરતી જણાવી છે, અને તેમાં પાણી અને ઝાડોને ખાશ રીતે ખુશાલ થતાં જણાવ્યાં છે, ત્યારે દીનકર્દ (૧) માં પશુઓ અને ગોસ્પંદોને અને આતશના મીનોને ખુશાલ થતાં જણાવ્યાં છે. ત્યાં કહે છે કે જ્યારે જરથોસ્તે જાહેર કરેલા શબ્દો સઘળે સંભળાયા ત્યારે એ સર્વ ખુશ ખુશ થયાં.

ઝાડપાન અને પાણીનું, કુલ કુદરતનું, ખુશી થવું અને હસવું, એ અલંકારિક રીતે આપણે લેતા આવીએ છીએ અને લઇએ છીએ. પણ હવે જાણે વખત આવી લાગ્યો છે કે આપણે ખરેખર પણ તેઓને હસતાં અને ખુશી થતાં સમજીએ. આપણ માનતા આવ્યા છીએ કે ફક્ત માણસ અને જાનવરોમાં જીવન શકિત છે અને ચોકસ હદે ઝાડપાનોમાં પણ તે છે. પણ આપણાજ દેશના એક કાબેલ ઉસ્તાદ પ્રોફેસર બોઝની શોધખોળો હવે આપણને એવું માનવાને તૈયાર કરે છે કે પથ્થર જેવી નિર્જીવ ગણાતી ચીજોમાં

(૧) દફતર ૭ બાબ. ૫ ફ. ૨.

# પેગમ્બર જરથોશતના જન્મથી કુલ કુદરતની ખુશાલી. (૧)

"જરથુસ્તહે સ્પિતામહે ઇધ અપઓનો અષીમ્ચ ફ્રવષીમ્ચ યજમઇદે........યેહે જાંથએચ વક્ષએચ ઉર્વાસેન આપો ઉર્વરાઓસ્ચ, યેહે જાંથએચ વક્ષએચ ઇક્ષિન આપો ઉર્વરાઓસ્ચ; યેહે જાંથ એચ વક્ષએચ ઉસ્તતાતેમ નિમ્રવન્ત વીસ્પાઓ સ્પેન્તો-દાતાઓ દામાન.

ઉસ્ત-નો જાતો આથ્રવ યો સ્પિતામો જરથુસ્ત્રો ફ્રા-નો યજાઇતે જઓથ્રાબ્યો સ્તેરેતો-બરેસ્મ જરથુસ્ત્રો. ઇધ અપાંમ વીજસાઇતિ વંધઉહિ દએન માજદયસ્નિશ વીસ્પાઇશિ અવિ કર્ષવાંન યાઇશ હફ્‌ત." (ફ્રવર્દીન યસ્ત ફ. ૮૭ થી ૯૪).

અર્થ—સ્પીતમાન જરથોસ્તની અશોઇને અને તેનાં ફરોહરને અમો અંહી આરાધીએ છીએ, સ્પીતમાન જરથોસ્ત,

હતો જે પેહેલો ભલું ધારનાર,
હતો જે પેહેલો ભલું બોલનાર;
હતો જે પેહેલો ભલું બોલનાર,
હતો જે પેહેલો ભલું કરનાર:
હતો જે પેહેલો આથોરનાન,
હતો જે પેહેલો ખરો પહેલવાન:
હતો જે પેહેલો ખરો પહેલવાન,
હતો જે પેહેલો ખરો ખેતીબાન;
કેળવણી લેવા પેહેલો કુરબાન,
કેળવણી આપવા પેહેલો મેહેરબાન.
મેળવતો સર્વનો પેહેલો તે પ્યાર,
સ નો થતો પેહેલો તે યાર.
ગોસપંદને અનાજ તેના પ્રતાપ,
દાનાઇના સખુનમાં લેતો તે લાભ.
ફરમાબરદારી અને પાદશાહી
ખોદાની સર્વ ભલી ભલાઇ,
અશોઇની તોખમની પવિત્રાઇ,
તે સઘળાંની કરતો તે રાહનુમાઇ.
હતો તે પેહેલો આથોરનાન,
હતો તે પેહેલો ખરો પેહેલવાન;
હતો તે પેહેલો ખરો ખેતીબાન,
શું દેવો કે માણુસ અજ્ઞાન,

(૧) આ વિષય ઉપર ગાથા સોસાયટી મારફતે રોજ ૬ ઠો માહા ૧ લો સને ૧૨૭૩ યજદેજરદી, તા૦ ૨૦ મી સપ્ટેમ્બર ૧૯૦૩ ને દીને સાંજે ૫-૩૦ ને અમલે જરથોસ્તી અંજુમનના આતશબેહરામમાં એક જાહેર ભાષણ આપ્યું હતું.

તે સર્વની તોડી સત્તા ને દોર,
સચ્ચાઇની વખાણુનો ઉઠાવ્યો શોર.
દેવોનો નાશ કર્યો પસંદ,
અહુરમજદી રાહપર ઊલતમંદ,
હાડમંદ દુનિયામાં બોલ્યો પ્રથમ,
સખુન જે અહુરમજદી રાહ ને રસમ.
આ દ્વાની જેહાનમાં કર્યા પ્રસાર,
અહુરમજદી સખુન ને રાહબર કરાર.
આ હાડમંદ દુનિયામાં કર્યું જાહેર,
"રહો દેવોના રાહથી દૂરને બાહેર."
હતો તે સર્વમાં પેહેલો બહાદુર,
હતો નેક જીંદગી ને રિવાજમાં પુર,
જન્મને વૃદ્ધિથી થયાં ખુશાલ,
શું, પાણી કે ઝાડપાન; તેમનો સુકાળ.
જન્મને વૃદ્ધિથી, થયાં આબાદ,
શું પાણી કે ઝાડપાન ખુશ અને શાદ.
જન્મ ને વૃદ્ધિના મુબારક નામ,
થી બોલતી થઇ પેદાયશ નીચલા કલામ.
"સાબાશ રે સાબાશ! જરથોસ્ત સાબાશ!
ભલે તે જનમ્યો અમ કાજે ખાશ,
કે બરસમ ને જોરની ક્રિયાઓ શાદ
કરશે તે સાથે આરાધના યાદ;
કુલ દુનિયા જે હપ્ત કેસ્વર જમીન,
ત્યાં ફેલાવશે તે માજદયસ્નાન દીન"

**પેગમ્બરનાં ગાથાનું નામ ધરાવનાર મંડળી અને તેનું કામ**—પૂર્વદીન યસ્તનો ઉપલો ફકરો આજના મારા વિષયનો આધાર છે. આજે આપણે આપણામાં ઉભી થયલી એક નવી મંડળીના આમંત્રણથી ભેગા મળ્યા છીએ. આપણામાં ઘણીક ધર્મ સંબંધી મંડળીઓ છે. તેમાં આ એક નવી છે, અને આપણે આશા રાખીશું, કે એ જેમ નવી તેમ એક નવા પ્રકારની પણ નીવડે. આપણામાં ત્રણ ચાર ધર્મસંબંધી મંડળીઓ છે. તે સર્વે ચાહે તો પોતપોતાનું કામ એકમેકને આડે આવ્યા વગર, ચુપચુપ, હોહા કર્યા વગર, ટોળાંનાં ભલાં માટે કરતી રહે. એક મંડળી આપણા ટોળામાં બહારથી દાખલ થતાં કોઇ આકીનો યા રસમોને દૂર રાખવાની, અને જે જરથોસ્તી હોય તે સાચવી રાખવાની રાહનુમાઇ કરતી રહે. બીજી ધર્મ અને ક્રિયા વચ્ચે શું સંબંધ છે, તે તેના ખરા રૂપમાં દેખાડી તે ઉપર એતેકાદ વધારતી રહે. ત્રીજી જશનો જેવા, ધર્મસંબંધી તેમ ધર્મ-સંસારી શુભ મેલાવડા કરી બોધ આપતી રહે. ચોથી માંહોમાંહે બાઇબંદી વધારતી રહે અને ટોળાના સામાન્ય ભલાં કામોમાં ભાઇબંધી જાળવવાને શિખવે. આ નવી મંડળીને માટે જે કામ હું વિચારી શકું છું, તે આ છે, કે તે આપણા જવાનો સનમુખ નીતિમાન જીંદગી ગુજારવા માટેનો એક ઉંચો ખ્યાલ ( ideal ) ધરતી રહે. કહે છે કે

આપણા કેટલાક ઉઘરતા જુવાનોમાં હદ બહાર મોજશોખ અને સરત અને જુગારનો લખ વધ્યો છે-અને આપણે માનવાને તૈયાર થઈશું, કે ખોદાની મેહેરથી જેટલું કહેવામાં આવે છે તેટલું એમ નથી—અને તેવા અણુઘટતા શોખો પોતા પાછળ અ-પ્રમાણિકપણું, નીતિના ઉંચા પ્રકારનું ઢીલું બંધારણ વિગેરે લાવે છે. ત્યારે આ મંડળી તેવી હાલત સામે કામ કરી જુવાનો સામે નીતિભર્યા માર્ગનો એક ઉંચો ખ્યાલ રજુ કરે તો તે એક ભલું કામ ગણાય. આપણા ગાથા એક પ્રકારની ઉંચામાં ઉંચી નીતિ દેખાડ-નારાં, નીતિભરી ફીલસુફીની વળાણ ( ethico-philosophical spirit ) દેખાડનારાં લખાણો છે. માટે પોતાના નામને છાજતી રીતે, આ મંડળી જો આપણા ટોળામાં નીતિનું ઉંચુ ધોરણ-પછી તે નીતિ, ઘરમાં, સંસારમાં, વેપાર વણજમાં કે રાજ્ય પ્રકરણમાં-રજુ કરે, તો તે માટે પુરતું નવું કામ છે.

ખુશીની વાત છે કે આ મંડળી આપણી કોલેજોમાં શિખતા જુવાનોએ અને કોલે-જોમાંથી શિખીને બહાર પડેલા જુવાનોએ આરંભી છે. વિદ્યાલય અને ધર્માલય (School and Church) એમ એકમેકને જ્યારે યારી દે ત્યારે એક ટોળા યા પ્રજા માટે વધારે સંગીન ફાયદાની આશા રહે. હાલના જર્મન શાહાનશાહના વિદ્યાલય અને ધર્માલય વચ્ચેના આવા સમાગમના સખુનો જાણવાજોગ છે. એ શાહાનશાહ ઘણો ધર્મી પાદશાહ ગણાય છે. ખોદાતાળાના ઉપર તેના મકમ વિશ્વાસ ઉપરથી અને તેને હમેશા યાદ કરવાની તેની તજબેહ ઉપરથી તે એક "બંદગી કરતો શાહાનશાહ" (Praying emperor) તરીકે ઓળખાય છે. તેના આ શબ્દો છે કે, "Let the school respect and honour the church and let the church stand by the school and help in its work." એટલે "કેળવણીએ ધર્મને માન અને ઇજત આપવું જોઇએ અને ધર્મે કેળવણીની બાજુએ ઉભું રહેવું જોઇએ અને તેનાં કામમાં મદદ કરવી જોઇએ." ત્યારે આ મંડળી મારફતે થતા આવા સમાગમથી સારા ફાયદાની આશા રાખી શકાય. એ મંડળીએ નજદીક વરસ દહાડો થયો પોતાનું કામ ગુપચુપ રીતે માંહોમાંહે ભેગા મળી વિચારોના આવ-જોમાવજો કરી શરૂ કર્યું છે. તેણે પોતાનો પેહેલવેહેલો જાહેર દેખાવ પોતાના નાયબ સરનશીનના એક કિમતી ભાષણથી કર્યો છે. તેના એ શુભ કામનું મુહુર્ત આપણા માન પામેલા વાઇસ ચેન્સેલર, ડા૰ મેકીકન, જેવણ એક ભણેલા અંગ્રેજી ધર્મગુરૂ છે, તેવણના પ્રમુખપણા હેઠળ થઇ ચુક્યું છે. આજે તે મંડળીના બીજા જાહેર દેખાવ વખતે જો એક પારસી ધર્મગુરૂ તરીકે તેને માટે દુઆના બે શબ્દો બોલવાની રજા લેઉં, તો તે આ છે, કે "ઓ ખોદા ! આ મંડળીના કામ ઉપર તારા આશીર્વાદ વરસાવ અને અમારા ટોળામાં નીતિનું, સર્વ પ્રકારની નીતિનું, ચઢતું ધોરણ સ્થાપવાને આ મંડળીને તું સહાય થા."

આ મંડળીના મુનશીએ જ્યારે મંડળી તરફથી તેના બીજા જાહેર મેલાવડા સનમુખ ઉભું રહેવાને મને લખ્યું, ત્યારે મને જણાવ્યું કે આજના મુબારક દિવસે આપણા બરહક પેગમ્બરનો જન્મ દિવસ છે, માટે એ શુભ પ્રસંગને અનુસરતા વિષય ઉપર મારે કાંઇ બોલવું. એવણની એ એલ્તેમાસ મુજબ, મેં આપણાં પેગમ્બરના જન્મ દિવસે, તેવણના જન્મ વખતે, જે એક બનાવ બનેલો જણાવવામાં આવ્યો છે, તે બનાવ ઉપર થોડાક વિચારો જાહેર કરવાનો આજે ઇરાદો રાખ્યો છે.

**ખોર્દાદસાલ અને પેગમ્બરનો જન્મ દિવસ.**—મંડળીના મુનશીએ જણાવ્યું છે તેમ, અને જેમ ઘણાક સાહેબો સાધારણ રીતે માને છે તેમ, આજનો દિવસ આપણા

પેગમ્બરના જન્મનો દિવસ છે કે નહીં, તે બાબે મેં પેહેલે, જે ફરસદ હું ફાજલ પાડી શકયો છું તે ફરસદમાં જે તપાસ્યું છે તે તપાસમાં જોયું છે, કે ખોર્દાદશાલને દહાડે બનેલા બનાવોની હકીકતનું જે પેહેલવી લખાણ આપણામાં બચી રહયું છે, અને જે કોઇક વાર "માદીગાને બીનાએ ફ્રવર્દીન યુમે ખોર્દાદ" એવે નામે બોલાય છે, તેમાં એ દિવસને પેગમ્બર જરથોસ્તના જન્મ દિવસ તરીકે જણાવ્યો નથી, પણ પેગમ્બર જરથોસ્તની જીંદગીના બીજા બનાવોના દિવસ તરીકે જણાવ્યો છે. ત્યાં એ બાબે નીચે મુજબ લખાણ છે.

પહેલવી:—પુર્સીદ આહલોબન જર્તુહસ્ત મિન ઓહરમજ્દ આઇગ મેમન રાએ મર્દુમાન બીનાએ ફ્રવર્દીન યુમે ખોર્દદ મિન અવારીક યુમહા પવન મસ વ શપીર વ ગેરામીતર યેખ્સુન્દ ?

ઓહરમજ્દ પાસખુન યેહબુન્ત આઇગ સ્પિતામાન જર્તુહસ્ત ! ...... બીનાએ ફ્રવર્દીન યુમે ખોર્દદ જર્તુહસ્ત સ્પિતામાન વલ વીનસ્ને વ હમ-પુર્સગીઅ એ ઓહરમજ્દ ૪ ખુદા યામતુનીત.

બીનાએ ફ્રવર્દીન યુમે ખોર્દદ જર્તુહસ્તે સ્પિતામાન દીને મજદયસ્નાન મિન ઓહરમજ્દ ઈ ખુદા બરા મકીશ્ન્ત.

બીનાએ ફ્રવર્દીન યુમે ખોર્દદ કએ વિશ્તાસ્પ શાહ દીન મિન જર્તુહસ્ત બરા મકીશ્ન્ત (૧)

અર્થ:-અશો જરથોસ્તે ઓહરમજ્દને પુછયું, કે શાને માટે માણસો ફ્રવર્દીન મહિનો અને ખોર્દાદ રોજને, બીજા રોજો કરતાં, મોટો અને મુબારક અને વધારે અગત્યનો ગણે છે ?

ઓહરમજ્દે જવાબ આપ્યો કે "ઓ સ્પીતામાન જરથોસ્ત ! ...... ફ્રવર્દીન મહિનો અને ખોર્દાદ રોજે સ્પિતામાન જરથોસ્તે દાદાર ઓહરમજ્દને જોયો અને પુર્સશ-પાસોખ કીધી (છુટો અર્થ-ઓહરમજ્દ, જે ખોદા તેને જોવા તરફ અને તેની સાથની પુછપરછ તરફ પહોંચ્યો). ફ્રવર્દીન મહિનો ને ખોર્દાદ રોજે સ્પિતામાન જરથોસ્તે મજદયસ્ની દીન દાદાર ઓહરમજ્દ, જે ખોદા, તે તરફથી કબૂલ રાખી. ફ્રવર્દીન મહિનો ને ખોર્દાદ રોજે કએ ગુશ્તાસ્પ પાદશાહે જરથોસ્ત તરફથી દીન કબૂલ રાખી.

દારાબ હોરમજ્દયારની રવાયત (૨) માં પણ આપણને એ ખોરદાદ સાલના દિવસની અગત્યતાનું વર્ણન મળે છે. તેમાં ઉપલા પેહેલવી લખાણને મળતું નીચલું લખાણ આપણે જોઈએ છઇએ :—

પુર્સીદ અશો જરતોસ્ત અજ અઉરમજ્દ કે ચેરા મર્દુમ માહે ફ્રવર્દીન રૂજે ખોર્દાદ અજ અવાની રૂજહા મેહ વ ગેરામી દારન્દ અઉરમજ્દ પાસુખ દાદ કે સ્પીતમાન જરતોસ્ત......માહે ફ્રવર્દીન જરતોસ્ત અસ્ફન્તમાન અવીગુયશ હમ પુર્સશ એ અઉરમજ્દ ખોદાએ રસીદ. માહે ફ્રવર્દીન રૂજે ખોર્દાદ જરતોસ્ત અસ્ફન્તમાન દીને બેહ માજદયસ્નાન અજ અઉરમજ્દ ખોદાએ એ પદીરફ્ત માહે ફ્રવર્દીન રૂજે ખોર્દાદ કએ ગુશ્તાસ્પ દીને હોરમજ્દ અજ જરતોસ્ત પદીરદ.

(૧) દસ્તુર ડા૦ જામાસ્પજી મીનોચેહરજીનો પ્રગટ થતો પેહેલવી ટેક્ષ્ટ, પાનું ૧૦૨ અને પા. ૧૦૪, લીટી ૧૬ થી પા. ૧૦૫ લીટી ૪.

(૨) જુઓ બોંબે યુનીવરસીટી લાઈબ્રેરીના નકલ વાલમ II. ફોલીઓ ૪૦૧ ક. લીટી ૧૩ અને ફોલીઓ ૪૦૧ ખ. લીટી ૭ થી ૯

આ લખાણુ પ્રમાણે ત્યારે પેગમ્બર જરથોસ્તની જીંદગીના નીચલા ત્રણ મુખ્ય બનાવો, ખોર્દાદ સાલના આ મુબારક રોજે—અલબતે એકના એક વર્ષના એ દિને નહીં, પણ જૂદા જૂદા વર્ષના એજ મુબારક દિવસે—બન્યા હતા.

૧. પેગમ્બર જરથોસ્તે પોતાના લાંબાં સાંત ચીંતણુ પછી એ દિવસે પોતાના મનની નજરે દાદાર ઓહરમજદને પેહેલાં જોયો અને તેને પોતાના મનમાં ઉત્પન્ન થતા સવાલો પુછયા અને તેનાં જવાબો મેળવ્યા.

૨. પેગમ્બર જરથોસ્તને એ દિવસે દાદાર ઓહરમજદ તરફથી જરથોસ્તી દીન મળી, એટલે, ઉપર મુજબ લાંબા વખતનાં ચીંતણુ પછી અને દાદાર ઓહરમજદ સાથેની વાતચીત અને સવાલ જવાબ પછી, તેણે પોતાની દીન પેહેલવહેલી દુનિયામાં જાહેર કીધી.

૩. પાદશાહા ગુસ્તાસ્પે એ દિને જરથોસ્તી દીન કબુલ રાખી.

હવે જોકે ખોર્દાદસાલને લગતા ઉપલા પેહેલવી અને ફારસી લખાણુ મુજબ પેગમ્બરના જન્મ દિવસ તરીકે નહીં, પણ તેની જીંદગીના બીજા બનાવોના દિવસ તરીકે, એ દિવસ જણાયલો છે, તોપણ આપણા હાલના બે ત્રણ પેહેડીના ભણેલા દસ્તુર સાહેબો એ દિવસને પેગમ્બરના જન્મ દિવસ તરીકે પણ ગણુતા આવ્યા છે.

દાખલા તરીકે મરહુમ દસ્તુર એદલજી દોરાબજી સંજાણા પણ પોતાની "મોઅ્જેજાતે જરથોસ્તી" નામની કેતાબ (પા. ૩૭) માં કહી ગયા છે, કે "રોજ ૬ ઠો ખોરદાદ અમશાસ્પંદ અને માહા ૧ લો ફરઅરદીન અને પાદશાહા લોહોરાશપની પાદશાહીનું વરસ ૧૧૦) મું હતું. તે મોબારક દહાડે બામદાદના વખત ઉપર પેગમ્બર જરથોશત માએને પેટે પેદા થએ."

મરહુમ દસ્તુર પેશોતનજી, દસ્તુર જરથોસ્ત બેહેરામના જરથોસ્ત નામાને આધારે લખેલા "પેગમ્બર સાહેબ અશો જરથોસ્તના જનમારાના એહેવાલ"માં એક ઠેકાણે જણાવે છે (૧) કે "આપણો પેગમ્બર જરથોશત ઇરાનના પાદશાહ લોહરાસ્પની પાદશાહીના ૧૧૦ માં વરસની આખેરીએ રોજ ૬ ઠો અને માહા ૧ લો ફરવરદીન (એટલે જે ખોર્દાદ સાલને દિવસે) જનમ્યો હતો, એવું આપણી દીનની પેહેલવી તથા ફારસી ભાષાની કેતાબોમાં લખેલું છે."

એરવદ કાવસજી એદલજી કાંગા પોતાની ખોરદેહ અવસ્તા (૨) માં કહે છે કે "એ દહાડા (ખોરદાદસાલ)ને આપણી દીનને લગતી પાછલી કેતાબોમાં ઘણો મ્હોટો ગણેલો છે. સબબ કે એ દહાડે કદીમ ઇરાનની તવારીખના સંબંધમાં ઘણા અગતના બનાવો બન્યા હતા." એવા બનાવોમાંના એક તરીકે એવણુ સાહેબ અશો જરથોસ્ત સાહેબના જન્મ પામવાનો બનાવ જણાવે છે.

મરહુમ દસ્તુર એરચજી સોરાબજી મેહેરજીરાણા પણ પોતાની "રેહબરે દીને જરથુસ્તી" નામની ચોપડી (પા. ૧૩)માં જણાવી ગયા છે કે "જરથોસ્તનો જન્મ રોજ ૬ ઠો ખોર્દાદ અને માહા ૧ લો ફરવરદીન યાને ખોરદાદસાલને દહાડે થાયો હતો."

(૧) એવણુની પોતાની એ પુસ્તકની પેહેલી આવૃતી પા. ૨૯, નોટ.

(૨) પાંચમી આવૃતિ પા. ૧૪૫ નોટ.

હવે ખોર્દાદ સાલને લગતા ઉપલાં ખાસ પેહેલવી લખાણમાં, તેમજ તેને લગતા રૈવાયતના ખાસ તરજુમામાં, ખોર્દાદસાલને પેગમ્બરના જન્મ દિવસ તરીકે જણાવ્યો નથી. દિનકર્દના સાતમાં દફ્તરમાં અને જાડસપરમ વિગેરેમાં પેગમ્બર જરથોસ્તની જીંદગીને લગતું જે વર્ણન છે, તેમાં પણ એ બાબે કાંઇ લખાણ નથી. દસ્તુર જરથોસ્ત બેહરામે બનાવેલું ફારસી જરથોસ્ત નામું, જેનો મરહુમ દસ્તુર પેશોતનજી બેહરામજી સંજાણાએ તરજુમો કર્યો છે, તેમાં પણ એ બાબે ઇસારો નથી. તે છતાં કોઇ બીજા પાછલાં પેહેલવી ફારસી લખાણમાં એ ઇસારો હોય, જે મારા જોવામાં આવ્યો નથી.

હવે જોકે દીનકર્દ જેવા દફતરમાં ખોર્દાદસાલને પેગમ્બરના જન્મ દિવસ તરીકે જણાવ્યો નથી, તે છતાં પાછળથી–આગળથી નહીં તો–કાંઇ નહીં તો હાલમાં બેત્રણ જમાના થયા તે એમ ગણાવા લાગ્યો, તેનો સબબ હું નીચે પ્રમાણે ધારૂં છું :—

બુન્દેહેશ [1] માં, જ્યાં જૂદા જૂદા પાદશાહોના રાજ્યના વર્ષો જણાવ્યાં છે, ત્યાં શાહ ગુસ્તાસ્પના રાજ્ય માટે કહે છે કે,

"કએ ગુશતાસ્પ વદ મતને દીન સી શન્ત અકવીન સદો બીસ્ત શન્ત"

એટલે "કએ ગુસ્તાસ્પે (જરથોસ્તી) દીન આવી પહોંચવા સુધી ૩૦ વર્ષ, કુલે ૧૨૦ વર્ષ (રાજ્ય કીધું.)" હવે એ બનાવ ૧૨૦૦૦ વર્ષના બાર હજારામાંના ૯ મા હજારાની સેવટની આગમચ ૩૦ વર્ષપર બન્યો હતો.

હવે દીનકર્દના દફતર ([2]) સાતમા પ્રમાણે એજ વખતે પેગમ્બર જરથોસ્તનો જન્મ થયો હતો. હવે જરથોસ્તને પોતાના જન્મને બરાબર ૩૦ વર્ષ પૂરા થયા પછી એટલે પોતાને ૩૧ મે વર્ષે અને દસમા હજારાની શરૂઆતમાંજ દાદાર ઓરમજદ સાથે પેહેલી પુર્સેશ પાસોખ થઇ ([3]). એ બનાવનો દિવસ આપણે જોયો કે, ઉપલાં પેહેલવી અને ફારસી લખાણમાં ખોર્દાદસાલનો જણાવ્યો છે. હવે ત્યાર પછી ૧૨ વર્ષે શાહ ગુસ્તાસ્પ જરથોસ્તી દીન પેગમ્બર તરફથી કબુલ રાખે છે. તે દિવસ પણ આપણે ઉપલા પેહેલવી અને ફારસી લખાણ પ્રમાણે જોયો કે ખોર્દાદસાલનો હતો, અને એ વર્ષ બરાબર ૧૦ માં હજારાની શરૂઆતના સંબંધમાં ગણવામાં આવ્યું છે.

હવે જ્યારે પેગમ્બરની પેહેલી પુર્સેશ પાસોખનો દિવસ અને તેણે ગુસ્તાસ્પને દીન સમજાવવાનો દિવસ પણ ખોર્દાદસાલનો જણાવવામાં આવે છે, ત્યારે એના જન્મનો દિવસ, જે ઉપલા બે બનાવોની બરાબર ૩૦ અને ૪૨ વર્ષ આગમચ બનેલો હતો, તે પણ એ ખોર્દાદસાલને દહાડે બન્યો હોય એમ અનુમાન નીકળે.

ત્યારે જો કોઇ પુરાણા પુસ્તકો નહીં, તો પાછલા બે ચાર જમાનાનાં પુસ્તકો, જો સીધ્ધી રીતે નહીં તો અનુમાનથી આડકતરી રીતે, આજના દિવસને પેગમ્બરે જરથોસ્તની જીંદગીના બીજા જાણીતા બનાવો સાથે તેના જન્મના દિવશ સાથે જોડે છે. હવે એ જોડાણ ગમે તેવું હોય, તોપણ આપણે એક રીતે આપણા પેગમ્બરના જન્મનો દિવસ પાળવાને અને તેનાં જન્મ વખતનાં કોઇ બનાવનો વિચાર કરવાને ભેગા મળ્યા છીએ.

---

(૧) વેસ્ટ બાબ ૩૪ ફ. ૭. મારી બુનદેહેશ પા. ૧૮૩-૮૫.

(૨) દફતર ૭ બાબ ૨ ફ. ૨૪. બાબ ૫. ફ. ૧. ડા. વેસ્ટ S.B.E. Vol. XVII.

(૩) દફતર ૭ બાબ ૩, ફ. ૫૧-૬૨.

**સાલગીરેહ ઉગારવી તે શું ?**—સાલગીરેહ શબ્દ આપણે જીવતાં આદમીઓના સંબંધમાંજ ઘણો ખરો બોલીએ છીએ. દરેક ધણી પોત પોતાની સાલગીરેહ ઉગાડે છે, અથવા એક કુટુંબ પોતપોતાના કુટુંબીઓની સાલગીરેહ ઉગાડે છે. ઘણા ખાસ દાખલાઓમાં આમ લોકો પોતાના કોઇ જાહેર શખ્સની સાલગીરેહ ઉગાડે છે. એમ બને છે ત્યારે દિસે છે કે તે ધણીએ આમ લોકોના ઉપકાર ઉપર પોતાની અસાધારણ સેવાઓથી પોતાનો હક સ્થાપ્યો છે. દાખલા તરીકે થોડાક દિવસ થયાંજ આપણે આપણા પેલા બખ્તાવર હમદીન અને હમશેહરી શેઠ દાદાભાઇ નવરોજજીના સંબંધમાં જોયું કે તેવણની સાલગીરેહ જાહેર રીતે પાળવાને એક ભલા શેહેરીની મેહરબાનીથી મુંબાઇ-વાસીઓને તક મળી હતી.

હવે જીવતા જાહેર પુરૂષોની સાલગીરેહ તેઓની હૈયાતીમાં આમ લોકો પાળે, એ એક વાત છે, પણ તેઓના મરણ બાદ, તેઓના મરણ દિવસ સાથે વળી તેઓનો જન્મ દિવસ પણ પાળવામાં આવે, એ અસાધારણ હોય છે. આપણા મરહુમ રાણીજી વીકટોરીઆનો જન્મ દિવસ તા૦ ૨૪ મી મેહેને દીને "વીકટોરીયા ડે" તરીકે આપણે હાલ પળાતો જોઇએ છીએ.

એ મુજબ આપણા પેગમબરના જન્મ દિવસ તરીકે પાછળથી પળાતો કે ગણાતો આજનો મુબારક દિવસ પાળવાને ગાથા સોસાયટીએ આજે શરૂઆત કીધી છે. એ એક મુબારક આવકારદાયક પગલું છે. એઓના આમંત્રણને માન આપીને આજે આપણે અતરે પેગમ્બર જરથોસ્ત સાહેબની સાલગીરેહ ઉગાડવાને, તેવણની સાલગીરેહનો દિવસ પાળવાને ભેગા મળ્યા છીએ.

હવે સાલગીરેહ અથવા વરષગાંઠ પાળવી અથવા વરસ ઉગાડવું એટલે શું, તે બાબે હું આગળ બે વર્ષ ઉપર "મારી સાલગીરેહ' એ વિષયમાં જરા વિગતે બોલ્યો છું. માટે તે બાબે વધુ અતરે બોલીશ નહીં. પણ ટુકમાં કહીશ, કે સાલગીરેહ અથવા વર્ષગાંઠ શબ્દમાં 'ગીરેહ' અથવા ગાંઠ શબ્દજ આપણને સાલગીરેહ અથવા વર્ષગાંઠ અથવા જન્મ દિવસ કેમ પાળવો, તે માટે કેટલાક ભલા વિચારો સુચવે છે. કાંઇ નહીં તો એ શબ્દો એ દિવસે આપણાં ભલાં માટેના અને ભલી જીંદગી ગુજારવા માટેના કોઇક ગાંઠો આપણા મનમાં વાળવાને વિચારો સૂચવે છે.

કોઇ ચોકસ મહાન પુરૂષોની સાલગીરેહ આમ લોકો ઉગાડે ત્યારે આમ લોકો તે જાહેર પુરૂષોના સદગુણો ને યાદ કરે, તે સદગુણોની સ્તુતિ કરે, તેના કોઇ ચોકસ પ્રજા ઉપયોગી કામોને યાદ કરે અને તે ઉપરથી તે સાલગીરેહ પાળનારાઓ પોતે ધડો લીએ અને બીજાઓને આપે.

એજ મુજબ આપણા બરહક પેગમ્બરની સાલગીરેહ ઉગાડવા માટે આજે ભેગા મળતાં આપણે તે મહાન પેગમ્બરના કોઇક સદગુણો યા કામો યાદ કરી તે ઉપર ચીંતન કરવાનું છે અને તેની નકલ કરવાની છે. એવા મહાન પુરૂષના કોઇ સદગુણને અથવા ભલાં કામને યાદ કરવું અને તે બાબે બે ઘડી ધીરજથી વિચાર કરવો અને ચીંતન કરવું, એ એક ભલું કામ છે. એવા પ્રકારનું શાંત ચીંતણ, એક જાતની ભલી બંદગી છે.

**ભલા વિચાર એ બંદગી.**—એ બાબે જર્મન ફીલસુફ હેગેલના શબ્દો જાણવા-જોગ છે. કહે છે કે એક દિવસ એ જર્મન ફીલસુફને તેની ઘરવાળીએ ઠપકો આપ્યો, કે "તમો આતવારે દેવલમાં કેમ નથી આવતા." ? ત્યારે હેગેલે જવાબ આપ્યો કે Meine

liebe frau, das denken ist auch Gottes dienst એટલે "મારાં મેહેરબાન બાઇ, વિચાર કરવો ( ચીંતન કરવું ) એ પણ ખોદાતાળાની બંદગી છે."

ત્યારે આજે આપણને પેગમ્બર જરથોસ્તની અને તેવણનાં કામોની યાદ કરવાની છે, તે બાબે થોડોક વિચાર કરવાનો છે. પણ ફકત યાદથી શું ફાયદો થાય ? આપણે કહ્યું કે શાંત વિચાર અથવા ચીંતન એક જાતની બંદગી છે, પણ બંદગી પણ તેની સાથે સાથ કામ વગર પુરતી અસરકારક નિવડતી નથી. તેની સાથે પણ કામ જોઇએ.

આપણે ત્યારે આજના શુભ દિવસે જે કામ કરવાનો વિચાર કરવાનો છે તે આ, કે જે ભલાં કામો તેવણ સાહેબે કર્યાં હોય, તેની નકલ કરી તે કામો કરવાનો વિચાર કરવો. પેલા વારેઘડીએ બોલાતા શબ્દો કે "યાવરનો અસ જરથુસ્ત્રો ......તા વરેનાચા તકએષાચા" એટલે, "જે રીતનો જરથોસ્ત હતો ............ તે રીત અને તરીકાનો ( હું થાઉં )", તે આપણે આપણાં કામથી ખરા પાડવાનો વિચાર કરવો.

આજે આપણે આપણા પેગામ્બરના જન્મ દિવસ તરીકે ગણાતા આ શુભ દિવસે તેવણ બાબે જે થોડોક વિચાર કરીશું તે આપણા વિષયની શરૂઆતમાં યાદ કરેલા ફકરા બાબે છે, કે જેમાં કહે છે કે તેવણના જન્મથી કુલ કુદરત હસી. આપણે એ બાબતનો આજે જરા વિચાર કરીએ અને જોઇએ, કે આપણે એ બાબતમાં એ સાહેબની કાંઇ નકલ કરી શકીશું અને કુદરતને હસ્તી કરી શકીશું કે.

**પેગમ્બરનાં જન્મથી કુદરતની ખુશાળી.**—એ બનાવ ફર્વર્દીન યસ્તના શરૂઆતમાં મેલેલા ફકરામાં જણાવવા પ્રમાણે આ છે, કે પેગમ્બરનાં જન્મ વખતે ઝાડપાનો અને પાણી અને કુલ કુદરત ખુશાલ થઇ અને શુકરાના કરવા લાગી કે "ભલે પેગમ્બર જરથોસ્ત પેદા પડયો કે, હવે અમારી વૃદ્ધિ થશે." અવસ્તાના એ વર્ણનનો આપણને પહેલવી દીનકર્દ ( દફતર VII બા. ૫ ફ. ૨ S. B. E. XLVII p. 74 ) માં પણ ઇસારો મળે છે.

હવે અવસ્તાના લખાણ અને પેહેલવી દીનકર્દના લખાણ વચ્ચે એક ફરક છે, જેને ફરક નહીં કહીશું પણ વધારો કહીશું. જ્યારે અવસ્તાના ઉપલા ફકરામાં પેગમ્બર જરથોસ્તના જન્મ વેળા સ્પેનામીનોની પેદા કીધેલી તમામ પેદાયશને ખુશાલીના પોકારો કરતી જણાવી છે, અને તેમાં પાણી અને ઝાડોને ખાશ રીતે ખુશાલ થતાં જણાવ્યાં છે, ત્યારે દીનકર્દ (૧) માં પશુઓ અને ગોસ્પંદોને અને આતશના મીનોને ખુશાલ થતાં જણાવ્યાં છે. ત્યાં કહે છે કે જ્યારે જરથોસ્તે જાહેર કરેલા શબ્દો સઘળે સંભળાયા ત્યારે એ સર્વે ખુશ ખુશ થયાં.

ઝાડપાન અને પાણીનું, કુલ કુદરતનું, ખુશી થવું અને હસવું, એ અલંકારિક રીતે આપણે લેતા આવીએ છીએ અને લઇએ છીએ. પણ હવે જાણે વખત આવી લાગ્યો છે કે આપણે ખરેખર પણ તેઓને હસતાં અને ખુશી થતાં સમજીએ. આપણ માનતા આવ્યા છીએ કે ફકત માણસ અને જાનવરોમાં જીવન શકિત છે અને ચોકસ હદે ઝાડપાનોમાં પણ તે છે. પણ આપણાજ દેશના એક કાબેલ ઉસ્તાદ પ્રોફેસર બોઝની શોધખોળો હવે આપણને એવું માનવાને તૈયાર કરે છે કે પથ્થર જેવી નિર્જીવ ગણાતી ચીજોમાં

(૧) દફતર ૭ બાબ. ૫ ફ. ૨.

પણ કાંઇ જીવન યા લાગણુ શકિત છે. કુદરતની શકિતનો કાંઇ છેડો નથી. પ્રગટીકરણનું ઉંચું પગતીઉં છેક નીચાણુથી શરૂ થાય છે.

હવે પેગમ્બર જરથોસ્તના જન્મથી કુદરત કેમ હસી, તે બાબત ઉપર આવવા આગમચ એક બીજી બાબતનો ટુક વિચાર કરીએ, કે જે બાબત પણ જરથોસ્તના વખતે બનેલી જણાવવામાં આવે છે.

**જન્મ વખતે પેગમ્બરનું હસવું.**—જેમ પેગમ્બર જરથોસ્તના જન્મથી કુદરતનું ખુશાલ થવું, એ એક અજબ બનાવ ગણાય છે, તેમ પેગમ્બર જરથોસ્તના ખુદ જન્મ વેળાનો પણ એક અજબ બનાવ જણાવવામાં આવે છે. કહે છે, કે પેગમ્બર જરથોસ્ત જન્મ વખતે હસ્યા હતા. દીનકર્દ (દફતર VII બાબ III ફ. ૨.) (૧) માં એ બાબે કહે છે કે,

"પવન જરહુનસ્ને બરા ખન્દીદ વ મુન વલમન બરા તર્સીદ હુમન્દ હફ્ત દય જકશ પએરામુન ઇતીશ્નુનરત હુમન્દ વ અવશાન ગોફ્ત બરા તર્સસ્ને આઇગ મેમન દૈનમન યેહુવુન્ત મસીઅ આયુપ તરમીનસ્નીઅ રાએ? ચેગુન ગબ્રાએ અર્જાનમન્દ મુન મિન ખેશકારીઅ રામસ્ને અએતુન ગ્બા અર્જાનીક અવશ પવન જરહુનસ્ને બરા ખન્દેત."

**અર્થ**—જન્મ વખતે તે હસ્યો અને તેથી જે સાત દાઇઓ તેની આસપાસ બેઠી હતી તેઓ બીધી અને તેઓ ધાસ્તીથી બોલી કે "આએ શાથી થયું છે, પોતાની મોટાઇને લીધે યા બૂરા વિચારને લીધે (એટલે આ હસ્વાની આગાહી સારી છે કે બૂરી)? જેમ એક લાયક આદમી પોતાના ઉદ્યોગને લીધે ખુશ હોય છે, તેમ આ લાયક છોકરો તેના જન્મ વખતે હસે છે."

હવે પેગમ્બર જરથોસ્ત જન્મ વખતે હસ્યો હતો, તે બાબત આપણાં દીનકર્દ જેવાં પેહેલવી પુસ્તકમાં જણાવી છે, એટલુંજ નહીં, પણ પ્લીની નામનો પુરાણો રોમન વિદ્વાન, જે ઇસ્વી સન પૂર્વે ૨૩ માં જન્મ પામી ઇ૦ સ૦ પછી ૭૯ માં હક થયો હતો, તેણે પોતાની "કુદરતી તવારીખ" માં પણ એ બાબતનો ઇસારો કર્યો છે. તે કહે છે કે (૨)

"We find it stated that Zoroaster was the only human being who ever laughed on the same day on which he was born. We hear too, that his brain pulsated so strongly that it repelled the hand when laid upon it, presage of his future wisdom."

સકેન્ડીનેવીઅનોનાં 'એડા' નામના ગિતોમાં પણ એ બાબેનો ઇસારો કર્યો છે. ત્યાં બેબલનો મીનારો બાંધનારાઓમાં જરથોસ્તને ગણી, તેને માટે કહે છે કે

"He who was the foremost (builder of the tower) was called Zoroaster; he laughed before he cried when he came into the world. (3)

(૧) S. B. E. XLVII p. 35. મારી હસ્ત લેખ દીનકર્દ II પા. ૧૭૩ લીટી ૧૯.

(૨) દફતર ૧૫. The Natural History of Pliny, translated by Bostock & Riley, (1855). vol II p. 155.

"(3) Prof. Jackson's, "Zoroaster, the Prophet of Ancient Iran" p. 286.

**કુદરત અને ગઓતમ બુદ્ધ :**—કુદરત યા કુદરતના ઝાડપાનો મોટાં કીર્તિવંત અશો માણુસના જન્મથી ખુશી થાય અને તેઓ તરફ જાણે પોતાની નેમાજ જાહેર કરે, તેનો એક બીજો દાખલો ગઓતમ બુદ્ધના સંબંધમાં મળે છે. એડવીન આર્નલ્ડે પોતાની Light-of Asia ([1]) માં એ બાબે જે શબ્દો કહયા છે, તે શબ્દોમાં હું આ દાખલો રજુ કરૂં છું.—

"Queen Maya stood at noon, her days fulfilled,
Under a Palsa in the Palace-grounds,
A stately trunk, straight as a temple-shaft,
With crown of glossy leaves and fragrant blooms;
And, knowing the time come–for all things knew—
The conscious tree bent down its bows to make
A bower about Queen Maya's majesty;
And Earth put forth a thousand sudden flowers
To spread a couch ; while, ready for the bath,
The rock hard by gave out a limpid stream
of Crystal flow. So brought she forth her child.

એજ પુસ્તકમાં કુદરતની ભલાં પરેહજગાર માણસો તરફની નેમાજના અને તેઓ મારેની ખુશીના આપણુને બીજા દાખલાઓ મળે છે. ([2])

હવે એ મુજબ આપણે જોઇએ છીએ કે ખોદાતાળાની મેહેર પામેલા મોટા પીર પેગમ્બરો પોતાનાં કામોથી કુદરતને હસ્તી કરે છે. આપણુ પણ ચાહીએ તો તેમ આપણી નાની હદમાં કરી શકીએ. કુલ કુદરતને નહીં તો તેના કોઇ નાના ભાગને આપણે હસ્તી કરી શકાયે. પેગમ્બર સાહેબે જેમ મોટા પાયા ઉપર કુલ કુદરતને હસ્તી કીધી, તેમ તેના ખ્યાલ ઉપરથી તેવણુની નકલ કરી આપણે આપણી નાની હદમાં કુદરતને હસ્તી કરી શકીએ. તેવણે જેમ કર્યું તેમ આપણે કરવાની કોશેશ કરીએ. તેવણે જે કર્યું તે કાંઇ નહીં તો નાને ભાગે, કાંઇ નહીં તો, પેલી કહેવત છે કે, "ફુલ નહીં તો ફુલની પાંખડી," તે મુજબ, આપણે પણ કરી શકાયે.

**ઇશ્વર ચોકત શાસ્ત્ર :**—હવે આપણે વારે ઘડીએ ધર્મના સંબંધમાં ઇશ્વર ચોકત શાસ્ત્ર અથવા ઇશ્વરે પ્રગટ કરેલાં સત્ય (revelation) બાબે બોલીયે છીએ. સત્યમાં સત્ય તે સાહેબ છે. તે સત્યનું મૂળ છે. તે પોતે સત્ય અને સત્ય છે. તેનું સત્ય જગતમાં વ્યાપી રહયું છે. તે પોતે સત્ય છે અને તેણે સત્ય કુલ જગતમાં ફેલાવ્યું છે. હવે એ સત્યનું ગ્નાન આપણુ માણુસ જાતને કેમ મળે છે. તે મુખ્યકરી બે રીતે મળે છે. ૧ એક, કુદરત મારફતે અને ૨, બીજું, તેની મેહેર પામેલા પીર પેગમબરો મારફતે. આપણુને તે બરહક પેગમ્બરં જરથોસ્ત મારફતે મળ્યું છે.

પેહેલે, કુદરત બાબે આપણે વિચાર કરીએ, તો મારાં આગલાં ભાષણોમાં મેં કહ્યું છે, તેમ કુદરતનું પુસ્તક (The Book of Nature) એક મોટું ધર્મ પુસ્તક છે.

---

(૧) ઇ. સ. ૧૮૯૨નું એડીશન પા. ૨૩.

(૨) Ibid p. 162, p. 176.

વિદ્વાનો કહે છે તેમ ખોદા પોતાને કુદરતમાં જાહેર પાડે છે (God reveals himself in Nature). ખોદાની હસ્તી બાબે જે જૂદી જૂદી દલીલો રજુ થઇ શકે છે, તેમાં એક ખુદ કુદરતમાં નજરે પડતી વ્યવસ્થા ઉપરથી રજુ થતી દલીલ છે, જે "વ્યવસ્થા ઉપરથી મલતી દલીલ" (Argument By design) ને નામે જણાયલી છે.

**પેગમ્બર જરથોશ્તે કુદરતને હસ્તી કીધી તેનો સબબ શું?**—પેગમ્બર જરથોસ્તે કુદરતને હસ્તી કાધી, તેનો એક સબબ આ, કે કુદરતે તેવણની શિખવણીમાં એક રીતે ગોયા પોતાની શિખવણી જોઇ. જ્યારે તમો બીજા કોઇને તમારા આચાર વિચારો બહાર પાડતા જુઓ, તમારી શિખવણીને ટેકો આપતા જુઓ, જે ધડો તમો આપવાની કોશેશ કરતા હોવ તે ધડો આપતા જુઓ, ત્યારે અલબત્તે તમો તે ધણીને તમારા હમકાર એટલે 'સાથે કામ કરનાર' ગણી ખુશી થાઓ.

કુદરત બાબે બાએરનના વિચારો એજ સૂચવે છે. તે કહે છે, કે કુદરતના બુલંદ પદાર્થો જાણે આપણા યજ્ઞકુંડ (altars) છે.

"My altars are the mountains and the ocean,
Earth, air, stars,-all that springs from the great whole,
Who hath produced and will receive the soul."

હવે મહાન પેગમ્બરો પણ ખોદાની હસ્તી, તેની સાથના જાતિ ચીંતનનાં અનુભવથી જાહેર પાડે છે. એમ પોતાના ચીંતનમાં પણ તેઓ કુદરત અને કુદરતનેજ ઘણુંકરીને નીહાળે છે અને તેનેજ ઘણીક વાર પોતાના સાંભળનારાઓ હજુર રજુ કરે છે. દાખલા તરીકે ઇજશ્નેના ૪૪ માં હામાં, "તત થ્વા પેરેસા એરેશ મોઇ વઓચા અહુરા" એટલે "તુંને હું જે પુંછું તે અહુર મને બરાબર કહે," એ શબ્દોથી શરૂ થતા સવાલોમાં એજ દલીલથી ખોદાની હસ્તી માણસોને જણાવવામાં આવે છે.

ત્યારે કેટલીક રીતે કુદરતનું અને પેગમ્બરનું કામ એકજ છે. પેગમ્બર કુદરતનું કામ વધારે સહેલ કરે છે. કુદરતમાં પોતાનામાં જે ઘણું સમજવાનું છે, તે પેગમ્બર સમજાવે છે.

**કુદરત અને પેગમ્બરની શિખવણી એક**:—કુદરત આપણને શું શિખવે છે? તે નીચલા સદગુણો નજર હજુર ધડા માટે ધરે છે.—

૧ સંબંધપણું (Consistency,). ૨ વ્યવસ્થા (Orderliness). ૩ કાયદાની ફરમાન બરદારી (Strict conformity to Law). ૪ પ્રમાણિક અને સીદ્ધા માર્ગના કામની પિછાન (Appreciation of the value of exact and conscientious work), કે કામ કરતા પદાર્થો ટકે છે, બીજા ભટકતાં નાશ પામે છે. ૫, કમીનાપણું (Humility). ૬ વડાઓ તરફનું માન (Reverence). હવે પેગમ્બરો પણ એ સદગુણો શિખવે છે.

**ગુચવણ (Chaos)માંથી વ્યવસ્થા (Cosmos)**.—કુદરતમાં આપણે શું જોઇએ છીએ? શરૂઆતમાં સઘળી ગુચવણ અને ભેળમ ભેલા (Chaos) હતું, તે આસ્તે આસ્તે સઘળું વ્યવસ્થા (Cosmos) માં આવ્યું. પેગમ્બર પણ મનની ગુચવણમાંથી મનની શાંતિ શિખવે છે.

**કુદરતનું અને પેગમ્બરનું કામ એક**—ત્યારે પેગમ્બર જરથોસ્તના જન્મથી કુદરત હસી, કારણ બેઉનું કામ લગભગ એક હતું. કુદરત જરથોસ્તને જોઇને હસી અને જરથોસ્ત જન્મતાંને વાર કુદરતને જોઇને હસ્યો. બેઉનું કામ આપણે કહીએ કે એક હતું. પેગમ્બરનું કામ શું ? ઇશ્વરે પ્રગટ કરેલું સત્ય (revelation) માણસ હજુર રજુ કરવું. હવે કુદરતનું કામ શું ? કુદરત પણ ઈશ્વરનું પ્રગટ થયલું સત્ય છે. ખોદા પોતે કુદરતમાં પ્રગટ થાય છે. ત્યારે જે કામ કુદરતનું છે, તેજ કામ એક રીતે પેગમ્બરનું છે.

હવે પેગમ્બરે જે કુદરતનું કામ તે પોતાના ચિંતણુથી જાહેર પાડ્યું. તેણે કુદરતની સાથે કામ કર્યું એટલુંજ નહીં, પણ કુદરતનાં તત્વોને વધારે સ્વચ્છ રાખવાને ફરમાવ્યું. એક ક્રિયા કરનારે, જે આલાતોથી તે ક્રિયા કરવા માંડતો હોય, તે આલાતો સ્વચ્છ અને સાફ રાખવાં જોઇએ. કુદરતના તત્વો એક પ્રકારે કુદરતની ક્રિયાના આલાતો છે. તે તત્વોને સાફ રાખવાને પેગમ્બર જરથોસ્તે ફરમાવ્યું. દાખલા તરીકે હવા, આતશ, પાણી, જમીન એ આ દુનિયાના અસલથી ગણાતાં ચાર અનાસરો છે. તે અનાસરોને સ્વચ્છ રાખવાને તે બરહક પેગમ્બરે શિખવ્યું.

એ ચારમાંનું છેલ્લાં ગણાતાં અનાસર, જમીનનો દાખલો લેઓ. તેણે જમીનની ખેતી માટે કેવાં બરહક ફરમાનો આપ્યાં. પેલી કહેવત છે કે "જયાં અનાજનું એક કણસલું ઉગતું હોય ત્યાં બે ઉગતાં કરવાં," એ એક પરમાર્થી કામ છે. તો ખેતીનાં જાબજા ફર્માનો આપી તેણે ગોયા જમીનને હસ્તી અને ખુશાલ કીધી.

ખેતીનાંજ નહીં પણ જમીનને સ્વચ્છ રાખી તેમાંથી નસો દૂર રાખવાનાં ફરમાનો આપી તેને જમીનને ખુશાલ કીધી. વંદીદાદમાં એ બાબે ખુલ્લા શબ્દો છે કે કેવી રીતીઓથી જમીન ખુશાલ થાય છે.

પાણીને સ્વચ્છ રાખવાનાં તેનાં ફરમાનો જુઓ. તેથી સેંકડો અને હજારો માણસો ખુશાલ રહી શકે છે. ત્યારે તેને સ્વચ્છ રાખવાનાં ફરમાનો અલબતે પાણીને ખુશાલ કરે. એજ મુજબ આતશ અને હવાના સંબંધમાં વિચાર કરો.

**કુલ કુદરત સાથે આપણ માણસે પણ હસવાનું છે**—હવે પેગમ્બર જરથોસ્તના જન્મથી ઉપજેલી ખુશાલીમાં જેમ ઝાડપાન, પાણી વિગેરે પેદાયશનો, કુલ કુદરતનો અવાજ છે, તેમ માણસ જાત, જે પણ કુદરતનો એક ભાગ છે, તેનો પણ અવાજ છે. તે બખ્તાવર બરહક પેગમ્બરના જન્મથી અસલી ઇરાન વતન કાંઇ થોડું હસ્તું થયું હતું નહીં. આજે આપણ તે ઇરાનના બેટાઓ પારકી જમીન ઉપર કાંઇ થોડા હસ્તા નથી.

અલબતે આપણું તે ઇરાનવેજ, બરહક પેગમબરનો ધર્મ પાળવા છતાં, ઘણીકવાર રડયું. અલબતે આપણે પણ, તેનો ધર્મ પાળવા છતાં, ઘણીક વાર રડીએ છીએ. પણ તે રડણમાં ઇરાનનો પોતાનો વાંક હતો, તે રડણમાં આપણો પોતાનો વાંક છે. પેગમ્બર જરથોસ્ત ગયો છે, પણ તે છતાં તે હૈયાત છે. તેનું અશો ફરોહર આપણી ઉપર નેગેહબાની રાખે છે. આપણે જો તેનાં બરહક ફરમાનો પ્રમાણે ચાલીએ, હસ્તી કુદરત, જે ધડો દે છે, તે ધડા મુજબ અમલ કરીએ, તો આપણ આજે પણ હસ્તા રહીએ. તે મહાત્મા પેગમ્બરને જવાને આજે હજારો વર્ષો થઇ ગયાં છે, તે છતાં હજુર કુદરત તો હસ્તી અને હસ્તી છે. આપણ પણ તેને જોઇને ચાહીએ તો હસ્તા અને હસ્તા રહીએ. પણ જો કાંઇ વખત રડવાનો સંજોગ આવે, તો આપણે આપણુ પોતાનેજ સવાલ પુછવાનો છે, કે

"કાંય રડો છો ?" આપણે આપણા ભીતરમાંજ જોવાનું છે. આપણા ભીતરમાં જોઇ આજુબાજુ પણ જોવાતું છે. ત્યાં કોઇ રડતું હોય તો તેને માટે પણ આપણા ભીતરનેજ સવાલ પુછવાનો છે. પડોશમાં કોઇ રડતું હોય, તો તેને પુછીપરછી તેનાં આંસુ સુકાવવાં, એ પણ કુદરતને હસ્તી રાખવાનો માર્ગ છે. એમ કુદરતને હસ્તી રાખવી, એ ખરો ધર્મ છે, એ ખરી અશોઇ છે.

**પેગમ્બરની શિખવણી અશોઇ**—પેગમબરની મુખ્ય શિખવણી અશોઇ છે. તે બાબે દીનકર્દમાં નીચે મુજબ બહમન સાથે વાતચીત છે :—

દીનકર્દ(૧) માં દાદાર હોરમજદ સાથેની પેગમ્બરની મુલાકાતનું વર્ણન છે. ત્યાં કહે છે, કે જ્યારે પેગમ્બર જરથોસ્ત દાઇતી નદીની એક શાખામાંથી હોમનું પાણી લઇ આવતા હતા, ત્યારે તેવણની સામે બહમન અમેશાસ્પંદ, જાણે એક મરદ હોય તેમ, આવ્યો હતો. તેના હાથમાં એક ઝાડની ડાંખલી હતી, જે ત્યાં જણાવે છે કે દીનની આત્મીક ડાંખલી હતી.

પછી જ્યારે જરથોસ્ત અઓશાન રુદ નદીમાંથી હોમ લાવતા હતા ત્યારે બહમન પાછો આવ્યો અને પુછ્યું કે "તું કોણ છે" ? ત્યારે જરથોસ્તે જવાબ દીધો કે "હું જરથોસ્ત સ્પીતમાન છું."

બહમને પુછ્યું કે "તારી ચિંતા શું છે? તારી કોશેશ શું છે? તારી ઇચ્છા શું છે"?

જરથોસ્તે જવાબ દીધો કે "અહાઆયશ" એટલે "અશોઈ."

બહમને કહ્યું કે "તે તો હૈયાત છે, જે માગે તેને મલે."

**મેરીઅન ક્રોફર્ડનાં વિચારો**—મેરીઅન ક્રોફર્ડ, પોતાની જોરેસ્ટર (Zoroaster) નામની વાર્તામાં, પેગમ્બર જરથોસ્તના ધર્મ બાબેના વિચાર, એ તેમથી, બરાબર રીતે, નીચલા શબ્દોમાં સંગ્રે છે:—

"The only possible scheme upon which a religion for the world could be based ......... must be one where the broad principle of common good living stood foremost and where the good of all humanity should be the good of each man's soul."

(૧) S. B. E. XLVII p. 48, 49, BK. VII ch. III 52-58

# આતશકદેહોમાં દેવાતી બોએના ઘંટનો અવાજ (૧).

ઉસ મોઇ ઉજારેષ્વા અહુરા,
આર્મઇતી તેવીષીમ દસ્વા,
સ્પેનિસ્તા મઇન્યૂ મજદા,
વંઘહુયા જવો- આદા,
અષાહજો એમવત વોહૂ
મનંઘહા ફ્રેસેરતૂમ.

( અહુનવદ ગાથા, હા. ૩૩ ફ. ૧૨ આતશ નીઆયેશ. )

અર્થ—ઓ અહુર ! તું મને સ્વચ્છ કર (અથવા ચપળ*કર) (૨) આર્મઇતી ( એટલે નમ્રતા, તાબેદારી યા સભ્યતા ) મારફતે ( મને ) શક્તિ આપ. ઓ ભલાઇમાં માગેલો બદલો આપનાર ધણી વૃદ્ધ કરનાર મીનો મજદ ! અશોઇની મારફતે હિમ્મત સાથનું કૌવત બખશ, અને સારા વિચારો મારફતે તવંગરી (૩). ( આપ. )

આતશ નીઆયેશમાં, શરૂઆતની રાબેતા મુજબની "અજ હમા ગુનાહ પતેત પશેમાનુમ,"ની પસ્તાવાની બંદગી કરી, ભણનાર પેહેલવેહેલે ઉપલી દુઆ ગુજારે છે. તે દાદાર હજુર દુઆ ગુજારે છે, કે તે સાહેબ, તેને સ્વચ્છ, નિષકલંક અને દોષરહીત રાખે; તે સાહેબ તેને શક્તિ આપે, પણ તે તાબેદારી, કમીનાપણું, નમનતાઇ (Humility) સાથે આપે; તેને કૌવત આપે, પણ તે અશોઇ સાથે આપે, એટલે કે તે તે કૌવત વાજબી અને સાચ્ચા માર્ગ ઉપર વાપરે; તેને તવંગરી આપે, પણ તે સારા વિચારો સાથે આપે, કે તેથી તે પોતાની તવંગરી, એટલે પોતાની ધન દોલત, પોતાના તનનું બળ, પોતાના મનનું બળ સમાર્ગે વાપરે.

આતશકદેહોમાં પવિત્ર આતશને બોએ દેતાં, એટલે તેની ઉપર નવી ખુશબો મુકતાં એક આથોરનાન ઉપલી દુઆના શબ્દો બોલવા આગમચ, 'અજ હમા ગુનાહ પતેત પશેમાનુમ'ની પસ્તાવાની નાની બંદગી ભણતાં, તેમાંના "દુશ્મત, દુજુખ્ત, દુઝ્વર્શત" શબ્દો ભણતાં, તેમાંનો દરેક શબ્દ બોલતાં, ત્રણ ત્રણ મરતબે ઘંટ ઠોકે છે, એટલે બૂરા વિચારો, બૂરા શબ્દો, અને બૂરાં કામોથી દૂર રહેવાના ખ્યાલથી ઘંટ વગાડે છે.

એ બોએ દેવાના ઘંટનો અવાજ ત્યારે આજના મારા વિષયની બાબંત છે. મરહુમ શેઠ જીજીભાઇ દાદાભાઇના કોલાબાના જે આતશકદેહ સાથે મારા મરહુમ પિતાજી જોડાયલા હતા, અને તેવણ પછી હું જોડાયલો છું, તે આતશકદેહની સ્થાપનાનું આજે ૬૯ મું વર્ષ બેઠું છે. માટે છેલ્લાં થોડાંક વર્ષના મારા રાબેતા મુજબ અમારી એ દરેમેહેરની સાલગીરેહ ઊગાડવાને આજે હું તમો સનમુખ ઉભો છું.

---

(૧) આ વિષય ઉપર રોજ ૧૭ મો માહા ૬ ઠો શેહેનશાહી સને ૧૨૭૩ યજદજરદી, તા૦ ૨૮મી ફેબરવારી ૧૯૦૪ ને વાર રવીને દિને, મરહુમ શેઠ જીજીભાઈ દાદાભાઈની કોલાબાની દરેમેહેરની ૬૯ મી સાલગીરેહને દિને સાંજે, ૫) કલાકે, જરથોસ્તી અંજુમનના આતશબેહેરામમાં શેઠ દાદાભાઈ નશરવાનજી કંટ્રાકટરવાળા હોલમાં બઝ્મે જશને રૂજે ઓહરમજદ મંડળી તરફથી એક જાહેર ભાષણ આપ્યું હતું.

(૨) "ઉસ" ઊંચેથી, સારી પખે; અને "અર્જ" અર્જ કામ કરવું.

(૩) છુટો અર્થ "પશુઓ પર સરદારી."

તમારામાંથી આજે ઘણા થોડા સાહેબો એવા હશે, કે જેઓના કાન ઉપર આત-શકદેહની બોઓના ઘંટના અવાજો; જેટલા મારા કાન ઉપર પડયા છે તેટલા પડયા હોય. દિવસમાં ઘણીક વાર એ ઘંટનો ગંભીર અને પવિત્ર અવાજ સાંભળતો હું ઉધર્યો છું અને મોટો થયો છું. એ આતશકદેહમાં દેવાતી પાંચે ગેહો યા વખતોની બોઓમાંથી અવારનવાર કેટલીક ગેહોમાં ઘંટનો અવાજ હું ચુકયો હોઇશ. પણ ભરી બામદાદના તેના અવાજો મારા કાન ઉપર સર્વથી ઘણી વાર પડયા છે અને તેઓએ મને ઘણો બીદાર અને ચોંકલો રાખ્યો છે. હાવન ગેહની તેની બોઓના ઘંટના અવાજ પછી હોશન ગેહની તેની બોઓના ઘંટના શાંત અવાજોએ જાગૃત હાલતમાં કેટલીક વાર મને ઘણી હિમ્મત આપી છે, યારી દીધી છે અને ભલું ભાન આપ્યું છે. વારે ઘડીએ કહેવાયલું છે; અને તે ઘણીક રીતે વાજબી રીતે કહેવાયલું છે, કે એક માણસ પોતાની આજુબાજુના સંજોગોનું બચ્ચું છે. હું ધારૂં છું કે હું ઘણીક હદે તેમ છું. મારા મેહેરબાન શ્રોતાજનો! મારામાં કોઇ ખામીઓ તમો જોતા હોવો—અને ખામી વિનાનું આ જગતમાં કોણ છે?—તો તે ખામીઓ દરગુજર કરજો. મારામાં કોઇક ખુબીઓ તમો જુઓ—પછી તે ગમે તેવી નજીવી હોય—તો તેનો થોડોક જસ, બીજા સબબો સાથે, કેટલીક હદે ઉપલા બોઓએ દેતી વેળા વગડાતા ઘંટના અવાજને આપજો, કે જે ગંભીર અવાજે મને ઘણીક વાર હિમ્મત આપી છે, યારી દીધી છે, મારા વિચારોને સાફ કીધા છે, મનને દિલાસો દીધો છે, તનને તકવો આપ્યો છે, અને બુધ્ધિને તેજસ્વિ કીધી છે. જે કાંઇ થયું છે તે માટે તે દાદારનો આભાર માનું છું, અને ભવિષ્ય માટે તે દાદાર હજુર દુઆ ગુજારૂં છું, કે તે સાહેબ, તે ઘંટના એવા અવાજોથી મને હમેશાં ચોંકલો, બીદાર અને ચપળ રાખે.

જ્યારે એક માણસની ચોકસ રીતીઓ અને સંજોગો વચ્ચે ઉધરવાની બાબતને મેં યાદ કીધી છે, ત્યારે કહેવાની રજા લેઉં છું, કે ફકત એક જરથોસ્તી આતશકદેહના ઘંટનાજ અવાજો સાંભળી હું ઉધર્યો નથી. પણ પડોશમાં આવેલું એક ખ્રિસ્તિ ધર્માલય, જે મુંબાઇના દેવલોમાંનું એક મોટું દેવલ ગણાય છે, જે દેવલને આપણા પુર્વજોની સલતનતવાળાં આફગાનીસ્તાનના મુલક સાથે એક પ્રકારનો સંબંધ છે, અને જેના મીના-રાનાં બાંધકામ માટે એક જરથોસ્તીનું જર ખરચાયું છે, તેના ઘંટના અવાજો પણ મારા કાન ઉપર અસર કર્યા વિના પડયા નથી. એક માણસ ચાહે ત્યાંથી ચતુરી મેળવે છે. તેમ ધર્મ ધર્મોના મતફેરો ગમે તેવા હોય, પણ જો તમો ધર્મી દેલ ધરાવતા હો, અને ધાર્મિક વિચારોને મનમાં જગ્યા આપવા માગતા હો, તો એક જરથોસ્તી આતશકદેહના બોઓના ઘંટના અવાજો જેમ તમારી ઉપર અસર કરે, તેમ એક ખ્રિસ્તિ દેવલના કે એક હિંદુ મંદિરના ઘંટના અવાજો પણ, જો તેટલીજ નહીં તો થોડી ઘણી અસર કરે. પેલી કહેવત સમાન ગણાતા આ શબ્દો છે કે Stones preach sermons, એટલે "પથરો પણ વાએજ કરે છે." જો હીલચાલ વિના એક જગ્યાએ પડી રહેતા પથરો આદમી સનમુખ બોધ ધરે, તો હીલચાલ કરતો અને હીલચાલ કરી આજુબાજુ મોટા વિસ્તારે હવાને ગતિ આપી હીલચાલ ઉપજાવ કરતો ઘંટ, વાએજ કરવા વગર અને બોધ દેવા વગર કેમ રહે!

**ઘંટનો અવાજ શું વાએજ કરે છે?**—ત્યારે ઘંટ શું વાએજ કરે છે? શું બોધ દે છે? એ આપણા આજના વિષયની મુખ્ય અગત્યની બાબત છે. આપણી બાબતનો આપણે નીચલા વિભાગોમાં વિચાર કરીશું. I પેહેલાં, આપણે ઘંટ એટલે શું, અને ઘંટને કીએ અર્થે આપણે લેઇએ, તેનો વિચાર કરીએ. II પછી ઘંટનો સંસારવેહેવારમાં શું ઉપયોગ થાય છે, તેનો વિચાર કરીશું. III ત્યારપછી ધર્મક્રિયાના એક આલાત યા પદાર્થ તરીકે

તેનો શું ઉપયોગ છે તે તપાસીશું. IV એ તપાસ આપણો માર્ગ સેહેલ કરશે અને પછી આપણે જોઇશું, કે ઘંટનો અવાજ અને ખાસ કરી આપણા આતશકદેહોના ઘંટનો અવાજ આપણને શું કહે છે, શું વાએજ કરે છે, શું બોધ દે છે.

I

**ઘંટ એટલે શું?**—પેહેલે આપણે ઘંટ શબ્દને શું અર્થે બરાબર ધ્યાનમાં લેવો જોઇએ? ઘંટ એટલે અવાજ કરનાર એક યંત્ર. એ અર્થમાં પોકાર અથવા અવાજ કરી ખબર આપનાર કોઇ પણ આલાત અથવા યંત્ર સમાઇ જાય છે. ઇજસ્ને કરતી વેળા હોમ કુતતાં એક અથોરનાન જે હાવનીમ વજાડે છે, તે પણ એક અવાજ કરનાર યંત્ર છે. તે પણ અર્થ પ્રમાણે એક ઘંટ છે, જોકે ઘંટ શબ્દને આપણ જે અર્થે લેઇએ છીએ તે અર્થે તે ઘંટ નથી. ત્યારે ધાતુ પ્રમાણે, ઘંટ, એટલે "અવાજ કરી, ખબરદાર કરનાર યંત્ર અથવા આલાત." એ અર્થ મુજબ એક લોહોડી યા 'બ્યુગલ' યા પોકાર કરી ખબર આપનાર કોઇ પણ યંત્ર યા વાજીંત્ર તે ઘંટ. 'ઘંટ અથવા ઘાંટ' એક સંસ્કૃત શબ્દ છે. એ શબ્દને મળતો આપણો અવસ્તાનો 'કાંસ્ત્ર' શબ્દ, અંગ્રેજી Bell શબ્દ, અને ફ્રેંચ Sonnette શબ્દ છે. એ સઘળાનો અર્થ 'કોઇ અવાજ કરનાર યંત્ર' થાય છે. પેહલે આપણે ઘંટ માટેનો અવસ્તાનો શબ્દ તપાસીએ.

**ઘંટ માટેનો અવસ્તાનો શબ્દ**—ઘંટ માટે આપણને અવસ્તામાં ફક્ત એક ઠેકાણે શબ્દ મળે છે અને તે વંદીદાદ (ફરગરદ ૧૪ ૫. ૧૧) માં છે. ત્યાં ઉદ્ર અથવા આબે સગી નામનાં એક ઉપયોગી જાનવરને કોઇએ માર્યું હોય, તો તેની તોજેશ તરીકે તે ધણીએ શું શું કરવું, તે બાબે બોલવામાં આવે છે, અને ત્યાં જૂદા જૂદા પ્રકારની તોજેશોમાં એક આ છે કે

"કાંસ્ત્રેમ પઇતિશ-હરેજેમ વરેજયન્તેમ હકેરેત એરેજતેમ હકેરેત જરનેમ."

અર્થ—કામદારોને પાછા બોલાવવાનો ઘંટ, વખતે રૂપાંનો યા વખતે સુનાનો (આપવો).

આ ફકરામાં ઘંટ માટે "કાંસ્ત્ર" શબ્દ છે. તેનો અર્થ જૂદો જૂદો તરજુમો કરનારાઓએ જૂદો જૂદો કીધો છે. પણ એરવદ કાવસજી એદલજી કાંગા, મોં. આંકુએટીલ અને પ્રો. સુરટી, એઓએ બરાબર અર્થ કરેલો દિસે છે. એરવદ કા. કાંગા "કાંસ્ત્રેમ પઇતિશ-હરેજેમ વરેજયન્તેમ "નો અર્થ "કામ કરાવનારને માટે (કઆને કારખાનાના ધણીને માટે) (તેનાં કારખાનામાં કામ કરનારા માણસોને) પાછા બોલાવવાનો ઘંટ" એમ અર્થ કરે છે.

સુરટી અર્થ કરે છે કે "Eine Glocke welche ertönt am arbeitenden" (૧) એટલે "એક ઘંટ જે કામ કરનારાઓને પોકાર કરે છે." આંકુએટીલ (૨) પણ, જોકે આખા વાકયનો જૂદા પ્રકારનો અર્થ કરે છે, તોપણ, "કાંસ્ત્ર" શબ્દનો અર્થ Sonnette એટલે ઘંટ કરે છે.

ત્યારે અવસ્તા પ્રમાણે ઘંટ એક ઉપયોગી ચીજ ગણાઇ છે, જેથી ઉદ્યોગ કરનારા આદમીઓને કામની ચેતવણી આપવામાં આવે છે; અને તેથી તે ઉપ્યોગી ચીજની ભેટ એક ખોટાં કામના ગુનાહનો બોજો સખાવતી કામથી ઓછો કરવા માટે અગત્યની ગણાઇ છે.

**ઘંટ માટેના અવસ્તાના કાંસ્ત્ર શબ્દનો ધાતુ**—એ શબ્દ સંસ્કૃત કાંસ્ય

(૧) Handbuch der Zend sprache p. 85

(૨) Le Zend Avesta Tome I Partie 2 p. 390.

( bell-metal ) એટલે 'ઘંટની ધાતુ 'ને મળતો છે. તેનો ધાતુ કસ અથવા કાંસ એટલે 'અવાજ કરવો,' છે. એટલે ત્યારે તેનો અર્થ " અવાજ કરનાર, પોકાર કરનાર " થાય છે. એ માટેનો અંગ્રેજી શબ્દ bell પણ bellan ( જેને મળતોજ peal શબ્દ છે ) એટલે " અવાજ કરવો," એ ધાતુ ઉપરથી નીકળેલો છે. ઘંટ અથવા ઘાંટ શબ્દ પણ સંસકૃત ઘંટ to speak એટલે 'બોલવું,' એ ધાતુ ઉપરથી નીકળેલો છે. એ માટેનો ફ્રેંચ શબ્દ Sonnette પણ son (sound) એટલે 'અવાજ કરવો' એ ઉપરથીજ છે.

ત્યારે અવસ્તા કાંસ્ત્ર, સંસ્કૃત ઘાંટ, અંગ્રેજી bell, ફ્રેંચ Sonnette, એ સઘળાનો અર્થ 'અવાજ કરનાર' થાય છે. પણ ત્યારપછી 'એક ગુંબજ જેવા આકારનું અવાજ કરનાર યંત્ર' તેજ ઘાંટ ગણાવા લાગ્યો.

**ઘંટના રૂપનો ધાર્મીક સંબંધ :**—ઘંટના રૂપને ધર્મ સંબંધી વિચાર સાથે કાંઇ સંબંધ દિસે છે. એક લોહોઢી પણ ઘંટ જેવો અવાજ આપી આજુબાજુનાઓને હુશિયાર અને વાકેફ કરે. તેજ પ્રમાણે એક બ્યુગલ ( Bugle ) અથવા એવું કોઈ બીજું વાજીંત્ર પણ તે ગરજ સારે. પણ ધર્માલયોમાં લોહોઢીને નહીં, પણ ઘંટને પવિત્ર જગ્યા આપવામાં આવી છે, તે તેના આકારને લીધે દિસે છે. તેનો આકાર ગુંબજ રોકો છે. તે ગુંબજ રોકો આકાર આકાશના ગુંબજનો ખ્યાલ આપે છે, કે જે આકાશ દાદારનું સાધારણ રીતે મથક ગણાય છે. એક ગુંબજ, જેમ જરથોસ્તી ધર્માલયોમાં તેમ ખ્રિસ્તિ, મોહોમેદન અને હિંદુ ધર્માલયોમાં ચોકસ જગ્યા રોકે છે. ત્યારે ઘંટનો આકાર એ સબબે એમ ગુંબજ રોકો રાખેલો હોય છે.

**ઘંટને ધર્માલયની સેવામાં લેવા આગમચ તેનો ઉપયોગ:**— હવે ઘંટે એક ગુંબજ જેવા આકારનું રૂપ લઇ ધર્માલયોમાં એક ઉપયોગી આલાત તરીકે જગ્યા લીધી, તેની આગમચ, તેણે તરેહવાર સંસારી, વેહેવારી સેવા બજાવી છે. સંસારી વેહેવારી કામોમાં તેણે બજાવેલી તે સેવાઓ ઉપરથીજ તે આસ્તે આસ્તે એક ધાર્મીક પવિત્ર આલાત પણ ગણાવા લાગ્યો.

**ઘંટનો ઉપયોગ અવસ્તામાં કેવા પ્રકારનો?**—ઘંટનો સંસારમાં શું ઉપયોગ થાય છે, તે બાબતની તપાસ કરતાં આપણે અહીં વિચાર કરીએ, કે અવસ્તામાં ઘંટનો ઉપયોગ કેવા પ્રકારનો જણાવ્યો છે. એ બાબે તપાસ કરતાં દિસે છે, કે ઘંટ ધર્મ સંબંધી ક્રિયામાં વાપરવાનો યા આતશકદેહોમાં વાપરવાનો ઇસારો અવસ્તામાંથી મળતો નથી. અવસ્તામાં ફકત એકજ જગ્યાએ ઘંટ બાબે ઇસારો મળે છે, અને તે ઉપર આપેલા ફકરામાં જણાવવા મુજબ, સંસારી કામના ઉપયોગનો છે. એ ઇસારો દેખાડે છે, કે વ દીદાદના જમાનામાં તે કામદાર આદમીઓને કામ ઉપર બોલાવવાને માટે વપરાતો હતો.

**ઘંટના સંસારી ઉપયોગના દાખલા**—હાલની " તપાલની રીતી " ( postal system )ની આગમચ, કહે છે કે, તપાલનો સીપાઇ ( પોસ્ટમેન ) તે ઘંટ લેઇ વગાડતો વગાડતો કાગળ એકઠાં કરતો. કચરાપટીઓ ઘંટ વગાડતાં કચરો એકઠો કરતા. કામકાજ માટે પાણીમાં ડુબકી મારનાર, એક ઘંટ ( Diving-bell ) થી ઉપર ખબર આપે છે. હાલમાં આપણે સાઇકલો ઉપર ઘંટો જોઇએ છીએ અને હવે ગાડીઓ ઉપર જોઇએ છીએ. કહે છે કે એ આગલો રિવાજ પાછો શરૂ થાય છે, કારણ કે આગળ ગાડીવાળાઓ ઘંટ રાખતા હતા. આપણે ઘોડાવાળાઓને રસ્તામાંથી ગાડી હાંકતાં માણસોને દૂર રાખવા 'ઓયે' કરી બોલતા સાંભળીએ છીએ, તે oyez એટલે hear ye એટલે 'તમો સાંભળો'નું બિગ-

ઉલુ રૂપ છે. પોતાનો ઘંટ વગાડતાં તેઓ એ પોકાર કરતા હતા. આગગાડીના મથકો ઉપર અને કારખાનાઓમાં ઘંટનો ઉપયોગ જાણીતો છે. તમારો બબરચી તમોને ઘંટ વગાડી ખાના ઉપર તેડે છે. એ ઉપરાંત આખા દિવસના તરેહવાર કામોમાં હાલના સુધરેલા વખતમાં ઘંટને આપણે ઘણું કામ કરતો જોઇએ છીએ. તમારા ઘરના દરવાજા ઉપરનો ઘંટ (call-bell) વગાડી એક મુલાકાત લેનાર તમોને ખબરદાર કરશે કે તે તમારી આગળ કોઇ કામ માટે આવ્યો છે. કોઇક ઠેકાણે—દાખલા તરીકે કારખાનાઓમાં યા કોઇક ગામોમાં દેવલોમાં—ઘંટ તમોને આગ જેવી આફતથી ખબરદાર કરશે; તમારી ઑફીસમાં તમારી મેજ ઉપર મેલેલો ઘંટ વગાડી તમો તમારા નોકરને ખબરદાર કરશો, કે તેની સેવાનું તમોને કામ પડ્યું છે. એવા સેંકડો ઘંટના સંસારી ઉપયોગો છે, અને તેમાંના ઘણાકનો રેવરંડ હોઇસ (Hawels) સાઇકલોપીડીઆ બ્રિટેનીકાના પોતાના વિષયમાં ઇસારો કરે છે.

**અવસ્તા પ્રમાણે ઘંટ ભેટ આપવા લાયક ચીજઃ**—ત્યારે તેના એ ઉપયોગને સબબે અવસ્તા પ્રમાણે ઘંટ ધાર્મીક વિચારથી ભેટ આપવા લાયક એક ચીજ ગણાઇ છે. એવું દિસે છે કે અસલના જમાનામાં બીજી પ્રજાઓમાં પણ ઘંટ એમ ઉપયોગી પદાર્થ ગણાઇ ભેટ યા ઇનામ લાયક ચીજ ગણાતી.

**ઘંટ ઇનામ તરીકે**—કહે છે કે અસલમાં ઘંટ ઇનામ તરીકે પણ આપવામાં આવતો. એ ઉપરથી અંગ્રેજીમાં કહેવત નીકળી છે કે, "to bear away the bell" એટલે "ઇનામ જીતી જવું,' અથવા "કોઇ કામમાં સરસ થવું." એક ઘંટ સરસાઇની અથવા વડપણની નિશાણી ગણાતી હતી, તેથી ભરવાડો પોતાના ગોવાળાંની હરોલમાં ચાલનાર ગોસપંદને હંમેશાં ઘંટ બાંધતા. એવાં ગોસપંદને bell-wether કહેતા. એ ઉપરથી કહેવત છે કે To bear the bell એટલે "રહેબરી કરવી". એજ સબબે કોઇ ખરાબ હાલતમાં આવી જાય અથવા નરસ નિવડે, તો તેને માટે To lose the bell એટલે "નરસ નિવડવું", કરી કહેવત તરીકે વપરાતા શબ્દો છે.

ઘાંટ (bell,) સરસાઇની નિશાણી ગણાતી, તે ઉપરથીજ દિસે છે, કે ફ્રેંચમાં તે શબ્દ ઉપરથી એક સુંદર સ્ત્રીને બેલ (belle) કહે છે. એ ઉપરથીજ bella donna, જેનો અસલ ઇટાલીયન ભાષામાં અર્થ એક "ખુબસુરત સ્ત્રી" થાય છે, તે શબ્દો વપરાય છે. તે એક જાતના સુગંધી પદાર્થ (Cosmatic) અને પાલાનું (બેલાડોના) પણ નામ છે. કદાચ લડાઇના સંબંધનાં કેટલાક શબ્દો, જેવાકે bellicose, belligerent પણ એ "બેલ" શબ્દ ઉપરથીજ અસલમાં હોય. કારણ, જેમ બીજે ઠેકાણે તેમ, લડાઇમાં ઇનામમાં ઘંટ અપાતા હોય.

## III

**સંસાર વહેવારના ઉપયોગ ઉપરથી ધર્મમાં અને ધાર્મીક ક્રિયામાં ઘંટઃ**—ત્યારે અવસ્તામાં તો આપણે ઘંટનો ઉપયોગ પેહેલે સંસાર વહેવારમાં જોઇએ છીએ. ઘણીક ચીજો ધર્મમાં વપરાવા પહેલાં સંસાર વહેવારમાં વપરાય છે. સંસાર વહેવારમાં તે ઉપયોગી નિવડવા પછી તે ધર્મને લગતી ક્રિયાઓમાં વપરાય છે, અને તેમ વપરાવા માંડ્યા પછી તેનો ઉપયોગ ગંભીર થાય છે અને તે ચીજ પવિત્ર બને છે.

**બીજા ધર્મોમાં ઘંટ. યાહુદી ધર્મ પુસ્તક પ્રમાણે ઘંટનો ઉપયોગઃ**-આપણે ઉપર જોયું, કે વંદીદાદમાં ઘંટ તેનાં સંસારી ઉપયોગ ઉપરથી એક અર્ધ-પવિત્ર આલાત અથવા ચીજ તરીકે ગણાયો છે. હીબ્રુઓના ઓલ્ડ ટેસ્ટેમેન્ટ (Exodus XXVIII 33-35)

માં એક ધર્મગુરૂના પોષાક (ephod) ના એક ભાગમાં ઘંટ એક અગત્યનો ભાગ ગણાયો. દાડમ, જે પણ જરથોસ્તી ક્રિયાઓમાં એક લગભગ પવિત્ર ફળ ગણાયું છે, તેનાં ચિત્ર સાથે ઘંટ યાહુદી ધર્મગુરૂના પોષાક ઉપર ટાંગવા જણાવે છે. ત્યાં વંદીદાદના ઉપલા ફકરાની માફક, સુનાના ઘંટ માટે બોલવામાં આવે છે. ધર્મગુરૂનાં શરીર ઉપર તેના પોષાક સાથે ટાંગેલા એ ઘંટને અવાજ કરતો અને આજુબાજુનાઓનું ધ્યાન ખેંચતો જણાવ્યો છે. ત્યાં આપણે નીચલા શબ્દો વાંચીએ છીએઃ—

33. And beneath upon the hem of it thou shalt make pomegranates of blue, and of purple, and of scarlet, round about the hem thereof; and bells of gold between them round about:

34. A golden bell and a pomegranate, a golden bell and a pomegranate, upon the hem of the robe round about.

35. And it shall be upon Aaron to minister: and his sound shall be heard when he goeth in unto the holy place before the Lord, and when he cometh out, that he die not.

એ ફકરાઓ ઉપરથી દિસે છે કે એક યાહુદી ધર્મગુરૂ પોતાના ધર્માલયમાં જતાં એક નાનો ઘંટ પોતાના પોષાક ઉપર રાખતો, જે તેના ચાલવાથી અવાજ કરતો.

આપણે જોઇએ છીએ કે ખ્રિસ્તિ દેવલોમાં જેમ મોટો ઘંટ અવાજ કરી પડોશનાં પંથક (Parish) ના લોકોને બંદગીના વખતથી યા લગ્ન યા મરણ ક્રિયાના વખતથી વાકેફ કરે છે, તેમ નાના ઘંટો અથવા ઘાંટરડીઓ દેવલ માંહેલી ક્રિયાઓમાં પણ ભાગ લે છે. ઓલ્ડ ટેસ્ટેમેન્ટની જેકેરીઆ (Zechariah XIV 20)નામની ચોપડીમાં પણ ઘંટને પવિત્ર ગણ્યો છે.

**ખ્રિસ્તિ દેવલોમાં આપણી ગેહોની માફકના વખતોએ વગાડવામાં આવતા ઘંટો:**—આપણામાં જૂદી જૂદી ગેહોને માટે જૂદી જૂદી બંદગીઓ છે. તે જૂદી જૂદી ગેહોની બંદગીના વખતે ઓએ દેઈ ઘંટ વગાડવામાં આવે છે, કે જેથી ઘણીક વાર પડોશના રહીસો જાણે કે ગેહે બદલાઈ ગઇ. હવે ખ્રિસ્તિ દેવલોમાં પણ તેમ છે. દાખલા તરીકે સવારે ૬ અને બપોરે ૧૨ વાગે વાગતો ઘંટ, The Ave Mary bell એટલે "Hail Mary (મેરીને નમસ્કાર)ના ઘંટ" તરીકે ગણાય છે. Ave Maria એટલે "મેરીને નમસ્કાર" એવી એઓની ક્રાઇસ્ટની માતાની યાદ કરનારી બંદગી છે. તે ઘણી ખરી સવારે બડી બામદાદે ભણવામાં આવે છે. જેમ "યથા અહુ વઈર્યો" શબ્દથી આપણી અહુનવરની બંદગી શરૂ થાય છે, તેથી તે "યથા અહુ વઈર્યો"ને નામે જણાયલી છે, તેમ એ ખ્રિસ્તિ બંદગી "Ave Maria" શબ્દથી શરૂ થાય છે તેથી તે "આવ મેરીઆ"ને નામે જણાયલી છે. જેમ આપણી "યથા અહુ વઈર્યો"ની બંદગી, કેટલાકો હારડીના દાણા ગણી કેટલીક વાર ભણે છે, તેમ એઓને ફરમાવવામાં આવે છે, કે ફલાણી તકસીરના બદલામાં તેઓએ "આવ મેરીઆ"ની બંદગી આટલી વાર ભણવી. એ બંદગીના વખતે ત્યારે "આવ મેરીઆ બેલ"ના ઘંટ વગાડવામાં આવે છે.

સાંજની બંદગીનો ઘંટ Vesper bell ને નામે જણાયલો છે, કારણકે સાંજને માટેનો લૅટીન શબ્દ 'વેસ્પર' છે. તે વખતની બંદગી પણ 'વેસ્પર' ગણાય છે.

રાતની સેવટની બંદગી માટેનો ઘંટ Compline bell કહેવાય છે, કારણકે એ સેવટની રાતની બંદગીને 'કોમપલીન' કહે છે, જેનો અર્થ આ, કે આખા દિવસની બંદગીઓને તે તમામ (complete) કરે છે.

સેન્કટસ "Sanctus" શબ્દથી શરૂ થતી એઓની એક બંદગી છે. તે વખતે વાગતો ઘંટ Sanctus bell નામે જણાયલો છે.

કોઇનાં મરણ વેળા વાગતો ઘંટ the passing bell એટલે 'ગુજર પામતો ઘંટ' એવા નામથી જણાયલો છે. એવો ઘંટ બે વખત વાગે છે. એક જ્યારે કોઇ માણસ મરવા પડ્યું હોય ત્યારે તેનું રૂહ શાંતી સાથે તેના તનથી જુદું પડે તે માટે બંદગી કરતી વખતે વાગે છે, અને બીજે મરણ થવા બાદ જ્યારે તેને દફન કરવાની ક્રિયા ચાલતી હોય ત્યારે વાગે છે.

**ઘંટને પવિત્ર કરવાની ક્રિયા :**—ઘંટો ધર્મક્રિયામાં ત્યારે એવો અગત્યનો ભાગ લે છે. તે માટે દેવલમાં તેને મેલતાં પેહલે તેને પવિત્ર કરવાની ક્રિયા (Christen) કરવામાં આવે છે. મારી પરોશનું કોલાબાનું સેન્ટ જોન્સ ચર્ચ નામનું પ્રોટેસ્ટંટ દેવલ, કે "અફગાન મેમોરીઅલ ચર્ચ" ને નામે પણ ઓળખાય છે, તેનો એક પુરાણો ઘંટ ખરાબ થવાથી હાલ ચોડુંકજ થયું એક નવો ઘંટ મેલવામાં આવ્યો છે. તેને પવિત્ર કરવાની ક્રિયા કેટલીક ધાર્મીક લાગણી અને ઠાઠમાઠ સાથે કરવામાં આવી હતી.

**પવિત્ર ગણાતા મોટા ઘંટો :**—ઘંટો માટે ધરાવવામાં આવતી આવી ગંભીર અને પવિત્ર લાગણીને લીધે, કેટલાક ઘંટો, જાણે તે લાગણીને વધારે મોટું રૂપ આપવા, વધારે મોટા અને ગંભીર બનાવવામાં આવે છે. મોસ્કોના એવા એક ઘંટ માટે કહે છે કે તે ૨૦૦ ટન મોટો છે. તેનો વિસ્તાર એવો મોટો છે કે તેમાં ૧૫ થી ૨૦ માણુસની ટોળકી જમવાને બેસી શકે. તે "મોસ્કોના મોટા ઘંટ" (The Great Bell of Moscow) ને નામે જણાયલો (१) છે. તેની તારેલી ધાતુમાં રશીઅન બાનુઓએ ધાર્મીક લાગણીથી પોતાનાં જવાહેરો નાખ્યાં હતાં. રશીયનો ઘણા જુના વિચારના ધર્મી લોકો ગણાય છે, અને તેઓનાં દેવલો—અને તેમાં ખાસ કરી મોસ્કોના દેવલો—વખણાયલાં છે, અને તેમાંના ઘંટો પોતાની સંખ્યા માટે તેમજ મોટા કદ માટે જણાયલા છે.

મી. વીન્ડટ કહે છે, કે દુનિયાના કોઇ પણ ભાગના ઘંટો રશીયન ઘંટો સાથે સરખાવી શકાય નહીં. એ ઘંટો બનાવવાનો હુનર તેઓ અસલી સીથીઅનો, જેઓ હાલના રશીઆના મોટા ભાગના અસલ રહીસ હતા, તેઓ પાસેથી શિખ્યા હતા.

**ઘંટના નામથી શ્રાપ:**—ઘંટ ધાર્મિક વિચારો સાથે જે કાંઇ અગત્યનો ભાગ અસલના વખતમાં બજાવતો હતો, તે ઉપરથી જ્યારે કોઈને ન્યાત બહાર મેલવામાં આવતા, ત્યારે ખ્રિસ્તિઓ ઘંટનો તે કામ માટે ઉપયોગ કરતા. To curse by bell, book and candle એટલે "ઘંટ, પુસ્તક અને મીણબતીથી શ્રાપ દેવા"ના શબ્દો રોમન કેથલીકોમાં ન્યાત બહાર (excommunicate) કરવાને અર્થે વપરાય છે, કારણ કે એવી વખતે ઘંટ વગાડવામાં આવે છે, ખ્રિસ્તિ ક્રિયાની ચોપડી એ કામ માટે વાપરવામાં આવે છે અને ત્રણ મીણબતીઓ કોઇક ક્રિયા સાથે બુજાવવામાં આવે છે.

દીલમાં કોઈ બુરી શકિત (evil spirit) ભરાયલી ધારવામાં આવતી, તો તે કાઢવા માટે પણ ઘંટ વગાડવામાં આવતો. આપણે હાલમાં પણ કોઇક તાયફાઓના સંબંધમાં

(1) Siberia as it is by Windt (1892) p. 64.—65.

એ જોઇએ છીએ, કે જ્યારે કોઇના દીલમાં ભૂત ડાકણુ વિગેરે ભરાયલું તેઓ માને છે અને તે કાઇ કહેવાતા ગુરૂઓ પાસે કહડાવે છે ત્યારે તેઓ નાના ઘંટા વગાડે છે.

**બીજા તાયફાઓમાં ઘંટ:—** અસલી રોમનો પોતાના સરઘસોમાં અને ગંભીર મેળાવડાઓમાં ઘંટો વાપરતા હતા. ચીનાઓ અને હીંદુઓ પણ ગંભીર ધર્મ ક્રિયામાં ઘંટ વાપરે છે. અસલી સીધીઅનોનાં ખંડીયરો ખોદી કાઢતાં તેમાંથી ઘંટ એક ધર્મ સંબંધી ક્રિયાની ચીજ તરીકે હાથ લાગ્યા છે. નીલગીરીના પહાડોમાં વસ્તા તોડા લોકોના કોઇ પુરાણા મકાનો ખોદી કાઢતાં તેમાંથી ઘંટો કોઇ ધાર્મીક અથવા પવિત્ર પદાર્થ તરીકે મળ્યા છે. ડા૦ શોર્ટ ([1]) પ્રમાણે એ તોડાઓના એક દેવતાનું નામ 'હીરીયા દેવ' અથવા 'ઘંટનો દેવ' (Hiria deva or bell-god) કરી છે. તેઓ એક ઘંટને પવિત્ર કરી ગોવાળોમાંની સર્વથી સરસ ભેંસના ગળામાં તે બાંધે છે અને તે ઘંટ પુંજવા લાયક પવિત્ર ગણાય છે.

**ઘંટે ધર્માલયના બાંધકામમાં લીધેલી જગ્યા:—**ઘણીક વાર ધર્મ સંબંધી ચીજો અને ક્રિયાઓ તે ધર્મના ધર્માલયોના બાંધકામ ઉપર અસર કરે છે. કહે છે કે ખ્રિસ્તિ દેવલોને હમેશાં ઉપરથી એક મિનારો રાખવામાં આવે છે, તે ઘંટને જગ્યા આપવા માટે છે. અસલના દેવલોના મિનારા ઘણા ઉંચા રાખવામાં આવતા હતા નહીં. તે ફકત ઉપરથી રોશણી દાખલ કરવા માટે નાના રાખવામાં આવતા. પણ જેમ મોટા ઘંટો દેવલની ક્રિયાઓમાં અગત્યનો ભાગ લેતા ગયા, તેમ તે ઘંટોનો અવાજ બરાબર દૂર ફેલાય, તે માટે દેવલોના મિનારા ઉંચા વધતા ગયા.

**ઘંટની ફતેહ તે દેશની ફતેહ :—**એક દેશનાં દેવલનો યા જાહેર મકાનનો ઘંટ જે ગંભીર અને અગત્યની સેવા બજાવતો હતો અને લોકોના મન અને લાગણી ઉપર જે કાબુ ધરાવતો હતો, તે ઉપરથી એક શેહેર જીતતાં એક ફતેહમંદ સરદાર તે દેશનો મોટો જાહેર ઘંટ હાથ કરવા કાળજી રાખતો હતો. એમ માનવામાં આવતું કે "જે ઘંટ ઉપર હુકમ ચલાવે, તે જાણે આખા શેહેર ઉપર હુકમ ચલાવે." શેહેરના લોકો સારા યા માઠા અવસરો ઉપર તે શેહેરના જાહેર ઘંટનો અવાજ સાંભળી ઉઘરતા હતા. ખુશી અને ગમી, લડાઇ માટે ઉલટ કે શાંતી, બંદગીના વખત માટે વાકેફી કે આગાહી, એ સઘળું તેઓ પોતાનાં શેહેરના ઘંટથી જાણતા હતા. તે શેહેરનો ઘંટ જાણે તેઓના સુખ દુઃખમાં મિત્ર હતો, તેઓનો સરદાર હતો. તેથી તે ઘંટ, જેના હાથમાં જાએ, તે જાણે સરદારનો સરદાર થાય. માટે ફતેહમંદ સરદારો એક શેહેર જીતતાંનેવાર, જેમ તે શેહેર ઉપર પોતાનો વાવટો ઉડાડવાને ઉલટમંદ રહેતા, તેમ તે શેહેરનો ઘંટ પોતાને હાથ લેવાને કાળજી રાખતા. એમ ઘંટ પોતાને હાથ કરી, પોતાની સત્તાનું જોર દેખાડવા તેઓ તે ઘંટની ધાતુને તાવી નાખતા અને કોઇ વાર તે તાવેલી ધાતુમાંથી પોતા માટે તોપ બનાવતા. એથી ઉલટું, કોઇ વાર દુશ્મનો પાસેથી જીતેલી તોપોને ભાંજીને તાવી નાંખી, તેમાંથી જીતેલા શેહેર માટે ઘંટ બનાવતા, એવું દેખાડવાને, કે નવા ઘંટ સાથે તેઓએ નવી સત્તા અખત્યાર કીધી છે.

## IV

**ઘંટનો સંસાર વહેવારમાં અને ધર્મમાં ઉપયોગ. તે ઉપરથી ઉપજતાં વિચારો:—**ત્યારે આપણે જોયું, કે સુધરેલી દુનિયામાં, પુરાણા વખતથી તે હાલના વખત સુધી, ઘંટને તરેહવાર ઉપયોગમાં લેવામાં આવે છે. વખતના વેહવા સાથે માણસજાત

[1] An Account of the Tribes of the Neilgherries by J. Shortt. (1868) P. 16.

તેને તરેહવાર ઉપયોગમાં મેલતો આગ્યો છે. ધર્માલયોમાં તેમ ધર્માલયોની બહાર પણ તેનો ઉપયોગ ઓહળો છે.

એક ભલા માણસે પોતાનો આખો દિવસ ચાર કામ માટે વેંહેચવાનો છે. તે કામોમાં તે પોતાનો દિવસ બરાબર, પોતાના મનની પ્રકૃતિ પ્રમાણે, વેંહચે તો તે પોતાની માણસ તરીકેની ફરજો બરાબર બજા લાવવાને શક્તિવાન થાય. તે કામો નીચલાં છે :—

૧, બંદગી, ૨ ઉદ્યોગ, ૩ વિસામો ખોરાક, અને ૪ ઉંઘ. એ આખા દિવસના કામકાજના ધર્મ સંબંધી નજરે પણ વિભાગો છે. ફ્રીમેસનરીમાં પણ પૂંજ્યગુરૂ, પોતાના નવા દાખલ થયલા ચેલાને, એક દિવસના વખતને, એ કામો (Prayer, Labour, Refreshment and Sleep) માટે વેંહેંચી નાખી, નેમી રાખવા ફરમાવે છે.

જરથોસ્તી ધર્મનું પણ ફરમાન છે, કે એક માણસે બંદગી કરવી, ઉધ્યોગ કરવો, ચાલુ કામથી તન મનને વિસામો અને ખોરાક આપવો, અને સુવું. એ પાછલાં કામ માટે આખા દિવસનો ત્રીજો ભાગ એટલે આઠ કલાક ફરમાવેલા છે. હવે નિયમિત રીતે જીંદગી ગુજારનાર એક મરદ માટે, કુદરતના ખાવિંદે નેમેલા એ ચારે કામો તરફ માણસજાતનું ધ્યાન ખેંચવા કાજે, ઘંટ, આ સુધરેલા જમાનામાં પણ અગતયનો ભાગ બજાવે છે. જેમ પારસી દરેમેહેરમાં, તેમ એક ખ્રિસ્તિ દેવલમાં, એક હિંદી મંદિરમાં તેમ યાહુદી સીનેગોગમાં, ઘંટનો અવાજ, તેના પુંજારીઓને બંદગી માટે સાવચેત અને બીદાર કરે છે. બંદગી પછી ઉદ્યોગ ઉપર આવતાં ઘંટનો અવાજ ઘણાક કામદારોને કામ ઉપર તેડે છે. કારખાનાઓ ઘંટ વગાડી માણસોને કામ ઉપર બોલાવે છે અને કામે વળગવા કહે છે. મક્તબોમાં અને નિશાળોમાં ઘંટ વગાડી એક શિક્ષક પોતાના શિષ્યોને પોતાના અભ્યાસ માટે હાજર થવા કહે છે. ઉદયોગ પછી વિસામો અને ખોરાક ઉપર આવતાં, એક માલેક ઘંટ વગાડી બપોરની વખતે પોતાના કામદારોને ઉદયોગથી ફારેગ કરી ખાણા અને વિસામા માટે છોડે છે અને ખાણા અને વિસામાં પછી પાછા ઉદયોગ માટે—મેસોનિક બાઇબંધુઓના શબ્દોમાં બોલવાની છુટ લેઉં તો From Labour to Refreshment and Refreshment to Labour એટલે "કામ ઉપરથી વિસામા માટે અને વિસામા ઉપરથી કામ માટે"—બોલાવે છે. એક શિક્ષક પણ પોતાની નિશાળમાં એક ઘંટથીજ પોતાના શિષ્યોને અભ્યાસથી વિસામા માટે ફારેગ કરે છે અને પછી પાછા બોલાવે છે.

બંદગી, ઉદયોગ અને વિસામા પછી ઉંઘ ઉપર આવતાં પણ ઘંટ, જોકે ઉપલાં ત્રણનાં જેટલો નહીં તોપણ અગતયનો ભાગ બજાવે છે. હાલના સુધરેલા વખતમાં રાત્રે ૯ યા ૯–૩૦ ને અમલે પડતી તોપ, મોટા પાયા ઉપર, ઘંટની ગરજ સારે છે, અને તમોને યાદ આપે છે, કે હવે બિછાને જવાનો વખત થયો: પાછલી રાતની તોપ તમોને એવીજ રીતે બીદાર કરે છે. પુરાણા ઇંગ્લંડમાં ઘંટ એ કામ કરતો હતો, એમ આપણુને તે વખતના કર્ફ્યુ બેલ (Curfeu-bell) નામના ઘંટની હકીકત ઉપરથી દિસે છે. કર્ફ્યુ (ફ્રેંચ Couvre-feu) એટલે "આતશ બુજાવી નાખો," એવી ચેતવણી આપનાર ઘંટ, રાત પડતાં વાગી, તે દેશના માણસોને ચેતાવતો હતો, કે હવે કામથી ફારેગ થઇ બિછાને જવાનો વખત થયો છે.

**ઘંટથી ત્યારે બે પ્રકારના બોધ:**—દિવસ માટે કુદરતે નેમી આપેલાં એ કામો ઉપરાંત આખા દિવસના બીજા કામોમાં ઘંટનો આ સુધરેલા જમાનામાં ઉપયોગ તપાસો. જ્યાં જોશો ત્યાં તે તમોને બે પ્રકારની યાદ આપે છે. ૧ એક આ કે, ખબરદાર થાઓ.

૨ જુ આ કે, વખત થયો છે. જોકે કદાચ એ બેઉ પ્રકાર એક ગણાય, પણુ બરાબર સમજવાને એ જૂદા ગણી શકાય.

હવે આપણુને તો આજે ઘંટ વિષે ધર્મ સંબંધી બાબતમાં વિચાર કરવાનો છે. ત્યારે આપણે જોઇએ, કે આપણુને તેનો અવાજ નીચલી બાબતોમાં કેવી રીતે બીદાર કરે છે અને બોધ દે છે.

(ક) આપણે શરૂઆતમાંજ કહયું, કે આતશની નીયાએશ ભણુતાં શરૂઆતમાંજ એક જરથોસ્તી ઓહરમજદ હજુર દુઆ ગુજારે છે, કે "ઓ દાદાર! તું મને સ્વચ્છ કર અથવા ચપળ કર. મને કૌવત આપ, જોર આપ, શક્તિ આપ." આદરીયાનમાં બોઇ દેતાં એક આથોરનાન એ શબ્દો ભણુવા આગમચ "દુસ્મત દજુખ્ત અને દુજ વર્સ્ત" શબ્દો બોલી ઘંટ ઠોકે છે. ત્યારે આતશકદેહમાં બોઇ દેતી વેળાના ઘંટનો અવાજ સાંભળી આપણે જે પેહેલે વિચાર કરવાનો છે, તે બીદાર થવાનો છે. તે બીદારી આપણા વિચાર, વચન અને કામોને સાફ રાખવાની છે. આપણે યાદ રાખવું જોઇએ, કે આપણે તે દાદાર પાસે શક્તિ, જોર અને તવંગરી માગીએ, તો તે મેળવવા માટે આપણે આપણા વિચાર, વચન અને કામોને હમેશાં સ્વચ્છ અને સાફ રાખવાં. ઉપલા શબ્દો બોલી ઘંટ ઠોકતાં ભણુનાર કહેછે, કે "અજ હર્વસ્તીન દુસ્મત દુજુખ્ત.દુજવર્સ્ત મેમ પ ગેતી મનીદ ઓએમ ગોફ્ત ઓએમ કર્દ ઓએમ જસ્ત ઓએમ બુન બુદ એસ્તેદ અજ આન ગુનાહ મનસ્ની ગવસ્ની કુનસ્ની તની રવાની ગેતી મીનોઆની ઓખે અવાખ્શ પશેમાન પાસે ગવસ્ની પં પતેત હોમ."

અર્થઃ—તમામ બૂરા વિચાર વચન અને કામો, કે જે મેં આ દુનીયામાં વિચાર્યા હોય, હું બોલ્યો હોઉં, મેં કર્યાં હોય અને સોધ્યાં હોય, જેની મારીથી શરૂઆત થઇ હોય, તે ગુનાહથી, મારા વિચાર, વચન અને કામોથી, મારા તન અને રવાનથી, ગેથી અને મીનોમાં હું પસ્તાઉંછું. ત્રણ મર્તબે હું પશેમાન થાઇ તે ગુનાહથી પસ્તાઉંછું.

ત્યારે બોઇના ઘંટનો અવાજ સાંભળતાં પેહેલો વિચાર આપણા મનમાં પશેમાનીનો આવવો જોઇએ કે રખેને આપણાથી કાંઇ બૂરૂં થયું હોય. બૂરૂં થયું હોય, તો તે માટે દાદાર પાસે માફ માગવી. માફ માગવી એટલુંજ નહીં, પણુ ફરીથી બૂરૂં ન થાય તે માટે વિચાર કરવો, કે "મારે બૂરા વિચારો, વચનો યા કામો અખત્યાર કરવાં નહીં." એ રીતે ઘંટ આપણુને આપણાં કામો માટે બીદાર અને ચપળ રાખવા જોઇએ.

(ખ) ઘંટના અવાજ સાથે મોબેદ આતશકદેહના આતશને ફકત રોશન કરેછે, એટલુંજ નહીં, પણ બોઇ દે છે. તે બની શકતી ખુશબો દે છે. તે ખુશબોને આતશ આજુબાજુ પાથરે છે. આતશને દેવાની બોઇ ઉપરથી આપણે શું બોધ લેવાનો છે, તે બાબે આપણે આગળ એક જૂદા વિષયમાં વિચાર કીધો છે. ત્યારે ઘંટના અવાજ સાથે તે સઘળા વિચારો આપણે મનમાં તાજા કરવાના છે. આતશ ખુશબો પાથરે છે. આતશ ઝળે છે, બળે છે, તપે છે, અને તેમ ઝળી, બળી, તપી આજુબાજુ રોશણી અને ખુશબો પાથરે છે. આપણે પણુ આપણાથી બનતી હદે, આપણો થોડોક ભોગ આપી, થોડીક રંજ એંચી, મેહેનત કરી, ઉદયોગ કરી, આજુબાજુ રોશણી નાખવાની, આજુબાજુ સુગંધ ફેલાવવાની કોશેશ કરવી જોઇએ.

(ગ) આપણુને બીજો વિચાર જે ઘંટના અવાજ સાથે આવવો જોઇએ તે વખતનો છે. આગળ કહ્યું તેમ, આ સુધરેલા સંસારમાં જ્યાં પણુ ઘંટ વાગે છે, ત્યાં તે તમોને વખત, વખત અને વખતની યાદ આપે છે. તે તમોને કહે છે કે "ખબરદાર! વખત થયો છે,

ફૂલ ણુ કામનો વખત થયો છે." ત્યારે તમારાં આતશકદેહમાં બોએ દેતી વખતે વગાડવ માં આવતા ઘંટે પણ તમોને વખત, વખત અને વખતનો ખ્યાલ આપવો જોઇએ કે "ખબરદાર! વખત થયો છે."

**વખત શાનો થયો છે?**—વખત ધર્મગુરૂ માટે આતશકદેહના આતશને બોએ દેવાનો થયો છે, તેના આતશને રોશન કરવાનો, ચપળ કરવાનો વખત થયો છે.

તમો કહેશો કે "આતશકદેહના આતશને બોએ દેવાનો વખત થયો છે તો ધર્મગુરૂને બોએ દેવા દેઓ. તેને આતશને રોશન કરવા દેઓ. તેને આતશને ચપળ કરવા દેઓ. પણ તે માટે તેણે પોકાર શા માટે કરવો જોઇએ? તે માટે તેને ઘંટ શા માટે વગાડવો જોઇએ?"

તે ઘંટ વગાડે છે, પોકાર કરે છે, તે એટલા માટે, કે તે તમોને પણ ચેતાવે, કે તમારે માટે પણ વખત થયો છે. તમારે માટે તમારા આતશને, તમારા જીગરના આતશને બોએ દેવાનો, તમારા જીગરના આતશને રોશન કરવાનો, તમારા જીગરના આતશને ચપળ કરવાનો વખત થયો છે. તે આવાજ પોકાર કરી કહે છે કે "ઓ આદમ! વખત થયો, વખત થયો, વખત થયો. ખબરદાર! વખત થયો. એક ગેહ ગઇ, વખતની એક મુદત પસાર થઇ ગઇ. બીજી ગેહે આવી પહોંચી. વખતની બીજી મુદત આવી પહોંચી. માટે ખબરદાર રહે. તે પણ ચાલી જશે. માટે બીદાર યા હુશિંયાર થા. વખતને આગળથી પકડ. તેને ચાલી જવા ના દે. તેને એકલો અમથો જવા ના દે. પણ તેની સાથે તું પણ જા, તું પણ આગળ વધ. આગળની પસાર થયલી ગેહેમાં તારા કામકાજમાં આગળ અને આગળ ગયો હોય, તે કરતાં વધારે આગળ જા. યાદ રાખ, કે કેહવત છે કે Time is money એટલે 'વખત પૈસા સમાન છે.' તું દાદાર પાસે તવંગરી માગે છે, તો વખત પોતે તવંગરી આપનાર પૈસો છે. માટે તેને પકડી રાખ. તે પકડાયલો પકડાવાનો નથી, અટકાવાયલો અટકાવાનો નથી. એટલે ત્યારે તેને પકડવાનો, તેને અટકાવવાનો માર્ગ આજ, કે તું તેની સાથે વધ, અને તેની હરોળમાં ને હરોળમાં રહી, જે કરવાનું રહી ગયું હોય તે કરી નાખ."

**વખતનું એક બુઢા પુરૂષનાં રૂપમાં ચિત્ર**—આગલા કવિઓ અને દાનાવો વખતને એક બુઢા પુરૂષના રૂપમાં હાથમાં દાટરડાં સાથે ચિતારે છે, કે વખત હાથમાં દાટરડું લઇ પોતાના માર્ગમાં સઘળું કાપી નાંખે છે. તે કાપી નાંખી આગળ વધે છે. ત્યારે તે ઉપરથી આપણે ચેતવાનું છે અને તેની હરોળમાં રહી તેની સાથે આગળ વધવાનું છે.

હવે જયારે ઘંટનો અવાજ એ મુજબ આપણુને વખત અને વખતની યાદ આપે છે, ત્યારે તે આપણુને જાણે પોકાર કરી કહે છે, કે "વખતસર તૈયાર થાઓ. તૈયાર થાઓ તમારી બંદગી માટે, તૈયાર થાઓ ઉદયોગ માટે, તૈયાર થાઓ તમારા ધંધા ધાપા માટે. વખતસર તૈયાર થઇ તમારી બંદગી બરાબર કરશો, વખતસર તૈયાર થઇ તમારો ઉદયોગ, તમારો ધંધો ધાપો બરાબર કરશો, તો તમારા વિસામા માટેનાં, તમારા ખોરાક માટેનાં સાંધનો તમો તમારી બાજુનાં બળથી તૈયાર કરશો. તે માટે તમો કોઇના ઓશીયાળા થશો નહીં. વખતસર તૈયાર થઇ તમારી બંદગી કરશો, વખતસર તૈયાર થઇ તમારો ઉદયોગ કરશો, વખતસર તૈયાર થઇ તમારી બંદગી અને ઉદયોગ કરી તમારા બાજુના બળથી, તમારાં જાતિ તન અને મનના બળથી ખોરાક પેદા કરી તમારાં તન મનને પોષણ અને રાહત આપશો, તો પછી વખતસર તમો ખુશ ઉંઘ, શાંત નિંદ્રા મેળવવાને શક્તિવાન થશો."

આ મુજબના તરેહવાર પોકારો, તમારા વિચાર મારફતે તરેહવાર પોકારો, તમારા કાને, તમારા મનના કાને, ઘંટના અવાજ સાથે પડશે. ટુકમાં, આપણે આખા દિવસનાં કામના જે પ્રકારો જણાવ્યા,—કે એક દિવસમાં આપણુ માટે ૧ બંદગી, ૨ ઉદયોગ, ૩ ખોરાક અને ૪ નિંદ્રા, એમ ચાર કામો કુદરતના ખાવિંદે સરજ્યાં છે,—તે સઘળા પ્રકારનાં કામો માટે ઓએના ઘંટનો અવાજ તમોને ભાન આપશે. વધુ ટુકમાં કહીએ તો, તે તમોને એ શબ્દોમાં કહેશે કે "વખતસર તૈયાર રહો."

(ધ) **ઘંટના અવાજ સાથે નમનનો વિચાર**—આપણે ઘણીકો ઓએ દેવાના ઘંટના અવાજ સાથે વાંકા વળીને નમીએ છીએ, બે હાથ જોડી પગે લાગીએ છીએ, આતશકદેહમાં પવિત્ર આતશથી દૂર હોઇએ છીએ ત્યારે, અને આતશકદેહમાંથી બાહાર હોઇએ છીએ ત્યારે પણ એમ પગે લાગીએ છીએ. ત્યારે તે પગે લાગવું, તે નમવું, ઉપલા વિચારો સાથેનું હોવું જોઇએ. કોઇને નમવું, કોઇને પગે લાગવું, તે તાબેદારીની નિશાણી છે, ફર્માન-બરદારીની નિશાણી છે, માન અકરામની નિશાણી છે. ત્યારે ઘંટના અવાજ સાથે તમો નમોછો, તમો બે હાથ ઉંચકી નમન કરો છો, તે કોણને નમો છો? કોણને પગે લાગોછો? તે દાદાર, જેને તમો જોઇ શકતા નથી, તેને નમોછો; તેનો પવિત્ર આતશ, જેનાં આતશકદેહમાંથી એ અવાજ આવે છે, તેને, જો તમો તે વખતે તેની સનમુખ હોવ તો સનમુખથી, અથવા દૂર હોવ તો દૂર અથવા બહારથી નમોછો; તે વખતે તે પવિત્ર આતશ ઉપર જે ઓએ દેવામાં આવે છે, તે ઓએ ઉપરથી ઉપજતા ખ્યાલો અને વિચારોને નમો છો; તે ઓએ સાથે વગાડવામાં આવતા ઘંટના બીદાર કરનારા અને ચપળ કરનારા અવાજને નમો છો; એટલે કે ત્યારે એ સર્વ સાથે, એ સર્વની યાદ સાથે મનમાં ઉપજતા અથવા ઉપજવા જોઇતા વિચારોને નમોછો. તે વિચારોએ ત્યારે તમોને સર્વ રીતે બીદાર અને ચપળ કરવા જોઇએ.

(ઙ) **ઘંટના અવાજ સાથ સેવટની કુચની યાદ**—એ ઘંટના અવાજથી વખતનો ખ્યાલ આપણને બીજી રીતે આવવો જોઇએ. એક ગેહ પસાર થઇ, બીજી ગેહ શરૂ થઇ. વખતની એક નાની મુદત પુરી થઇ, બીજી શરૂ થઇ. થોડા વખતમાં તે પણ પસાર થશે અને વળી બીજી શરૂ થશે. એમ ચાલતું રેહશે. આપણી આ દુનિયાની જીંદગી થોડા વખતની છે. થોડીક નેમી આપેલી મુદતની છે. તે પચીસ, પચાસ કે સો વર્ષની હશે. દરેક પસાર થતી ગેહ ત્યારે આપણને કહે છે, કે "તુંને આપેલી મુદતમાંથી એક નાની મુદત, એક નાનો ભાગ પસાર થયો છે. તુંએ જે સેવટ તરફ કુચ કરવા માડી છે, તે કુચની એક વધુ મંજલ તુંએ કાપી છે. તું દર પળે તેની વધારે અને વધારે નજદીક પહોંચતો જાય છે. એમ વખત પસાર થતાં તું તે સેવટની આગલ જલદીથી એક વખત આવશે. ત્યારે ખબરદાર રહે. તે સેવટ માટે, તે અંત માટે, તે મોત માટે તૈયાર રહે, કારણ કે તે તૈયારી ઉપર તારાં ભવિષ્યનો ઘણોક આધાર છે. મોતનો વિચાર કરતો રહે. ક્યાં જવાનો છે તેનો વિચાર કરતો રહે, અને તારો 'આ દુનિયાનો ફેરો ફોકટ ગયો' એમ બોલાય નહીં, એમ ઠરે નહીં, તે માટે રૂડી કોશેશ કરતો રહે."

ખ્રિસ્તિ દેવલોમાં કોઇકના મરણ વેળાએ મરણની ખબર આપનારો યા મરણની ક્રિયાની યાદ આપનારો ઘંટ (death-bell, death-knell) પડોશનાં દેવલમાં વાગે છે. આપણામાં સીધ્ધી રીતે તેમ નથી, જોકે કોઇક વેળા આપણે જોઇએ છીએ, કે કુટું-બમાં મરણ થતાં કોઇક પડોશની દરેમેહેરમાં યા આતશબેહરામમાં સુખડ ચઢાવવા મોકલવામાં

આવે છે અને તે વેળા કદાચ ઘંટ વાગે છે. ત્યારે કોઇકના મરણ માટેનો આ 'ડેથ-બેલ,' આ મરણના ઘંટનો અવાજ, આપણ સર્વ માટે, ફક્ત ખબર માટેજ નથી, પણ સાથે સાથે ધડા માટે છે, ધડા સમાન છે. આપણે આપણાં મરણ વેળાનો ઘંટનો અવાજ સાંભળશું નહીં, પણ બીજાનાં મરણ વખતનો ઘંટનો આ અવાજ, જો આપણ ચેતીને બરાબર સમજીએ તો, તે આપણ સર્વનાં પોત પોતાનાં મરણનો, પોત પોતાનાં મરણની ખબર આપવાના ઘંટનો અવાજ છે, જે આપણ દરેકે ઘણા ધ્યાનથી સાંભળી તે ઉપર ગોર કરવાનો છે, વિચાર કરવાનો છે. તે ગોર કરી, તે વિચાર કરી આપણને ખબરદાર રહેવાનું અને તૈયાર રહેવાનું છે. દર ગેહે ગેહે દેવાતી બોઓના ઘંટનો અવાજ પણ, એક રીતે, જોકે કોઇ ચોકસ માણસના મરણ યા અંતનો અવાજ નથી, તોપણ, તે વખતના કોઇ વિભાગના અંતનો, કોઇ ચોકસ મુદ્દતનાં અંતનો અવાજ છે, જે આવાજે આપણને મરણનાં ઘંટના અવાજ માફક ચેતેલા અને ચોંકેલા રાખવા જોઇએ.

(ચ) **ઘંટના અવાજ સાથ ઉમેદ ને આશા** :—વળી એ બોયના ઘંટના અવાજે આપણને આશાવંતા, હિમ્મતવાન, ખુશ (Cheer up) કરવા જોઇએ. આપણે કોઇ મોરાદમાં, કોઇ ઉમેદમાં હારેલા થયા હોઇએ, કોઇ કામમાં નિષ્ફળ થયા હોઇએ, ત્યારે એ ઘંટના અવાજે આપણને હુશિઆર કરી જરા ઉલટમંદ કરવા જોઇએ, જરા ખુશ કરવા જોઇએ. નવી ગેહે બદલાવા સાથે, નવી ઉમેદ, નવી કોશેશ, નવી ઉલટ થવી જોઇએ, કે "ફીકર નહીં, ચાલો ફરીથી કોશેશ કરીએ." એ પવિત્ર આતશની બોએ વેળાનો ઘંટનો અવાજ જાણે તે દાદારનો પોતાનો અવાજ છે. તે આપણને કહે છે કે "તે દાદારે સઘળું આપણ માટે સારું સરજેલું છે. ફીકર નહીં. તમો જો કોશેશમાં નિષ્ફળ થયા તો ફીકર નહીં. જો એક વખત નામોરાદ થયા તો કાંઇ નહીં, તે સાહેબની મરજી. ફરીથી કોશેશ કરો, કદાચ હવે પછી ફતેહ તમારી સરજતમાં હશે."

**ઘંટના અવાજની વાએજનું તાતપર્ય** :—ત્યારે ઘંટ શું વાએજ કરે છે? શું બોધ દે છે? ખાસ કરી આપણાં આતશ કદેહોમાં આતશોને બોએ દેવાતી વેળા વગાડવામાં આવતો ઘંટ શું વાએજ કરે છે? એ ઘંટનો અવાજ, શરૂઆતના ફકરામાં જે દુઆ ગુજારવામાં આવેછે, તે દુઆ ગુજારવાને આપણને બીદાર થવા કહે છે. તે કહે છે કે "ઓ આદમી! તું મારા અવાજ સાથે તે દાદાર હજુર પોકાર કર કે 'ઓ ખોદા! મને સ્વચ્છ કર'" તે ઘંટનો અવાજ ગોયા કહે છે કે "ઓ આદમી! મારા અવાજ સાથે મારી આજુબાજુની થંભ હવા ચપળ થાય છે, હીલે છે, તે દાદાર હજુર ઉપર ચઢે છે, આજુબાજુ સર્વ જગ્યાએ ફેલાય છે. તે હવાની ચપળતા સાથે તારી બુદ્ધિને, તારા વિચારને ચપળ કર, કુદરતમાં બધે ફેરવ. ઉપર ચઢતી હવાના પ્રવાહ સાથે તારી દુઆને ઉપર ચઢાવ. નીચે આવતી હવાના પ્રવાહ સાથે તે દાદારના આશીર્વાદ ખેંચ."

# નવાં શેહરોની સ્થાપના

અને

## એક શેહર (મર્જ)ની ખરેખરી આબાદી શામાં સમાયલી છે. [1]



"નિવએધયેમિ હંફારયેમિ આઓંધૂહાંમ અસંધૂહાંમ્ચ ષોઇથ્રનાંમ્ચ." ઇજશને હા ૧ ક. ૧૬.

અર્થ—હું આ જગ્યાઓને અને શેહરોને નમુંછું અને તેઓ તરફ માન જાહેર કરૂં છું.

**વિષય માટેનો અવસર.**—ઇજિશનેના આ શબ્દો, "ચાર દિશાની નમસ્કાર," એવે નામે જણાયલી બંદગીમાં પણ "નેમો આઓંધૂહાંમ અસંધૂહાંમ્ચ ષોઇથ્રનાંમ્ચ" એટલે "આ જગ્યાઓ અને શેહરોને નેમાજ હોજો," એવા શબ્દોથી થોડાક ફેરફાર સાથે આપણુ ભણીએ છીએ. આ શબ્દો, જે ભણી, આપણે આપણી જગ્યાઓ અને શેહરોને યાદ કર્યે છીએ, તેઓને મારાં આજનાં ભાષણનાં મૂળ વચન ( text ) તરીકે હું લેઉં છું, કારણ કે આજે આપણે ખાસકરી એક નવાં શેહેર તરફ આપણી નેમાજ જાહેર કરવાને ભેગા મળ્યા છીએ. આ મરજબાનાબાદ ગામની સ્થાપનાને ૬ વરસ હાલ તમામ થયાં છે. તે બનાવની ખુશાલીમાં તે દાદારનો આભાર માનવાને, એ ગામ ઉપર તે દાદારની વધુ મેહેર માંગવાને, અને તે બનાવની ખુશાલીભરી યાદ માંહોમાંહેનાં અરસપરસના મેળાપથી કરવાને આપણુ આજના મુબારક રોજે ભેગાં મળ્યાં છીએ.

આજના બનાવ અને મેળાવડા તરફ હું કેટલીક રીતે ખુશાલીભરી રીતે જોઉં છું. આ કસ્બાને નામ આપવાની ક્રિયા, થાણાના તે વખતના કલેકટર મી૦ બેરોજને હાથે, જે શુભ દિવસે આજ જગ્યાએ થઇ હતી, તે દિવસે હું હાજર હતો. ત્યાર પછી એ કસ્બાને હું વધતો અને વસ્તીથી આબાદ થતો જોતો આવ્યો છું. વળી ત્યાર પછી મેં પણ પડોશનાં એક ગામમાં એક ગરીબ ઝુપડું ઉભું કર્યું છે, જેમાં છેલ્લાં ત્રણ વર્ષમાં, અવારનવાર કેટલાક દાહડાઓ અને કોઇક વાર મહિનાઓ, મારાં પ્રિય કુટુંબ સાથ, આસાયશમાં, અને આસાયશ ભેગા શાંત અભ્યાસમાં પસાર કર્યા છે, અને જેમાં મારાં કેટલાંક છેલ્લાં પુસ્તકોને મારી કમીની કલમનો છેલ્લો છાપ આપ્યો છે. તેથી આ કસ્બા તરફ અને તેની સ્થાપનાની યાદના આજના શુભ દિવસ તરફ કેટલાક ભાવથી હું જોઉંછું. વળી આ કસ્બાનું નામ અને આ કસ્બો સ્થાપનાર સદ્ગ્રહસ્થનું નામ મારા જેવા અભ્યાસીઓ માટે કેટલુંક ખેંચાણ કરનારૂં છે. કારણ કે મારા અભ્યાસમાં મેં જોયું છે, કે નવી જગ્યાઓ વસવા લાયક કરવી, અને નવાં શેહરો અને કસ્બાઓ સ્થાપવાં અને આબાદ કરવાં, એ, આપણા અસલી ઈરાની વડીલોના વખતથી કીર્તિવંતું અને ભલું કામ ગણાતું આવ્યું છે.

---

(૧) આ વિષય ઉપર અંદેરી ખાતે મર્જબાનાબાદમાં ખાન બાહાદુર મનચેરજી કાવસજી મરજબાન સી. આઈ. ઈ., ના બંગલામાં મર્જબાનાબાદની સ્થાપનાનાં ૬ ઠાં વર્ષની ખુશાલીમાં રોજ ૨૨ મો માહા ૭ મો સને ૧૨૭૩ યજદજરદી, તા૦ ૩ જી એપરેલ ૧૯૦૪ ને વાર આદીતને દિને થયલાં જશન વેળાએ, કલાક ૫–૧૫ ને અમલે એક ભાષણ આપ્યું હતું.

હું મારો આજનો વિષય બે ભાગમાં હાથ ધરીશ. I એક નવાં શેહરોની સ્થાપનાની પુરાણી ઇરાની હકીકત. II એક શેહેર, મુલક યા ઘરની ખરી આબાદી શામાં સમાયલી છે.

## I

## નવાં શેહેરોની સ્થાપનાની પુરાણી હકીકત.

**શાહ જમશેદની નવી જગ્યાઓ વસાવવાની કાળજી.**—તવારીખનવેશો, જેને અત્યંત પુરાણો કાળ (hoary antiquity) કહે છે, તે કાળ તરફ નજર ફેંકતાં આપણે વંદીદાદની બીજી પરગરદમાં પાદશાહ જમશેદને નવી જગ્યાઓ વસાવતો, ફકત વસાવતોજ નહીં, પણ તે ઉપર સુખશાંતીને અનુસરતાં હવા અને ઉજાશનાં રેહવા લાયક મકાનો બાંધતો જોઇએ છીએ.

હાલ આપણે મુંબઇ શેહરમાં મર્કીના બુરા હીંગામમાંથી પસાર થઈએ છીએ અને તે બુરા હીંગામને લીધે આપણામાંથી ઘણાકો કામકાજની કેટલીક મુસ્કેલી અને હેરાનગતી બમી અતરે દૂરનેર આવી રેહલા છઇએ. તેવા વખતમાં આ ખાસ વિચારવાજોગ છે, કે મારા વિચાર પ્રમાણે—અને કોઇક અભ્યાસી ભાઇઓને એ એક અટકળ લાગે—શાહ જમશેદે વંદીદાદની બીજી પરગરદ પ્રમાણે ત્રણ ત્રણ વાર નવી જગ્યાઓ વધારી, અને વસવા લાયક કીધી, અને ત્યાં પાણી પોંહોચતું કીધું, અને બજારો વસાવ્યાં અને કુદરતી રોશની દાખલ થાય અને હવા આવ જાવ થાય તેવાં બારી બારણાં સાથનાં મકાનો બાંધ્યાં, તે સર્વ ઇરાનમાં ફેલાયલી એકાદ ત્રાસદાયક મર્કીના હીંગામ અને તેથી મળેલા અનુભવ પછી હતું.

**કયોમર્સથી વેરાન મુલકમાં શેહરો અને કસ્બાઓની સ્થાપના :**—જમશેદનો નવાં શેહરો અને કસ્બાઓ વસાવવાનો આ દાખલો તો આપણાં ધર્મ પુસ્તકોનો છે. પણ તેનીથી આગમચ પણ પાદશાહ કયોમર્સ (ગયોમર્દ)નો દાખલો તવારીખ પુરો પાડે છે, કે એ પાદશાહે કેટલાંક શેહરો પોતાના મનુષ ભાઇબંધોની વસ્તી અને આબાદી માટે સ્થાપ્યાં હતાં. દાખલા તરીકે, બલખ શેહર, જેમાં આપણા પેગમ્બરે પોતાની જરથોસ્તી દીન શાહ ગુસ્તાસ્પને સમજાવીને તેની દરબારમાં જાહેર કીધી હતી, તે શેહેરની સ્થાપના આહમેદ રજી, કાજવીની અને મીરખોન્દ જેવા તવારીખનવેશો પાદશાહ કયોમર્સને લાગુ પાડે છે. તેઓ કહે છે, કે એક દિવસ કયોમર્સ પોતાના દેમાવંદ કુહ નામના પાહાડના મથકથી બલખ ભણી એ શેહેર સ્થાપવાને ગયો હતો. તેવામાં તેનો એક ભાઇ તેને દૂર દેશથી દેમાવન્દ કુહ તરફ મળવા આવ્યો. તેને જ્યારે ખબર પડી, કે કયોમર્સ તો બીજે મુલક નવું શેહર સ્થાપવા ગયો છે, ત્યારે તે, તે મુલક પોતાના ભાઇને મળવા જવા નિકળ્યો. કયોમર્સે દૂરથી એક પહાડ ઉપરથી કોઇને આવતો જોઇ ધાર્યું કે કદાચ કોઇ બૂરો દુસ્મન યા દેવ આવતો હશે. એવું ધારીને તે બચાવ માટે તૈયાર થઇ ઉભો રહ્યો. પણ તે ઘણો આગળ આવ્યો તો જોયું કે તે તો તેનો ભાઇ હતો. તેથી બોલી ઉઠયો કે "બલ અખ" એટલે "ખરેખર ભાઇ!" એટલે "અરે! એ તો ખરેખર મારો ભાઇ છે." તે ઉપરથી તેણે પોતે સ્થાપવા ધારેલાં નવાં શેહરને આ બનાવની યાદમાં "બલખ" નામ આપ્યું. હવે બલખ શેહેરના આ નામનો અર્થ, તવારીખનવેશો જણાવે છે તેમ, ખરો હોય કે નહીં, તે બાબતમાં દાખલ થવા વિના, આપણે આટલું જોઈએ છીએ, કે નવાં શેહેરો અને કસ્બા-

ઓને સ્થાપવા અને આબાદ કરવાનું કામ અસલના વખતમાં ભલું, ભાગ્યવંતું અને કીર્તિવંત ગણાતું હતું, અને તે માટે પાદશાહો અને તેઓના સરદારો દૂર દેશવેર જવાની મેહેનત લેતા હતા.

**અસલમાં શેહેરોને કોઇ બનાવ ઉપરથી નામો મળતાં**—શેહેરોને અસલમાં જે નામો મળતાં, તે યાતો કોઇ બનાવ ઉપરથી મલતાં, યાતો તેને સ્થાપનારાઓનાં નામ ઉપરથી મળતાં. જ્યારે પાદશાહ કયોમર્સનું નામ મેં આ બાબતના સંબંધમાં યાદ કર્યું છે, ત્યારે તવારીખ તેણે જે એક બીજું શેહર સ્થાપેલું જણાવે છે તેનો દાખલો આપું છું, કારણ કે તે શેહેર અને તે શેહેરની આજુબાજુના મુલકનું નામ આપણે આ છેલ્લા ત્રણ ચાર મહિના થયા આપણા નામદાર વાઇસરોય લોર્ડ કરજનને મોંહોડે બે બે વાર સાંભળ્યું છે. તે મકરાનનું શેહર અને મકરાનનો મુલક છે. તવારીખનવેશ મીરખોન્દની "રોઝતુસ સફા" મુજબ, એ પાદશાહ કયોમર્સે સ્થાપ્યાં હતાં. એ મુલકની આગલી પાછલી તવારીખ બાબે અને અસલી ઇરાની અને યુનાની હકીકત બાબે, પરમ દાહાડે, જ્ઞાન પ્રસારક મંડળી સનમુખનાં મારાં ભાષણમાં હું વીગતે બોલનાર છું. માટે તે બાબે આજે લંબાણ કરીશ નહીં. પણ એટલુંજ કહીશ કે આપણા વાઇસરાયે પોતાનાં આ અઠવાડિયાનાંજ "બજેટ" નાં ભાષણ (Budget-speech) માં એ મુલકનો ઇસારો કરી થોડીક મગરૂરી અને ખુશાલી સાથે કહ્યું છે, કે તેવણ ત્યાં બ્રીટીશ સત્તા મજબુત સ્થાપવાને શક્તિવાન થયા છે. એજ સબબે તેવણે ઇરાની અખાતની પોતાની ગયા ડીસેમબર માસની જાણીતી સફર વેળાએ, એ મુલકના કિનારા ઉપર ઉતરીને પછી ત્યાંના સરદારોની પોતાની સ્ટીમર ઉપર એક દરબાર ભરી હતી. એ મુલક મોટે ભાગે વેરાન છે. ત્યાં ત્યારે મેહેનત લઇ, તવારીખ પ્રમાણે, પાદશાહ કયોમર્સે એક શેહેર સ્થાપ્યું હતું.

**ઇરાની શેહેરોની સ્થાપના બાબેનું પેહેલવી પુસ્તક**—"શત્રોઇહા એ અઇરાન" એટલે "ઇરાનનાં શેહરો" એવે નામનાં પેહલવી પુસ્તકનો ગયાં પાંચ વર્ષપર મેં અંગ્રેજી અને ગુજરાતીમાં તરજુમો બાહાર પાડયો છે. તે મારાં પુસ્તક ઉપર આ બાબતનાં જ્ઞાનનાં શોખીનોનું હું ધ્યાન ખેંચીશ, કારણકે તેમાં ઇરાનના જૂદા જૂદા પાદશાહોએ અને નામાંકીત પુરૂષોએ દુનિયાના જૂદા જૂદા ભાગોમાં માણસજાત માટે નવી નવી જગ્યાઓ વસાવી નવાં નવાં શેહરો અને કસ્બાઓ વસાવ્યાં, તેનું વર્ણન આપ્યું છે. એ પુસ્તક પ્રમાણે એવાં ઘણાંક શેહેરો અર્દેશર બાબેગાને અને શાપુર પાદશાહે સ્થાપ્યાં હતાં. એજ પુસ્તક પ્રમાણે અને એરીયન જેવા બીજા યુનાની લખનારાઓનાં પુસ્તક પ્રમાણે, યુનાની પાદશાહ સિકંદર એવાં ઘણાંક શેહરો સ્થાપવામાં કીર્તિ લેતો હતો. કહે છે કે એણે ૫૦ થી ઉપર એવાં શેહરો, અને તેમાંનાં કેટલાંક હિંદુસ્તાનમાં અને વળી બલુચીસ્તાન અને અફગાનીસ્તાન તરફના મુલકમાં, પોતાનાં નામ ઉપરથી, "સીકંદ્રીઆ" ને નામે, સ્થાપ્યાં હતાં. એ સર્વમાં આ દુનિયાના અજબ દોર અને તોરની યાદ અને ભાણ આપતું, આજે એકજ સીકંદ્રીઆ બાકી રહ્યું છે, અને તે ઇજીપ્ટ દેશનું સીકંદ્રીઆનું શેહર છે.

**શેહેરોનાં નામો, સ્થાપનારાઓનાં નામો ઉપરથી**—આપણા ઇરાન દેશની તવારીખ ઉપરની આ ઉડતી નજર ત્યારે આપણને દેખાડે છે કે નવાં શેહરો અને કસ્બાઓ આબાદ કરવાં એ એક ભલું અને કીર્તિવંત કામ છે. આપણા હિંદુસ્તાન દેશ ઉપર આવતાં પણ આપણે એવું જોઇએ છીએ કે એ એક કીર્તિવંત કામ ગણાયું છે. મોગલ વંશના ઘણાક પાદશાહોનાં અને બીજા ઘણાક મુસલમાન રાજકર્તાઓનાં નામો ઉપરથી

આપણે ઘણાંક શેહરોને પોતાનાં નામો લેતાં જોઇએ છીએ, જેમ કે અમદાબાદ, હેદ્રાબાદ, સીકંદ્રાબાદ, ઔરંગાબાદ. એટલુંજ નહીં પણ આપણી રાજકરતી કોમના કોઇક અમલદારોએ પણ કસ્બાઓ સ્થાપી તેઓને પોતાનાં નામો આપ્યાં છે. દાખલા તરીકે "એબટાબાદ". હિંદુસ્તાનનાં આપણા પારસી હમદીનો ઉપર આવતાં આપણે એ કોશેશ ઘણી જોતા નથી, કારણ રાજપાતની કુમક વિના તેમ બનવું કેટલીક રીતે મુશકેલ છે. તોપણ અત્રેની આપણી તવારીખ એવા દાખલાથી કાંઇ તદન ખાલી નથી. દાખલા તરીકે સુરતમાં રૂસ્તમપરા નામનો કસ્બો યા પરૂં, રૂસ્તમ માનેક નામના એક જાણીતા પુરૂષ ઉપરથી પોતાનું નામ લે છે, કારણ તેવણે તે વસાવ્યું હતું.

હવે આજે આપણે જે કસ્બામાં ઉભા છઇએ, અને જે કસ્બાની સ્થાપનાના શુભ અવસરનાં છઠાં વર્ષની યાદમાં આપણે ભેગા મળ્યા છીએ, તે કસ્બાનું નામ આપણને દેખાડે છે, કે આપણ વચ્ચે પણ એક ભલા ગ્રહસ્થ છે, કે જેવણનાં જીવતાં અને જાગતાં નામ ઉપરથી એ કસ્બાએ પોતાનું નામ લીધું છે. શેઠ મનચેરજી કાવસજી મરજબાને આ ગામની, આ કસ્બાની સ્થાપનામાં અગતનો અને કારસાજ ભાગ લઇ આપણને દેખાડયું છે, કે નવી જગ્યાઓને વસ્તી સાથની અને આબાદ કરવાની કારસાજી આપણામાંથી, ખોદાની મેહેરથી, જતી રહી નથી. એવણને હાથે વસેલું આ કાંઇ એકલું પરૂં નથી. પણ આપણે જાણીએ છીએ તેમ મુંબઇમાં પણ એક અતરેનાં કરતાં વધુ વસ્તીવાળું પરૂં, એક ખાસ પારસી "મરજબાનાબાદ" એવણે બનાવ્યું છે. આ "મરજબાનાબાદ" જ્યારે સઘળી પચરંગી વસ્તી માટે ખોલ્લું છે, ત્યારે મુંબઇનું પરૂં, એક ખાસ પારસી પરૂં, ખાસ પારસી કસ્બો છે. આપણા ટોળાનાં વડા અકાબરે થોડુંક ઉપર પોતાનાં એક ભાષાણમાં તે પરાંને "મુંબાઇનું મર્જબાનાબાદ" નામ આપ્યું હતું. તે તદન બરહક છે, અને હું ધારૂં છું, કે તેના લાગતા વળગતા સાહેબો તે લત્તાને એ નામ જાથુકનું આપે તો ઘણું સારૂં. તે ઘણું સારૂં એટલુંજ નહીં. પણ તે બોલવા લખવામાં વધુ સગવડભર્યું થઇ પડે.

**મર્જબાન શબ્દનો અર્થ**—આ એક સંજોગ છે, પણ તે અજબ સંજોગ છે, અને વળી બંધબેસતો અને નામને છાજતો સંજોગ છે, કે એક "મર્જબાન" એવું પરૂં, એક કસ્બો, એક મર્જ સ્થાપે. હું આ નામને છાજતો એક સંજોગ ગણું છું, કારણકે "મર્જબાન" નામનેજ શેહરો અને કસ્બા સાથે સંબંધ છે. "મર્જબાન" નામ ફારસી "મર્ઝબાન" છે, જે 'મર્જ' અને 'બાન', એમ બે શબ્દોનું બનેલું છે. મર્જ શબ્દનો અર્થ 'સરહદ, સરહદનો મુલક અથવા શેહર,' થાય છે. અવસ્તા ધાતુ મરેજ 'મર્જ' એટલે 'હદ બાંધવી ( to limit )', એ ઉપરથી એ શબ્દ નિંકળેલો છે. ત્યારે મર્જ એટલે 'હદ બાંધીને છુટી કરેલી જગ્યા અથવા શેહેર." ખાસકરીને એક દેશની સરહદને માટે અસલમાં એ મર્જ શબ્દ વપરાતો. અંગ્રેજી March અથવા Marches અથવા Mark, જેનો અર્થ હદ થાય છે, તે આ ફારસી 'મર્જ' શબ્દ છે. એ સર્વનો અર્થ પેહેલે 'સરહદ' (Frontier) થાય છે. અંગ્રેજી શબ્દ Mark એટલે નીશાણી પણ એક રીતે એજ શબ્દ છે. માર્ક (નીશાણી) એટલે 'હદ બાંધી ચોકસ કરેલું તે'. અંગ્રેજી Market ( બજાર ) શબ્દ પણ એજ ધાતુ ઉપરથી છે. તેનો અર્થ આ, કે "શેહેરમાંની એક હદ બાંધી મુકરર કરેલી જગ્યા, જ્યાં લોકો વેચ લે કરે." અંગ્રેજી શબ્દ 'માર્ચ' (March) કુચ કરવી પણ એજ ધાતુ ઉપરથી છે, એટલે કે 'કાયદાસર હદમાં રહીને ચાલવું.'

"બાન" શબ્દ પેહેલવી 'પાન' છે. અવસ્તા ધાતુ પા=પા (to protect) એટલે 'બચાવ કરવો,' તે ઉપરથી 'પાન' નો અર્થ 'બચાવ કરનાર' થાયછે. એ 'પાન' નો ફારસીમાં 'બાન' થયો અને તે જૂદા જૂદા શબ્દોને લાગવા લાગો. જેમકે 'દર બાન' 'બાગ બાન'. ત્યારે મર્ઝબાન શબ્દ અસલમાં 'મર્ઝપાન' છે, અને તેનો અર્થ "સરહદનો બચાવ કરનાર" થાય છે. આપણે કહ્યું કે એ 'મર્ઝ' શબ્દ અંગ્રેજી March અથવા Marches એટલે 'સરહદ' છે. એ માર્ચ (March) શબ્દ ઉપરથી માર્શેર (Marcher) નિકળ્યો છે, જે ઉપરથી Lord Marcher શબ્દ નિકળ્યો છે. અંગ્રેજી શબ્દ માર્કવીસ (Marquis), જે એક ખેતાબ છે, અને જે અસલમાં Lord Marcher નો એટલે 'સરહદ તપાસનાર અમલદાર'નો અર્થ ધરાવે છે, તે પણ એ March અથવા મર્ઝ શબ્દ ઉપરથી નિકળ્યો છે. ત્યારે ફારસી શબ્દ મર્ઝબાન, ધાતુમાં અને અર્થમાં બરાબર અંગ્રેજી ખેતાબ Marquis અથવા અંગ્રેજી ઓહ્દો Lord Marcher ને મળતો છે. મર્ઝબાન શબ્દનો અસલ અર્થ "સરહદની તપાસ રાખનાર અમલદાર," અથવા ઉમરાવ. ત્યાર પછી જેમ 'મર્ઝ'નો અર્થ 'શેહર અથવા કસ્બો' થયો તેમ "મર્ઝબાન"નો અર્થ "શેહરનો હાકેમ" થયો. ત્યારે એક "મર્ઝબાન" જેવણનાં નામનો અર્થ "એક શેહરની નેગાહ રાખનાર" થાય છે તેવણ એક શેહર યા કસ્બાની નેગાહ રાખે અને તેની હાજતો પુરી પાડે, એ સંજોગો વચ્ચે બંધબેસ્તું છે.

## II

**એક શેહરની ખરી આબાદી શામાં સમાયલી છે?**—હવે જ્યારે નવી જગ્યાઓને આબાદ કરવાનાં કીર્તિવંત ગણાતાં કામને અનુસરી એક મર્ઝબાને સ્થાપેલાં આ મર્ઝબાનાબાદને આબાદી ઇચ્છવા અને તે માટે તે દાદાર હજુર દુઆ ગુજારવા આપણે ભેગા મળ્યા છીએ, ત્યારે આપણે થોડોક વિચાર કર્યે, કે આપણે આ કસ્બાને કેમ આબાદ કર્યે. આ વિચાર ફકત આ કસ્બામાં રેહેનારાઓ માટેજ જરૂરનો નથી, પણ અતરે ભેગા મળેલા સર્વ માટે જરૂરનો છે, કે તેઓએ પોતપોતાના કસ્બાને યા ચેહલીને યા ઘરને કેમ આબાદ કરવાં.

એક કસ્બાને આબાદ કરવાનો આધાર બે મૂળ સબબો ઉપર છે.

૧ ખોદા ઉપર, કારણ તેણે આપેલી નેઆમતોથી એક કસ્બો આબાદ થાય છે.

૨ માણસની તે નેઆમતો ભોગવવાની કોશેશ ઉપર.

**૧ શેહેરો અને જગ્યાઓને નેમાજ તે તે દાદારને નેમાજ**—આપણે શરૂઆતમાં જગ્યા યા શેહેરને નેમાજ જાહેર કરીને, નેમાજના શબ્દો ભણ્યા. ત્યારે ખરી નેમાજ શેહેરને આબાદ કરવાના ડહાપણભર્યા વિચારો વિચારવામાં અને તે ઉપર અમલ કરવામાં છે.

તે દાદાર તો પોતાનાં તરેહવાર તત્વોથી આ કસ્બાને આબાદ કરે છે. અહીં તેનો સુર્ય ખુલ્લો પ્રકાશે છે. તેની હવા ખુલ્લી ફરે છે. તેનાં પાણી જમીનનાં પતાલમાં વહે છે. તેની જમીન તમો ચાહો તો તમોને ફળફળાદી આપે. ખોદાતાળા તો એ સઘળું તમોને આપશે. અસલી લોકોમાં જે મુળ તત્વો (Elements) ગણાતાં,—આતશ, (ગરમી) હવા, પાણી, જમીન,—તે સઘળાં તે દાદારે અંહીં પુરતા જથ્થામાં આપ્યાં છે. પણ તેનો ખરો ઉપ્યોગ કરી તમારાં ઘરને, વાડીને, કસ્બાને આબાદ કરવાં, એ તમારૂં અને તમારૂંજ કામ છે.

"નેમો આઓંથ્રહાંમ"ની ઉપલી બંદગીમાં જગ્યા અને શેહર પછી તે દાદારની બીજી ચહડ ઉતર પેદાયશોને યાદ કરી છે. તેથી આજે જયારે આપણે આ, 'ષોઇથ્ર'ને, આ શેહરને, આ કસ્બાને નેમાજ કરવાને ભેગા મળ્યા છીએ, ત્યારે એ કસ્બાની નેમાજ સાથે તે સઘળી પેદાયશોને પણ આપણા ભલા વિચારો સાથે નેમાજ હોવી જોઇએ.

નેમાજ હંમેશાં જેમ ગુજર પામેલાં યા પસાર થયલાં કોઇ પરિણામો માટે હોય, તેમ પસાર થવાની ભવિષ્યની કોઇ આશાઓ માટે હોય. આપણે તે દાદારને નમીએ, તે એવીજ બે રીતે. તે દાદારે જે નેઆમતો આપી હોય, તે માટે; અને તે દાદાર તેવી નેઆમતો વધુ આપતો રહે, તેની દુઆ ગુજારી માટે.

હવે પેહેલી નજરે અજબ જેવું દિસે, કે આપણે તે દાદારને નમીએ, તેમ તેની પેદાયશોને કેમ નમીએ ? 'નેમો આઓંથ્રહાંમ'ની બંદગીમાં ચારે દિશાએ ફરી આપણે ભણીએ છીએ કે "આએ બાજુ જે જગ્યાઓ, શેહેરો, ખેતરો, મકાનો, પાણીના ચશ્માઓ, નદીઓ, નાળાંઓ, જમીનના ભાગો, ઝાડપાનો હોય, તે સર્વને નેમાજ હોજો. આ પૃથ્વિને, આકાશને, સ્વચ્છ પવનને, તારાઓને, ચંદ્રને, ખોરશેદને, અનંત કુદરતની રોશનીઓ, સ્પેનામીનોની તમામ પેદાયશો, અશો નર અને નારીને નેમાજ હોજો."

**શેહરોની શારિરીક નેમાજમાં આત્મીક અંશ**—પણ શારિરીક પેદાયશોની આ નેમાજમાં આપણે આ યાદ રાખવાનું છે, કે આપણા ધર્મની શિખવણી મુજબ, દરેક પેદાયશમાં તેઓના શારિરીક નજરે પડતા ભાગ સાથે કોઇ ભેદી, કોઇ ગુપ્ત, કોઇ આત્મીક તત્વ જોડાયલું છે. એ સર્વ શારિરીક ચીજોમાં તે ખોદાનો હાથ છે, તે ખોદાનો અંશ છે. એ સઘળી ચીજો મીથ્યા છે. તેને જે કાયમી અને ચપળતા આપે છે, તે, તે દાદારનો હાથ છે, તે, તે દાદારનો અંશ છે. ત્યારે આપણી નેમાજ તે શારિરીક ચીજોને નથી, પણ તેમાં સમાયલાં આત્મીક તત્વને, ઇશ્વરી અંશને છે. આપણે આતશને નમીએ છીએ, તે, તે શારિરીક આતશ, જે તમો એક ઘડીમાં ઉત્પન્ન કરો અને એક ઘડીમાં બુજા વી નાંખો, તેને નથી, પણ તે સાથે જોડાયલા આત્મીક વિચારોને, તેનાં આત્મીક તત્વને છે.

ત્યારે આપણે જયારે ભણીએ કે "નેમો આઓંથ્રહાંમ અસંઘ્રહાંમ્ચ, ષોઇથ્રનાંમ્ચ" એટલે "આ જગ્યાને નેમાજ હોજો, આ શેહરને નેમાજ હોજો," ત્યારે આપણી નેમાજ તે સાથે જોડાયલા ભલા આત્મીક વિચારોને હોવી જોઇએ.

ત્યારે આજને રોજે આ કસ્બાની નેમાજ, તે, તે, કસ્બાને સઘળી નેઆમતો પોંહોચાડનાર ખોદાની નેમાજ છે. તે દાદારે આ કસ્બામાં આપણને ફરાગાત બક્ષી, આપણ, જેઓ અહીં હાજર છઇએ, તેઓ સર્વને પોતપોતાને નહીં, તો તેઓના મીત્રો અને ખેશીઓને, તેઓના મનુષ ભાઇબંધોને જે ફરાગાત બક્ષી, તે માટે તે દાદારની અહેસાનશનાસીની નેમાજ હોવી જોઇએ. તે દાદાર તે ફરાગાત ચાલુ રાખે અને એ કસ્બામાં વસતા લોકોને વધુ રાહત બખશે, તે માટે આશા સાથની, દુઆ સાથની તે નેમાજ હોવી જોઇએ.

હવે જેમ એહેસાનશનાસી, તેમ આશાઓ અને દુઆઓ, તે ગુજારનારનાં તરફની કોશેશ વિના ફોકટ છે. જે જીભથી તે બોલાય તે જીભની હાલચાલ સાથે તે બંધ પડે અને મીથ્યા નિવડે. પણ જો તે ખરેખર પાર પડે તો તે આપણી કોશેશોથી પાર પડે.

**૨ એ આત્મીક નેમાજ આપણી જાતી કોશેશનું ભાન આપે.**—આ કસ્બો તે દાદારની મેહેરથી વસ્યો છે, અને તે દાદારે રોશની, હવા, પાણી અને જમીનની

આપણને મુંબઇ જેવાં ગીચ શેહેર કરતાં અહીં વધારે ફરાગાત બખશી છે. દાદારે તે નેઆમતો તો ખોલ્લે હાથે આપી છે. પણ તે નેઆમતોનો ઘટતો ઉપયોગ કરવો આપણા હાથમાં છે. કોઇ ચાહે તો અહીં પણ એવી જીંદગી ગુજારે, કે ગીચ વસ્તીવાળાં શેહેર કરતાં પણ તે બદતર રીતે રહે. હવાની નેઆમત મળવા છતાં તે બારી બારણાં બંધ રાખી પવન જેનો અર્થજ, 'પુ' એટલે 'પવિત્ર કરવું' ધાતુ ઉપરથી 'પવિત્ર કરનાર' થાય છે, તેના ફાયદાને દૂર રાખે. તેમજ તે આફતાબની રોશણીને દૂર રાખે. પાણીની નેઆમતનો તે બુરો ઉપયોગ કરી ભીનાશ અને સરદી ઉત્પન્ન કરે. આજુબાજુ પુષ્કળ જગ્યાની ફરાગતી હોવા છતાં તે જગ્યાને ખરાબ અને ગંધીલી બનાવે. ત્યારે માણસ ચાહે તો તે દાદારની નેઆમતોની, રેલ છેલ વચ્ચે, જાણે બેહેસ્તની વચ્ચે, દોજખ ઉત્પન્ન કરે. બેહેસ્તની વચ્ચે માણસ જાત દોજખ કેમ ઉત્પન્ન કરે તેનો દાખલો મને કાશમીરમાં મળ્યો હતો. તે સુંદર ખીનમાં, તેનાં રળિયામણા સરોવરો અને સુંદર ઝાડો વચ્ચે, તેના બરફથી ઢંકાયલા પહાડો અને સાંપ પેઠે વેહેતી સુંદર નદી વચ્ચે, તેની મનમોહન હવા અને ફલદ્રુપ જમીન વચ્ચે રહેવા છતાં, ત્યાંના લોકોએ પોતાનાં શ્રીનગર શેહેરને દોજખ સમાન બનાવ્યું હતું. ત્યાં વારેઘડીએ રોગો ફાટી નિકળતા અને તેના મોહલ્લાઓમાં ફરવું અણગમો ઉપજાવનારૂં હતું.

ત્યારે આ કસબાને ખરેખર આબાદ રાખવાનું કામ તેના વસનારાઓનું પોતાનું છે. તે દાદારે વધારે ફરાગત સાથે બખશેલી તેની કુદરતી નેઆમતો વધારે સારી રીતે ભોગવવાનું આપણું પોતાનું કામ છે.

**આત્મીક આબાદી—** પણ એ તો શારિરીક નેઆમતો, શારિરીક આબાદીની વાત છે. એક શેહેર શારિરીક રીતે ગમે તેટલું દેખાવમાં આબાદ દેખાય, પણ તેની ખરી આબાદી માટે તેની આત્મીક બાજુએ, તેની નીતિમાન બાજુએ, તેની માનસીક બાજુએ જોવાનું છે. તેની શારિરીક આબાદી સાથે તેની આત્મીક આબાદી ભેળાયલી હોય ત્યારેજ તે ખરેખરી આબાદી છે.

આ કસબામાં વસી તે દાદારની શારિરીક નેઆમતો—હવા, પાણી, આતશ, જમીન —ની વધારે રાહત મેળવી આપણે આપણા મનની આબાદી, મનની રાહત, મનની ચપળતા, મનની સ્વચ્છતાનો વિચાર કરવાનો છે. ખરૂં સુખ તે તનનાં સુખ સાથે ભેળાયલું મનનું સુખ છે.

ખરી દરૂસ્તી તે તનની દરૂસ્તી સાથે ભેળાવી જોઇતી મનની દરૂસ્તી છે. મોજ તે શું ? તે બાબેના તરેહવાર વ્યાખ્યાનમાં એપીક્યુરીઅન પંથવાળાઓનું આ વ્યાખ્યાન આપણું ધ્યાન ખેંચે છે કે "Pleasure is nothing more than health of body and mind" એટલે "મોજ એ તન અને મનની દરૂસ્તી કરતાં કાંઈ પણ વધારે નથી."

ત્યારે આ કસબા માટે જે ખરી આબાદી આપણે માંગીએ, તો તે આવાજ પ્રકારની મોજની આબાદી છે, કે જે પ્રકારની આબાદી આપણ સર્વએ આપણાં પોતપોતાનાં ઘર માટે માંગવાનું ઇજશનેનાં ૬૦ માં હા. (ફ. ૨–૭) માં આપણને ફરમાન છે.

**આત્મીક આબાદી માટેનો દુઆ—** હાલમાં જે જશન કરવામાં આવ્યું છે તે જશનમાં તેવી આબાદી માટે દુઆ ગુજારવામાં આવી છે. તે દુઆ આ પ્રકારની છે કે

"ઘરમાંથી ફરમાનબરદારી, નાફરમાનીને મારી હઠાડે; સુલેહ સંપ, કજીયા ટંટાને મારી હઠાડે; સખાવત, કંજુસાઇને મારી હઠાડે; નમનતાઇ, મગરૂરીને મારી હઠાડે; સત્યતા, જુઠ્ઠાઈને મારી હઠાડે."

આ કસ્બામાં વધારે તનની રાહત સાથે રહી ફક્ત તનને મજાહ આપી આપણે આપણાં જાથુકનાં રહેઠાણવાળાં મુંબઇ શેહેરમાં જઇએ, તો આપણે આ કસબામાં મળતી રાહત અને નેઆમતોને સાચ્ચા નિવડેલા નહીં કહેવાઇએ. અહીં તનની રાહત ભોગવી આપણે આપણાં મનને વધારે ચાલાક બનાવવાં જોઇએ, અને ભલાં કામો કરવાં જોઈએ. બેહેશ્ત કયાં છે? આ દુનિયામાં કે પેલી દુનિયામાં? બેહેશ્ત ઘણીક રીતે આપણે આ જેહાનમાંપણ જોઇ શકાએ. બાબી ધર્મનો ગુરૂ, યહીઆ, જે બાબનો એક ચુસ્ત સેવક હતો, તેના આ શબ્દો યાદ રાખવાજોગ છે ([1]) કે "યક અમલે પાક આલેમે ખાકરા જીન્નતે ઓલીઆ નુમાયદ" એટલે એક "ભલું કામ આ ખાકી આલમને ઉંચ્ચાંમાં ઉંચ્ચાં બેહેસ્ત તરીકે રજુ કરે છે."

શારિરીક મોજની સાથે હંમેશ મનનું સુખ જોડાયલું રહેતું નથી. તે ઘણીક વાર નીરાલું રહે છે. દુ:ખો આપણને ઘડે છે. પેલી કહેવત છે કે "It is blows that bring out fire" એટલે "ફટકાઓ આતશ ઉત્પન્ન કરે છે." ઘસાડા, (friction)થી આતશ રોશન થાય છે. એક લુહાર ફટકા મારી મારીને લોખંડને રૂપ આપે છે. તેમ આ દુનિયામાં ઘણીક વાર દુ:ખના ફટકાઓ આપણને ઘડે છે અને ડાહ્યા બનાવે છે. એક લખનારના આ શબ્દો છે કે "We gather the honey of wisdom, from thorns, not from flowers," એટલે "ડાહપણનું મધ કાંટામાંથી મળે છે, નહીં કે ફુલમાંથી."

**કસ્બાની આબાદી માટે દુઆ.**—ત્યારે આજે આપણે આ કસ્બાના હકમાં જે દુઆ ગુજારવા ભેગા મળ્યા છીએ, તે, એક પ્રકારે, આપણ સર્વને પોતપોતા માટે છે. આ કસ્બાની આબાદી માટે દુઆ ચાહતાં, આપણે, આપણ દરેકે ખરા જીગરથી પોતપોતાનાં ઘર યા મોહલ્લા યા શેહેરને આબાદ કરવા માટેના ગોયા માનતા લેવાની છે. આપણ દરેકની, ભલી કોશેશો માટેની ખરા જીગરની બંદગી, ઘણાંક ઘરોને, ઘણાક મોહલ્લાઓને, ઘણાક કસ્બાઓને આબાદ બનાવશે. મક્કમ ઠરાવ સાથની આવી બંદગી અજબ કરામત ધરાવે છે. તેનીસનના આ શબ્દો છે કે,

"More things are wrought by prayer
Than this world dreams of."

એટલે "આ દુનિયાના સ્વપનામાં હોય તેના કરતાં ઘણી વધારે બીજે બંદગીથી બજાવવામાં આવે છે."

આજે થયલાં જશનમાં "તાઓ અહિ ન્માને" નામનાં ભણતરમાં જે બંદગી કરવામાં આવી છે, તે બંદગીના શબ્દોમાં આ કસ્બાની આબાદી માટે દુઆ ગુજારી આપણે છુટા પડીયું.

---

(૧) A Traveller's Narrative by Brown. Yahia, the follower of Bab p. 76.

બખશેસ, ઓ ખાવીંદ! એવી તું કર,
કે આ કસ્બામાં વસ્તાં નારી ને નર,
અશોઇનાં પામે આશીરવાદ
પાકીથી કરે દાદારને યાદ.
અશોઇ ને સત્તા, કીર્તિ ને નુર,
ભોગવે તે સાથ સુખ તેઓ પુર.
જરથોસ્તી દીનના પાળે ફર્માન,
હોરમજદનાં હોકમને દીએ તે માન.
કુટંબો બધાં થાએ જરદાર,
રાસ્તીની રાખે નેક કેરદાર.
ભલાઇનું રાખે કોવત ને જોર,
હોરમજદની માને દીન અને દોર.
અશોના ફરોહરો, ગાલેબ ને નેક,
મદદ અહીં પોંહોચાડે એક ને અનેક,
જમીન જેમ ફરાખ, નદી દરાજ,
આસમાન જેમ બુલંદ તેમ કારસાજ.
કસ્બો આ રહે ફર્માન બરદાર,
સુલેહ સખાવતમાં બાર કરાર.
સભ્યતા ફેલાય સઘળે મકાન,
સચ્ચાઇનું પ્રબળ સઘળે તમામ.
નાફરમાન કંકાસનાં દૂર રહે કદમ,
બખીલી, મગરૂરી, જુઠડાઇ હર દમ.
ખુશાલ અહીં પોંહચજો સદા પનાહ,
આસાન ઓરેહ ને સુખી બને રાહ.
જાતી અક્કલનાં ફરજંદ અનેક,
જણજો આ કસ્બામાં માતાઓ નેક.
રાહત ને સુખ અહીં થજો પેદા,
દોલત ને દોસ્તી રેહજો સદા.



# "મરહુમ શેઠ જીજીભાઇ દાદાભાઈ. એક શેઠીઆની ખરી શેઠાઇ શામાં સમાયલી છે."(૧)

"બેહેદીન જીજીભાઈ બેહદીન મેહરવાનજી એદર યાદ બાદ અનુશે રવાન રવાની."
અર્થ—બેહેદીન જીજીભાઇ બેહેદીન મેહરવાનજીનાં અનુશે રવાનની અહીં યાદ હોજો.

ઉપલા શબ્દોથી આજે સહવારે મરહુમ શેઠ જીજીભાઇ દાદાભાઇનાં રવાનની યાદ તેવણુની કોલાબાની દરેમેહેરમાં મેં કરી હતી. તેજ શબ્દોથી તેવણુનાં રવાનની યાદ અહીં કરી આજનો મારો વિષય હું શરૂ કરીશ.

**આજનો અવસર**—આજે, મરહુમ શેઠ જીજીભાઇ દાદાભાઇ, જેવણુને નામની એક સ્કુલ આ ખેતવાડીના લત્તા ઉપર ચાલે છે, તેવણુની ૫૫) માં વર્ષની બાજનો દિવસ છે. માટે તે દિવસની યાદમાં, તે દિવસ પાળવાને, ગોયા એક રીતે તેવણુની બાજ કરવાને હું આજે ઉભો છું. મરહુમ શેઠ જીજીભાઈ દાદાભાઇનાં ધર્મખાતાંના એક ટ્રસ્ટી. શેઠ જીજીભાઇ મનચેરજીએ થોડુંક ઉપર મને એલતેમાસ કરી હતી. કે તેવણુનાં ધર્મખાતાંમાંથી ચાલતી નિશાળોના વિદ્યાર્થીઓની મારે કોઇ વખતે મુલાકાત લેવી અને ધર્મ સબંધી કોઇં બાબદ ઉપર તેઓ હજુર બે શબ્દો કહેવા. તે એલતેમાસ ઉપર અમલ કરવાને મેં આજનો દહાડો પસંદ કર્યો છે. આજના મારા વિષયની બાબત મેં આજનાં તેવણુનાં નામ સાથ જોડાયલા દિવસને લાયકની પસંદ કરી છે. એ વિષય માટે મેં ખેતવાડીનો લત્તો પસંદ કીધો છે, કારણ અહીં એવણુના પોતાંના વખતથી, ૬૦) વર્ષ ઉપર સ્થપાયલી એવણુની સ્કુલ છે. હું આજે જે બોલવા માંગું છું, તે ફક્ત છોકરાઓ માટેજ નહીં, પણ ઘણાક મોટાઓ માટે પણ જાણવાજોગ હોવાથી મેં મારો વિષય, થોડાંક મોટાં મંડળ આગળ, અને ખાસ કરી અતરેના ખેતવાડીના જરથોસ્તીઓ આગળ, જાહેર રીતે રજુ કરવાનો વિચાર કર્યો છે.

**વિષયના ભાગો**—હું મારા વિષયને ત્રણ ભાગમાં વેંહેંચી નાંખીશ.

## I

I પેહેલે, એક મોટા માણસની જીંદગી, તેના દેશની તવારીખ બનાવવામાં જે ભાગ લે છે, તે બાબે હું બોલીશ.

II પછી, મરહુમ શેઠ જીજીભાઇ દાદાભાઇની જીંદગીના અગત્યના બનાવોને યાદ કરી, તેવણુનું ટુક વૃતાંત આપી જઇશ, કે જે વૃતાંત, આ જમાનાના આપણ ઘણાકોને, ગયા જમાનાના એક શેઠીઆની શેઠાઈનો ખ્યાલ આપશે અને કેટલીક રીતે ધડો આપશે.

---

(૧) આ વિષય ઉપર મરહુમ શેઠ જીજીભાઈ દાદાભાઇની ૫૫ મી બાજને દિને, રોજ ૧૮ મો માહા ૮ મો શેહેનસાહી સને ૧૨૭૩ યજદેજરદી, તા૦ ૨૯ મી એપરેલ ૧૯૦૪ ને વાર શુકરને દિને, સાંજે ૫-૪૫ ને અમલે ખેતવાડી ખાતે, મરહુમ શેઠ કાવશજી માણેકજી આરાબરનરની દરેમેહેરમાં, એક જાહેર ભાષણ, ખાસ કરી શેઠ જીજીભાઇની ખેતવાડીની અને ભીંડીબાજારની સ્કુલોના વિદ્યાર્થીઓ સનમુખ અને ખેતવાડીના બીજા રહીસો સનમુખ આપ્યું હતું. એ પ્રસંગે ખાનબાહાદુર બહમનજી બેહરામજી પટેલ પ્રમુખસ્થાને બીરાજ્યા હતા.

એ મરહુમ શેઠના વૃતાંતની તપાસ માટે, હું મોટે ભાગે, આપણા જાણીતા ગ્રંથ-કર્તા ખાનબાહાદુર બહમનજી બેહરામજી પટેલનાં "પારસી પ્રકાશ"ને આભારી છું.

III પછી ત્રીજા ભાગમાં હું એક શેઠીઆની શેઠાઇ કેવા પ્રકારની હોવી જોઈએ તે ઉપર ટુંક વીવેચન કરીશ.

## I

### એક મોટા માણસની જીંદગીની તવારીખમાં જગ્યા.

**આપણાં ધર્મપુસ્તક પ્રમાણે બે પ્રકારની અક્કલ.**—આપણાં, ધર્મ પુસ્તકો પ્રમાણે આપણ માણસજાતને બે જાતની અક્કલ છે. ૧ 'આસ્નીદે ખેરદ' એટલે જાતી અક્કલ, અથવા જન્મ સાથેજ પ્રાપ્ત થયલી જાતી કુદરતી અક્કલ (innate wisdom), અને ૨ 'ગઓશો સ્રુત ખેરદ' એટલે કાનથી સાંભળી પ્રાપ્ત કરેલી અક્કલ (acquired wisdom). એ બેમાં પેહેલા પ્રકારની અક્કલને વધારે સરસ ગણી છે. જન્મથીજ પ્રાપ્ત કરેલી જાતી હુશિયારી અને ચાલાકી સાથનું બચ્ચું, મોટું થતાં ઘણું નામીચું નીવડે છે. એ માટે આતશની નીઆએશમાં અને બીજાં ભણતરોમાં દુઆ ગુજારતાં એક જરથોસ્તી દુઆ ગુજારે છે કે તેને ત્યાં જાતીઅક્કલનું ફરજંદ અવતરે. આપણે હાલમાં પણ કેટલાક ચહડતા ગુણ ધરાવનાર હુન્નરમંદો માટે કહીએ છીએ કે તેઓ પોતપોતાના હુન્નરની કાબેલીયત સાથેજ જાણે જનમ્યા હતા. દાખલા તરીકે આપણે એક જન્મેલા સાએર (born poet) અથવા જન્મેલા હુન્નરમંદ (born artist) માટે બોલીએ છીએ. એવા જન્મથી ચંચળ અને પોતપોતાના હુન્નરમાં હુશિયાર શખ્સ માટે આપણે અલૌકિક બુધ્ધીવાળા માણસ (genius) તરીકે બોલીએ છીએ.

**જાતીઅક્કલ, તે ધરાવનાર ફરજંદ માટે દુઆ.**—આતશની નીઆએશમાં એક ભણનાર આતશ સનમુખ ઉભો રહી તે દાદાર પાસે જે કેટલીક બખશેશો માંગે છે, તેમાં એક ફરજંદ આવા પ્રકારનું એટલે જાતી અક્કલવાળું માંગે છે (હા. ૬૨, આતશની નીઆંએશ ફ. ૫). ફર્વર્દીન યસ્તમાં પણ એક ભલાં ફરજંદના સદગુણો તરીકે તેની જાતી અક્કલ ગણી છે (ફ. ૧૩૪).

હવે એવી જાતી અક્કલ થોડી કે ઘણી દરેક બચ્ચાંમાં હોય છે, પણ તે ઘણા નાના પ્રકારે હોય છે. એક બચ્ચાંની, અને તે ઉમરે આવવા પછી એક મરદ યા સ્ત્રી તરીકેની, તેની ફતેહમંદ જીંદગીનો આધાર, તે પોતે આજુબાજુના સંજોગો વિગેરેથી જે જ્ઞાન અને અક્કલ સંપાદન કરે છે, તે ઉપર કેટલીક હદે રહે છે. તે અક્કલને આપણામાં "ગઓશો સ્રુત ખેરદ" એટલે "કાનથી સાંભળેલી અક્કલ" તરીકે ઓળખી છે. એક બચ્ચું બચપણમાં પોતાના માતપીતાથી જે સાંભળે છે અને ત્યાર પછી પોતાની મક્તબમાં પોતાના ઉસ્તાદ વિગેરેથી જે સાંભળે છે, અને મોટપણમાં, અવલોકનથી યા વાતચીતથી યા વાંચનથી યા બીજાઓ સાથના સંબંધથી જે જ્ઞાન અને અક્કલ પ્રાપ્ત કરે છે, તે સઘળું "ગઓશો સ્રુત ખેરદ" નાં મથાળાં તળે આવે છે.

**સાંભળીને એટલે અવલોકન યા અનુભવથી મેળવેલી અક્કલ.**—હવે જેઓ જન્મથીજ જાતી ખાસ ચંચળાઇ યા ડહાપણ સાથ નહીં જનમ્યા હોય, તેઓને માટે "ગઓશો સ્રુત"નાં એટલે કાનથી સાંભળી ડહાપણ મેળવવાનાં દરવાજા તે દાદારે ખુલ્લા રાખ્યા છે. એક બચ્ચું એમ જન્મ પછી જન્મથીજ ડહાપણ મેળવતું ઉધરે છે. તે પેહેલે તો પોતાનાં માબાપના સખુનો સાંભળી ડહાપણ અખત્યાર કરતું ઉધરે છે. પછી પોતાના ઉસ્તાદથી સખુનો સાંભળી ડહાપણ શીખતું ઉધરે છે. નાનપણ યા બચપ-

ણુમાંથી મોટપણુ યા મોટી ઉમરમાં આવતાં પણ તેને માટે કાનથી સાંભળી અખત્યાર કરવાનાં ડહાપણુના દરવાજા ખુલ્લા હોય છે. મોટપણુમાં પણ માણસ ડહાપણુ મેળવતુંજ ઉધરે છે અને વધે છે અને તેવાં ડહાપણુથી તે જાણે પોતાનીજ રાહનુમાઇ કરે છે.

**એવી મેળવેલી ( ગઓશો સુત ) અક્કલ મેળવવાનાં સાંધનો**—બચપણુમાં એક માણસની રાહનુમાઇ ખાસકરી તેનાં માબાપો અને ઉસ્તાદો કરે છે. ત્યાર પછી માબાપ અને ઉસ્તાદથી મેળવેલા ડહાપણુ ઉપર અમલ કરી તેણે મોટપણુમાં પોતે પોતાની રાહનુમાઇ કરવાની છે. પોતાની તે રાહાનુમાઇ એક માણુસ મુખ્યકરી બે રીતે શોધે છે.

૧. આજુબાજુનાં કુદરતનાં અવલોકન ઉપરથી. એટલે આજુ બાજુ કુદરતમાં તે પોતે જે જોય છે તે ઉપરથી કેટલીક ધડો લઇ તે પોતાનો માર્ગ કાપે છે.

૨. પોતાથી ચહડતો દરજ્જો ભોગવનારા માણુસોથી. એ માણુસો ( ક ) ગુજર પામેલા જમાનાના હોય, કે ( ખ ) હાલના જમાનાનાં હયાત માણુસો હોય.

**તવારીખ એવી અક્કલ આપનાર એક સાંધન**—તવારીખનું જ્ઞાન-અને તેમાં મોટા માણુસોનાં જન્મચરિત્રોનું જ્ઞાન સમાઇ જાય છે–એ બીજા વર્ગમાં આવે છે. ખોદાતાળાનો ખ્યાલ આપણે કેવી રીતે બાંધી શકીયે ? બે રીતે. ૧ આપણા પોતા મારફતે, એટલે આપણાં પોતાનાં અંતરજ્ઞાન મારફતે, અને ૨ બીજું, આપણુ પોતા સીવાય બહારની જગત ઉપરથી. બીજા શબ્દોમાં બોલીયે તો ૧) આપણાં અંતકરણની જાતી લાગણીથી, જાતીજ્ઞાનથી, અને ૨. બાહેરની કુદરતનાં અવલોકન ઉપરથી, તેમાંથી મળતાં જ્ઞાન ઉપરથી.

એ બીજી રીતીના પણુ ત્યારે બે પ્રકાર થાય. એટલે કે આપણે ખોદાનો ખ્યાલ, ૧) તેની બોહોળી કુદરત ઉપરથી, તેની બોહોળી અને બુલંદ પેદાયશ ઉપરથી બાંધીયે; અને ૨) માણુસજાત, જે પણુ એક રીતે તે દાદારની એ કુદરતનો ભાગ ગણાય, તેનાં વિચાર, વચન અને કામ ઉપરથી બાંધીયે. જેને આપણે તવારીખ (History) કહીયે છીએ, તે ખોદાતાળાનો ખ્યાલ બાંધવાની બે રીતીઓમાંની બીજી રીતીના બીજા પ્રકારના વર્ગમાં આવે છે. કુદરત ઉપરથી મળતાં તે દાદારની કરામતનાં જ્ઞાનને આપણે કુદરતી તવારીખ (Natural History) કહીએ છીએ. માણુસજાતનાં વિચાર, વચન અને કામ (મનસ્ની, ગવસ્ની અને કુનસ્ની ) ઉપરથી મળતાં જ્ઞાનને આપણે સાધારણ રીતે તવારીખ કહીએ છીએ.

**ઇતિહાસ (તવારીખ) શબ્દનો ધાતુ પ્રમાણે અર્થ**—ઇતિહાસ શબ્દનો અર્થજ એવાં જ્ઞાનનો આપણુને ભાષ આપે છે. ઇતિહાસ શબ્દ ધાતુ પ્રમાણે इति-ह-आस છે. એ શબ્દમાં ઈત એટલે કે ' એ મુજબ ' (So), ह એટલે કે ખચ્ચીત (Indeed, Certain), અને आस ( अस to be નો third person singular perfect ) એટલે જે " થયું હતું." ત્યારે ઇતિહાસ એટલે કે ' એ મુજબ ખચ્ચીત થયું હતું ' (So it has been.) જે બની ગયું હતું તેનું જ્ઞાન, તે ઇતિહાસ. ઇતિહાસ માટેનો અંગ્રેજી શબ્દ History પણુ અવસ્તા ' વિદ ' સંસ્કૃત विद Latin, Videre, to wit, એ ધાતુ ઉપરથી નીકળેલો છે. ત્યારે તેનો અર્થ પણુ " બની ગયલા બનાવોનું જ્ઞાન " થાય છે. ત્યારે તવારીખ ખોદાનો ખ્યાલ બાંધવા માટેનું એક સાધન છે. પેગમ્બરોનાં લખેલાં ધર્મ-પુસ્તકોથી મળતી બીસારત અને જ્ઞાનને તવારીખ ટેકો આપે છે. એક લખનાર કહે છે તેમ " તવારીખ તે દાદારનું દીવાની ધર્મશાસ્ત્ર છે. (૧)

(૧) History is a civil theology of Divine Providence.

હવે એક દેશ યા પ્રજાની તવારીખ તે દેશના લોકોના વિચાર,વચન અને કામથી બને છે. તેમાં ખાસકરીને તે દેશના જાણીતા મોટા પુરૂષોના વિચાર, વચન અને કામોથી, ટુકમાં કહીએ તો, તેઓનાં જન્મચરિત્રોથી બને છે. એક દેશ યા પ્રજાના વિચાર, વચનો અને કામોને તે દેશ યા પ્રજાના જાણીતા પુરૂષો, અને આગેવાન સરદારો રૂપ આપે છે. ત્યારે જાણીતા પુરૂષોનું જન્મચરિત્ર તવારીખનો અગતનો ભાગ છે, એટલુંજ નહીં, પણ તે જન્મચરિત્રો પોતે જાણે તવારીખ બનાવે છે. ત્યારે એક દેશ, શેહેર યા ટોળાના જાણીતા પુરૂષોનાં જન્મચરિત્રો જાણવાં, તે પણ તે દાદારનું દીવાની ધર્મશાસ્ત્ર જાણવા બરાબર છે.

**બાજનો દિવસ એક રીતે આગલી તવારીખ યાદ કરવાનો દિવસ**—એ તપાસ ત્યારે આપણને દેખાડે છે, કે એક માણસના મરણ દિવસે, આપણા શબ્દોમાં બોલીએ તો, તેની બાજને દિવસે, તેનાં જન્મ ચરિત્રનો વિચાર કરવો, તેની જીંદગીના મુખ્ય બનાવોને યાદ કરવા,અને તે ઉપરથી ધડો લેવો, એ પણ એક ધાર્મીક કામ છે. આપણા રેવાજે મુજબ, મરનારની બાજને દાહાડે ધર્મની ક્રિયા અને ભણતર કરવું, એ એક ધાર્મીક કામ છે. જ્યારે સાધારણ માણસોના સંબંધમાં એમ છે, ત્યારે એક ટોળાના જાણીતા મોટા માણસો, જેઓનું જન્મચરિત્ર, આપણે કહ્યું તેમ, તવારીખ બનાવે છે, તેઓની બાજને દિને તેઓના વિચાર, વચન અને કામોને યાદ કરવાં એ ખચ્ચીત ધાર્મીક કામ ગણાય. ડા૦ જોવેટ કહે છે તેમ, "કેટલાક અવસરો એવા હોય છે કે જ્યારે મરનારોની યાદ આપણને ખાસ ચપળતા અને જોહન સાથે આવે છે. સઘળા ધર્મો તે અવસરોને યાદ કરે છે." (૧). એવા અવસરોમાંનો એક અવસર આપણા રેવાજ મુજબ મરનારની બાજના દિવસનો અવસર છે.

**મોટા માણસોની જીંદગી તવારીખનો અગતનો ભાગ**—જાણીતા યુનાની ફીલસુફ પ્લેટોની કેળવણીની રૂઢીમાં મોટા માણસોની જીંદગી ઉપરથી વિચાર કરવાની ટેવ અગતની જગ્યા રોકતી. આપણા આત્માએ મોટા માણસો માટે વિચાર કરવાની ટેવ પાડવાની અગત્યતા ( the importance of accustoming the soul to think about great man ), એ મી૦ બ્રેડલી મુજબ, પ્લેટોના કેળવણી સંબંધી નિયમોમાંનો એક નિયમ હતો.

ટોળાનાં મોટાં માણસોની જીંદગીનો વિચાર કરવો અને તે ઉપરથી ધડો લેવો એ આપણી અસલી ઈરાની કેળવણીની એક રીત હતી, એમ સ્ટ્રેબો ઉપરથી આપણે જાણીએ છીએ. તે કહે છે કે

"They ( the Persians ) have the most virtuous preceptors who......rehearse......the actions of illustrious men" એટલે કે "તેઓનાં ઘણા નેક શિક્ષકો હોય છે, જેઓ પોતાના સબકોમાં મહાન પુરૂષોનાં કામો વર્ણવે છે."

**મોટા માણસોની જીંદગી વાએજ સમાન**—મારા એક આગલા આજના જેવા વિષયમાં મેં જે કહયું હતું, તે આજે ફરીથી કહું છું કે "ફ્રીમેશનરીનો પુરાણો પંથ પોતાના ગુજર પામેલા ભલા બીરાદરોની યાદમાં, જે મેળાવડો કરે છે અને તે વખતે

(૧) "There are times, at which the memory of the departed returns upon us with peculiar force and vividness. All churches commemorate them."

તેઓ જે બંદગી કરે છે, તે વખતે બોધ દેનારા જે શબ્દો કહેવામાં આવે છે તે ઘણા વાજબી છે, કે "ગુજરેલાં માટેની છેલ્લી ક્રિયા ફક્ત જીવતાંઓને વાએજ સમાન ઉપયોગી છે. તેમાંથી આપણને બોધ મેળવવાનો છે અને આવા પ્રકારની દરેક ગંભીર બાબતને, આપણે આપણાં આવી પોંહોચતાં આખર માટે તૈયાર થવાનાં એક તેડા સમાન ગણવાની છે.(1)" એક મોટાં માણસની જીંદગીનું વૃતાંત એક જાતની વાએજ સમાન છે. ડા૦ જોવેત વાજબી રીતે કહે છે કે "જો પથ્થરમાં વાએજો હોય છે તો માણસોની જીંદગીનાં વૃતાંતમાં તો ખચીત વધારે વાએજો હોવી જોઈએ.(2)" એજ વિદ્વાન કહે છે તેમ "મોટાં અને ભલાં માણસોની જીંદગીનાં વૃતાંત, આપણે જેબી કાંઇ વાંચીએ અથવા સાંભળીએ તેમાં, સર્વેથી સરસ વાએજ સમાન છે. (3)"

આપણાં પારસી ટોળાંની તવારીખ એવા ઘણાક મોટા જાણીતા માણસોની તવારીખથી બનેલી છે. ગઇ સદીની આપણી તવારીખમાં, અને તેમાં ખાસકરીને ગઇ સદીના પેહેલા અર્ધા ભાગની, આપણાં મુંબઇ શેહેરની પારસી તવારીખમાં, તે તવારીખને બનાવનારાં અથવા તે તવારીખને રૂપ આપનારાં કેટલાંક જાણીતાં નામો આપણને મળે છે. એ નામોમાં શેઠ જીજીભાઇ દાદાભાઇનું નામ એક જાણીતું નામ છે અને તે જમાનાના પારસી ઉદયોગ, સખાવત, કેળવણી, પ્રજા ઉપયોગી કામોની હકીકતમાં તે એક અગતની જગ્યા રોકે છે.

II

## શેઠ જીજીભાઈ દાદાભાઈની જીંદગીનું ટુંક વૃતાંત.

શેઠ જીજીભાઇ દાદાભાઇ ૧૯ મી સદીના પેહેલા અર્ધા ભાગના વખતના એક પારસી શેઠીઆ હતા. તેવણનો જન્મ ઈ૦ સ૦ ૧૭૮૫માં થયો હતો અને તેવણ તા૦ ૧૨ મી મેહે ૧૮૪૯ ને દિને ૬૪ વર્ષની ઉમરે મરણ પામ્યા હતા.

આપણાં ઘણાંક શ્રીમંત પારસી કુટુંબો પોતાના વતન તરીકે ગુજરાતનાં શેહેરો તરફ જોએ છે, કારણ કે મુંબાઇની આબાદી અને પારસીઓના મુખ્ય મથક તરીકે મુંબઇની નામના પાછલા વખતની છે. એવાં ઘણાંક કુટુંબોના વડીલો સુરત શેહેર અને તેની આજુબાજુના ગામડાંઓનાં વતની હતા. તેજ મુજબ શેઠ જીજીભાઇના બાવાના બપાવા, શેઠ જીજીભાઇ માનેકજી, સુરતની પડોસના એલાવ ગામના વતની હતા. તેવણ ઇ૦ સ૦ ૧૭૩૦ માં એલાવથી અતરે આવ્યા હતા. એ પેહેલા જીજીભાઇને એક બેટા મેરવાનજી નામના હતા. જેવણ યજદજરદી ૧૧૦૩ ( ઈ૦ સ૦ ૧૭૩૪ ) માં જન્મયા હતા. તેવણ મુગા હતા, તેથી આ કુટુંબને મુગાની ઓળખ મળી હતી. તેવણ ૯૨ વરસની પાક્કી ઉમરે રોજ ૧૭ મો માહા ૬ ઠો સને ૧૧૯૫ યજદજરદી (ઇ૦ સ૦ ૧૮૨૬)ને દીને ગુજર્યા હતા. એવણ જન્મથીજ મુગા હતા, તે છતાં એવણે જાતી ઉદ્યોગથી સીવવાનો હુન્નર સારી

---

(1) The last offices paid to the dead are only useful as lectures to the living. From them we are to derive instruction and consider every solemnity of this kind as a summons to prepare for our approaching dissolution.

(2) "If there are sermons in stones, much more are there sermons in the lives of men" (Dr Jewett's sermons, p. 20).

(3) "The lives of great and good men are the best sermons which we may read or hear" (Ibid p. 65)

રીતે અખત્યાર કર્યો હતો, અને પોતાના એક બેસી શેઠ સંતોકજી બરજોરજી, કે જેવણે અતરેનાં લશ્કર ખાતાંને સીપાહીઓનો પોશાક પુરો પાડવાનુ કંટ્રાકટ લીધું હતું, તેમને સઘલો પોષાક સીવી સીવાડી આપતા હતા. એમાં તેવણે સારી પુંજી એકઠી કરી હતી. જીજીભાઇ દાદાભાઇ સુગાનાં ખાનદાનનો ખરેખરો પાયો નાંખનાર તેવણ હતા. તેથી શેઠ જીજીભાઇએ જ્યારે રોજ ૧૭ મો માહા ૬ ઠો સને ૧૨૦૫, તા૦ ૧૫ મી માર્ચ ૧૮૩૬ ને દીને કોલાબાની દરેમેહેર સ્થાપી, ત્યારે પોતાનાં મુગા કુટુંબનો એ પાયો નાંખનાર, પોતાના એ મરનાર બપાવા મેરવાનજીને નામે સ્થાપી હતી. (૧)

એ વખતે એવણુના બાવા દાદાભાઈ હૈયાત હતા. તેવણે એ દરેમેહરની સ્થાપના વખતે તેની સ્થાપનાની યાદમાં પારસી પંચાયતના ફંડમાં રૂ. ૧૦૦ )ની રકમ ભરી હતી. હાલમાં આપણા શેહેરમાં રૂ કાંતવા અને તેનું સુતર વણવાનો મીલોનો ઉદ્યોગ મુખ્ય ઉદ્યોગ થઇ પડયો છે. તેની આગમચ રૂ દાબવાનાં સ્ક્રુઓનો ઉદ્યોગ અગતનો હતો. તે વેળાએ એવણ એક ઇસ્કોરૂમાં વડા કારભારી તરીકે હતા. તે ઇસ્કોરૂ સરકારે લીધા પછી પણ તેવણ તેના વડા કારભારી હતા. એવણ તા૦ ૨૯ મી મેહે ૧૮૩૬ ને દિને હક થયા, ત્યારે "મુંબઇ સમાચારે" તેવણ માટે જણાવ્યું હતું કે "એ મરનાર દરવવાંન અને બુધીવાન સર્વે પાંતીએ સુખી એક ભોળા મનનો અને સાદો ધણી હતો."

હવે ખુદ જીજીભાઇ દાદાભાઇની જીંદગીની કારકીર્દી ઉપર આપણે આવીયે, જેની સઘળી હકીકત માટે આપણે આપણા આજના સરનશીન ખાનબાહાદુર બમનજી બેરામજી પટેલને આભારી છઇએ. એવણ ઇ. સ. ૧૮૦૬ માં મેશર્સ લીકી એન્ડ માલકમની કુંપનીમાં પહેલવહેલા 'ગોડાઉન કીપર' તરીકે રહયા હતા. તે પછી ૧૮૨૦ માં મેશર્સ શાટન માલકમની કુંપનીમાં 'ગોડાઉન કીપર' તરીકે રહી એ ત્રણ વર્ષે તેજ પેહડીના દલાલ થયા હતા. એ પછી રફતે રફતે મેસર્શ ડાએરમ હંટર મારટીન મરે, ઇંગલીટન મેકલીન, જી. એસ. કીંગ, રીચમંડ પોપ અને લાનકેસ્ટર એન્ડ મોલીનોની કુંપનીઓના દલાલ થયા હતા. વળી તેવણે પોતાને નામે મોટો વેપાર ચલાવવા માંડયો હતો. એ બાદ તા૦ ૨ જી આગશટ ૧૮૪૧ થી પોતાના દીકરાઓને શામેલ કરી "જીજીભાઇ દાદાભાઇના છોકરાઓની કુંપની" ને નામે વેપાર ચાલુ રાખ્યો હતો. અતરેની ચેમબર ઓફ કૉમર્સ, કમરશીયલ બેંક, ઓરીએન્ટલ બેંક, તથા બોમ્બે સ્ટીમ નેવીગેશન કંપની સ્થાપવામાં એવણની આગેવાની હતી, તથા તે ખાતાંઓના એવણ ડાએરેકટર હતા. ઈ. સ. ૧૮૪૪ માં "પારસી ઇનશુરન્સ સોસાયટી" નામે એક વીમાની કંપની એવણે આગેવાની લઇ સ્થાપી હતી. અતરે પહેલવહેલી ઉભી થયલી 'ગ્રેટ ઈંડીયન પેનીનસુલા રેલવે' કુંપનીની થાપણના એવણ ઇ. સ. ૧૮૪૫ થી એક ટ્રસ્ટી હતા. મુંબઇ મધે મોટે કોલાબે એવણે આદરાંનની એક દરેમેહેર (૧) બંધાવીને તે તા૦ ૧૫ મી મારચ ૧૮૩૬ ને દિને પરદાવી હતી. સર જમશેદજી જીજીભાઇ નાઇટ અને શેઠ

(૧) એ દરેમેહેર ઉપર એ બાબેની તખ્તી નીચે મુજબ છે:—

"કુલે જેહાનને પેદાનો કરનાર પાક પરવરદેગારની મદદ અને ઇઆરીથી અને તેહનો મોકલેલો પેગંમબર શત જરતોશતની પાક દીનની બરકતથી હું કમતરીન જરતોશતી દીનનો તાબેદાર શ્રી મુમબાઇનો રેહેવાશી પારશી જીજીભાઈ દાદાભાઈએ શ્રી કોલાબા મધે દીનદાર જરતોશતીઓને વાપરવાને કીજે એક દરેમેહર બંધાવી અને માહારા બેહશતી બપાવા મેહવાનજીની નઇએતે દીનના હોકમ મુજબ ક્રીરીઆ કરાવી ઈજાવી, અને તે સાથે આદરીઆંન શાહેમને તેહનાં ફરમાંન મુજબ બનાવી તખતનસીન કરી અંનજુમન મેળવી જશંન કરીઉ. તે દીને રોજ ૧૭ મો શરોશ ઈઅજદ અને માહા ૬ ઠો શેહરેવર અમશાશપંદ શને ૧૨૦૫ ઇઅજદેજરદી. તા૦ ૧૫ મી મારચ શને ૧૮૩૬ ઈશવી. શવંત ૧૮૯૨ નાં ફાગન વદ ૧૩ ને વાર ભોમ હતો."

ફરામજીકાવસજી બનાજીની સાથે મળી એવણે તા૦ ૧૧ મી જુલાઇ ૧૮૩૬ થી મુંબઇ મધે ગરીબ જરથોસ્તીઓનાં બાળકોને જંદ અવસ્તા તથા ગુજરાતી શિખવવાની એક નિશાળ ઉઘાડી હતી, તથા તા૦ ૨૦ મી જુલાઇ ૧૮૩૭ થી સુરત મધે, તા૦ ૨૯ મી સપટેમ્બર ૧૮૪૧ થી ભરૂચ મધે, અને તા૦ ૧૧ મી જુલાઇ ૧૮૪૪ થી તવરી ગાંમ તેમજ ખેતવાડીના લાત્ત ઉપર, પોતાને ખરચે જંદ અવસ્તા શિખવવાની એકેકી નિશાળો ઉઘડાવી હતી. અતરેની પારસી પંચાયતના એવણ એક મુખ્ય અકાબર હતા તથા તે વેળાએ દરેક જાહેર કામોમાં આગેવાની લેતા હતા. પોતાનાં મરણ આગમજ એવણે એક વશીહતનામું કરી રૂ. ૨,૦૦,૦૦૦) ની રકમ એક ધર્મખાતું સ્થાપવાને માટે એલાહેદી રાખી હતી. એવણ તા૦ ૧૨ મી મેએ ૧૮૪૯ ને દિને મરણ પામ્યા હતા. એવણનાં મરણ પછી તેમની એક તસવીર તથા થોડોક અહેવાલ ઈંગલાંડ મધે છપાતાં જણીતાં "ઇલસટ્રેટેડ લંડન ન્યુસ" ના તા૦ ૪ થી આગસ્ટ ૧૮૪૯ નાં અંકમાં છપાયો છે, તે નીચે મુજબ છેઃ—

"Jeejeebhoy Dadabhoy, aged 63 years and 10 months, born in 1785, died, at his residence in Rampart Row, Bombay, on Saturday, the 12th May, 1849, after an illness of about a month.

He was a Parsee banker, merchant, agent, and broker, and had been in business upwards of forty years, during which period he was banker and broker to many European mercantile houses. His transactions at one time were extensive, and his name is well known in all the commercial towns of England, Scotland, France, Germany, Austria, Egypt, India, China, Mauritius &c. A few years ago, he retired from the firm of Messrs. Jeejeebhoy Dadabhoy, Sons, & Co., but left his name by associating his sons, who have since carried on the business, under the advice and experience of their father. Although Jeejeebhoy Dadabhoy was no longer a partner, he nevertheless attended daily at the counting house, and superintended the management. The firm ranks among the first Parsee commercial houses in India.

Jeejeebhoy Dadabhoy was one of the most active among the native capitalists in the establishment of the three banks in Bombay; and he served his time as director respectively in the Oriental and Commercial Banks. To him and to Sir Jamsetjee Jeejeebhoy, the Inhabitants of Western India are indebted for the introduction of steam navigation for commercial and passenger traffic–the steamer Sir James Rivett Carnac, the first, and by far the best-paying, of the Bombay steamers having been built by them. Jeejeebhoy Dadabhoy, the manager of this company, so judiciously conducted the business, that in the course of six years he divided profits amounting to nearly the outlay.

He shared, indeed, in every enterprise which promised to promote public advantage, however little his personal interests might be concerned. Among the commercial joint stock companies, he was a large shareholder in the following :—The Railway Companies, Cotton Screw Companies, Steam Navigation Company, Colaba Land and Cotton Companies, most of the Bombay Marine and Life Insurance Companies, the Bengal India General Steam Navigation Company, several Calcutta Insurance Companies, &c. His capital was likewise engaged in advances on coffee, sugar, cocoa-nuts and other plantation estates on the Malabar coasts and Ceylon, and also in the Island of Bencoolen.

Jeejeebhoy Dadabhoy was for nearly twenty years a member of the Parsee Punchayet. This position frequently imposed important duties on him for the general benefit of the Parsee community. He was also constantly called upon to arbitrate and settle matters in dispute between members of his caste, frequently on subjects of family quarrels. His straightforward judgment invariably gained him the esteem and respect of all those who had to submit to his decisions; indeed, he made use of his position to heal dissensions, soothe animosity, and put an end to misunderstanding and strife.

In matters of charity his purse was always open to the poor of his community. His name is likewise to be found in almost all the lists of public subscriptions and private charities, both European and Native. He responded to every call in support of native education, and subscribed largely to the several public and private institutions.

A temple costing 50,000 rupees, or £5,000 was a few years ago, built entirely at his expense ; and wherever, in the Island of Bombay a well could be dug to supply water to the poor, Jeejeebhoy Dadabhoy assisted in the means for the same.

He has left a widow, four sons, three daughters, twenty one grand-children, and six great grand-children, to whom he has bequeathed a large amount of wealth."

**જાહેર પુરૂષોની સેવાઓનું માપ**—હાલમાં એક જાણીતા શેહેરી યા જાહેર પુરૂષની સેવાઓનું માપ તેની કેવા પ્રકારની જાહેર સેવાઓ ઉપરથી કરવામાં આવે છે? તે નીચલા પ્રકારની સેવાઓમાંની કોઇક, થોડીયા ઘણી, સેવાઓથી કરવામાં આવે છે.

૧. પોતાનાં શહેરના ગરીબોને મદદ કરવી. તેઓનાં દુઃખ ટાળવાં. દુકાળ, રેલ યા આગ જેવી આફતો વેળા તેઓને મદદ કરવામાં ભાગ લેવો.

૨. કેળવણીનાં કામમાં મદદ કરવી. ગરીબોનાં બાળકો માટે કેળવણીનાં સાધનો પુરાં પાડવાં.
૩. પોતાનાં શેહર યા દેશનાં આમ લોકો અને નામદાર સરકાર વચ્ચે એક પ્રકારનાં દુભાશીઆ તરીકે કામ કરવું એટલે કે પ્રજાની સામાન્ય હાજતો યા ઇચ્છાઓ નામદાર સરકારનાં કાન ઉપર લાવવી, અને સરકારનાં ફરમાનો અને કામો પ્રજાને સમજાવવાં.
૪. દેશના વેપાર, ઉદ્યોગ, હુન્નરમાં ભાગ લેવો. પોતે એક ઉદ્યોગી પુરૂષ તરીકે વેપાર વણજ યા ઉદ્યોગ કરવો, એટલુંજ નહીં, પણ તેના ફેલાવા માટે આગેવાન ભાગ લેવો.
૫. પોતાનાં શેહેરની અને પોતાનાં ટોળાની સંસારી અને ધાર્મીક જીંદગીના સુધારા વધારામાં ભાગ લેવો.
૬. એ સઘળાં ભલાં કામો પોતે કરવાં, એટલુંજ નહીં, પણ એવાં સઘળાં ભલાં કામો કરનારાઓને ઉત્તેજન આપવું, તેઓની કદર બુજવી, અને તેઓ તરફ માન બતાવવું.

સુધારા અને વધારામાં આગળ વધેલી આ વીસમી સદીમાં, એક જાહેર પુરૂષ તરીકે પ્રસીદ્ધતા મેળવવા માટે, આ કામો સરકાર અને પ્રજાએ, સંસાર અને મંડળીએ, દિન અને દેશના કાયદા યા રેવાજે કબુલ રાખેલાં છે. એક જાહેર પ્રસીદ્ધ પુરૂષ કદાચ એ સઘળાંમાં ભાગ લે નહીં, પણ જો તે એમાંથી થોડાંકમાં પણ ચપળ, પ્રમાણીક અને પર્માર્થી ભાગ લે, તો તે જાહેર પુરૂષની નેકનામીને લાયક ગણાય. પણ જ્યારે ગઇ સદીનાં પેહેલા અર્ધા ભાગમાં આપણે એક ગ્રહસ્થને, એવા પ્રકારનાં સઘળાં ભલાં કામોમાં, થોડો કે ઘણો, પોતાની શક્તિ મુજબનો ભાગ લેતા જોઇએ. ત્યારે અલબત્તે તે ગ્રહસ્થ આપણાં માનને અને આપણી ભલી યાદને લાયક નીવડેલા ગણાય.

**એ માપથી શેઠ જીજીભાઈની જીંદગીનાં કામોની તપાસ**—શેઠ જીજીભાઇ દાદાભાઇની કારકીર્દી ઉપર ઉડતી નજર ફેંકતાં આપણે જોઇએ છીએ કે તેવણે એવા પ્રકારનાં સઘળાં કામોમાં ભાગ લેઇ, પોતાનાં ટોળાની અને પોતાનાં શેહેરની સેવા બજાવી હતી.

આપણાં શેહેરનાં અને આપણા ટોળાનાં સારાં નસીબે તે વખતે મુંબાઇમાં એવાં ઘણાંક જાણીતાં કુટુંબો હતાં, કે જે કુટુંબોના ભલા આસામીઓ એવા પ્રકારનાં કામોમાં—એવાં સર્વ કામોમાં યા એવાં એક કે વધુ કામોમાં—ભાગ લેઇ ગરીબોની સેવા બજાવતા હતા. મરહુમ શેઠ જીજીભાઇએ એવાં કામોમાં કેવો ભાગ લીધો હતો તે આપણે જોઇએ.

**૧. ગરીબોને મદદ**—એક જાહેર પુરૂષનાં ઉપલા પ્રકારનાં પ્રજા ઉપયોગી કામોમાંનાં પેહેલા પ્રકારનાં કામોનો વિચાર કરતાં, આપણે મરહુમ શેઠ જીજીભાઇનાં નીચલાં કામો જોઇએ છીએ, કે જે એ પ્રકારનાં કામોમાં આવે.

દાખલા તરીકે તા૦ ૨૪ મી એપરેલ ૧૮૩૭ ને દિને સુરતમાં એક મોટી આગ લાગી હતી તે વેળાએ ત્યાંનાં ગરીબોને મદદ કરવા મરહુમ સર જમશેદજી જીજીભાઇ પેહેલા બારોનેટે આગેવાની કરી એક મોટું ફંડ ઉભું કીધું હતું તેમાં રૂ. ૧૬૪૩૮૮ ભરાયા હતા. તેમાં રૂ. ૬૨૧૫૨ પારસીઓનાં હતા. એ ફંડમાં રૂ. ૧૦૦૦) ની રકમ ભરી શેઠ જીજીભાઇએ પોતાની દીલસોજી દેખાડી હતી. આ આગની યાદ હજુર સુધી જળવાઇ રહી છે. ઉપલી રકમ તથા ઈંગ્લાંડ, ચીન વીગેરેથી આવેલી રકમોમાંથી આગનું સંકટ નીવારણ કરવા માટેનો ખરચ કરવા પછી મોટી બાકી રહી હતી. જે બાબે નામદાર સર જમશેદજી પેહેલા બારોનેટની સુચના ઉપરથી એવી ગોઠવણ થઇ કે જૂદી

જૂદી કોમે ભરેલી રકમનાં પ્રમાણમાં બાકી રહેલી રકમનાં ભાગ કરવા અને તે તેઓની પંચનાં સભાસદોને હવાલે કરી, તેનાં જૂદાં ફંડો કરવાં, કે તેમાંથી સુરત શેહેરમાં તે કોમના લાભોનાં કામોનો ખરચ થાય. એ મુજબ પારસીઓનાં ફંડને ફાળે રૂ. ૯૬૦૭૫ આવ્યા હતા. જેનું "ધી પારસી સુરત ચેરીટી ફંડ" નામનું ફંદ સ્થાપવામાં આવ્યું હતું તેનો શરૂઆતનો કારોબાર કરવામાં શેઠ જીજીભાઇનો પણ હાથ હતો અને તેના સાત ટ્રસ્ટીઓમાં શેઠ જીજીભાઇ પણ એક હતા. હાલમાં ગઇ દીવાળીએ, એ ફંડ વધી રૂ. ૩૧૯૩૯૮ નું થયું છે, અને તેનાં સાત ટ્રસ્ટીઓ તરીકે મુંબઇના પારસી પંચાયતનાં પાંચ ટ્રસ્ટીઓ અને શેઠ રૂસ્તમજી જમશેદજી જીજીભાઇ અને શેઠ રૂસ્તમજી નાનાભાઇ મેરામજી જીજીભાઇ છે. હિંદુ ભાઇઓનાં ફાળાની રકમ રૂ. ૫૧૩૦૦)ની થઇ હતી. તેનું "ધી સુરત હિંદુ ચેરીટી ફંડ" એવે નામનું ફંડ સ્થાપવામાં આવ્યું. તેનું ફંડ હાલ રૂ. ૨૬૩૨૦૨) નું છે. તેના હાલનાં ટ્રસ્ટીઓ શેઠો વીજભુખણદાસ આતમારામ, નારણદાસ પરશોતમદાસ, ડાહ્યાભાઇ તાપીદાસ, ચુનીભાઈ ડાહ્યાભાઇ, અને મગનલાલ ઠાકોરદાસ છે.

આવા પ્રકારનાં બીજાં કામોના દાખલામાં આપણે શેઠ જીજીભાઇને અવારનવાર દુકાળનાં ફંડમાં, યા કાબુલની લડાઇમાં માર્યા ગયલાઓને મદદ આપવાનાં ફંડમાં, યા. ફોર્ટ એસાઇલમ નામની ગરીબોની હોસ્પીટલનાં ફંદમાં મદદ આપતા જોઇએ છીએ. આ પાછલી હોસ્પીટલ તે વખતના જાણીતા ડા. ફારગતીએ સ્થાપી હતી અને તેના કારોબારીઓની કમિટીમાં શેઠ જીજીભાઇ એક સભાસદ હતા.

૨. **કેળવણીને મદદ**—બીજા પ્રકારનાં જાહેર કામોમાં, એટલે કે કેળવણી સંબંધી કામોમાં એવણે દીધેલા હીસ્સા તરીકે આપણે જોઇએ છીએ, કે એવણે ૧૮૩૬ માં મરહુમ સર જમશેદજી અને મરહુમ શેઠ ફરામજી કાવસજી સાથે મુંબઇની પારસી ધર્મખાતાંની નિશાળ, એવે નામની એક નિશાળ ઊઘાડી હતી. વળી સુરતમાં અને ભરૂચમાં નિશાળો ઊઘાડી હતી. સર જમશેદજી ત્રાન્સલેશન ફંડમાં એવણે રૂ. ૫૦૦) ની રકમ ભરી હતી. એવણનાં ધર્મખાતાંમાંથી હાલ પણ નીચલી સ્કુલો ચાલે છે:—

ખેતવાડી એંગ્લો વરનાકયુલર સ્કુલ.
ભીંડીબજાર એંગ્લો વરનાકયુલર સ્કુલ.
એલાવની જંદ અવસ્તાની નિશાળ.
ભરૂચની ગુજરાતી નિશાળ.
હાંસોટની જંદ અવસ્તાની નિશાળ.
સુમાલીની ,,
ખજોતની ,,
અમરોલીની ,,
સીગનપોરની ,,

**૩. સરકાર અને પ્રજા વચ્ચે દુભાશીઆ તરીકે**—ત્રીજા પ્રકારની એવણની સેવાઓમાં આપણે જોઇએ છીએ કે પ્રજા તરફથી નામદાર સરકારને કોઇ બાબતોમાં અરજીઓ કરવામાં એવણે આગેવાન ભાગ લીધો હતો. તે વખતે કાંઇ તમારી જાથુકની સ્થાપાયલી 'એસોસીએશનો' નહીં હતી. તેથી અવારનવાર જ્યારે જરૂર પડતી ત્યારે જાણીતા શેહરીઓ ભેગા મળી નામદાર સરકારને પ્રજાની ઇચ્છાઓ જણાવતા. એવી સેવાના આપણે કેટલાક દાખલાઓ જોઇએ છીએ. આગળ ગ્રાંડ જુરીમાં દેશીઓને બેસવાનો

હક નહીં હતો. તે માટે ૧૮૨૮ માં "હાઉસ ઓફ કોમન્સ" ને અરજી કરવામા આવી હતી. તેમાં એવણે ભાગ લીધો હતો.

સને ૧૮૩૫ માં જ્યારે રાજા વીલીયમને નામના નવા સીક્કા બાહેર પાડવામાં આવ્યા, ત્યારે લોકોમાં ગભરાટ ઉઠયો, કે હવે જુના સીક્કાઓનું શું થશે! લોકો ચીંતા કરવાં લાગ્યાં કે તે રદ થશે વીગેરે. તે બાબે નામદાર સરકારને અરજી કરવામાં એવણે ભાગ લીધો કે સરકારે લોકોને સધ્યારો મળે તેવું બરાબર સમજ પડે તેવું જાહેરનામું બાહાર પાડવું.

સને ૧૮૪૦ માં, આપઘાત, યા એવાં કોઇ મરણ વેળા પેટ ચીરવા બાબેનો સવાલ ઉઠયો હતો. તે વેળા સરકારને અરજી કરવામાં એવણને આગેવાન ભાગ લેતા આપણ જોઇએ છીએ.

૪. **વેપાર, ઉદ્યોગ હુન્નરને ઉત્તેજન**—એવણુ એક ઉદ્યોગી વેપારી હતા. વરસ ૨૧ ની ઉમ્મરે એવણુ એક વેપારી પહેડી નામે મેશર્સ લીકી એન્ડ માલકમની કુંપનીમાં ચાકરી રહયા હતા. નાની નોકરી ઉપરથી તે કુંપનીના દલાલ થયા હતા. ત્યાર પછી બીજી ઇંગ્રેજી વેપારી પહેડીઓનાં દલાલ થયા હતા. પછી પોતે વેપાર વણજમાં પડયા હતા. તે વખતની "ચેમબર ઓફ કૉમર્સ" ની કમિટીમાં ૧૮૩૭ થી ૧૮૪૩ સુધી એવણુ સભાસદ હતા. વળી એવણે મુંબઇ અને સુરત વચ્ચે એક સ્ટીમર નામે કનાક ફરતી કીધી હતી.

૫. **ટોળાનાં સુધારા વધારાઓમાં ભાગ**—ટોળાની ધર્મ સંબંધી અને સંસારી બાબત ઉપર આવતાં આપણે જોઇએ છીએ કે તેમાં તેવણુ આગેવાન ભાગ લેતા હતા.

પારસીઓના વારસા હીસ્સાનો જે કાયદો સને ૧૮૬૫ માં પસાર થયો હતો, તે કાયદો માંગવા માટે, સને ૧૮૫૫ માં એક મંડળી સ્થપાઇ હતી. પણ તેની હીલચાલ છેક ૧૮૩૬ થી થવા માંડી હતી. સર હર્બટ કૅપટને પારસીઓને પોતાનો કાયદો માંગવા બાબે એ સાલમાં સુચના કીધી હતી. તે વખતે નામદાર સરકારને અરજી કરનારા આગેવાનોમાં એવણુ પણ એક હતા.

૧૮૩૮ માં એક નવું દોખમું અતરે બાંધવાની હીલચાલ થઇ હતી. તેમાં એવણે આગેવાન ભાગ લેઈ તે બાબેનાં ફંડમાં રૂ ૨૦૦૦ ભર્યા હતા. પણ ત્યાર પછી તે દોખમું શેઠ કાવસજી એદલજી બીસનીએ પોતે પોતાને ખરચે બાંધ્યું. તે બાબેની ખાહેશ શેઠ કાવસજી એદલજી બીસનીએ એવણુ મારફતે પારસી પંચાયત હજુર રજુ કીધી હતી. આ દોખમાંની સ્થાપનાની પેહેલી હીલચાલની બાબતમાં એક બીના આપણું ધ્યાન ખેંચે છે, અને તે આ, કે તે વખતે કોઇ મોટા માણસની ઉઠમણાની મીજલસ ભેગી મળતી, ત્યાં અંજુમનને લગતાં કોઇ કામ માટે વિચાર કરવામાં આવતો. આ દોખમાં બાબે પણ એવી એક મીજલસમાં વિચાર કરવામાં આવ્યો હતો.

૬. **લાયક માણસોની કદરશનાસી**—પેલી કહેવત છે, કે "એક ઝવેરી ઝવેરની સારી પીછાણ કરે છે." તેમ પ્રજાની સેવા બજાવનારાઓ, પોતા જેવા બીજા સેવા બજાવનારાઓની કદર બુજે છે. મરહુમ શેઠ જીજીભાઇના કામોમાં આપણે એક કામ આવી કદરશનાસીનું જોઇએ છીએ. તેવણુના જમાનામાં જે જાણીતા પુરૂષોએ હિંદી પ્રજાની સેવા બજાવી હતી, તેઓની સેવાની કદર પીછાણનારા માનપત્રોની, યા તેઓને પર્સ આપવાની, યા તેઓને બીજા કોઇ પ્રકારે માનઅકરામ આપવાની હીલચાલમાં તેવણુ ભાગ લેતા

હતા. સર જોન પીટર ગ્રાંટ, માઉન્ટ સ્ટુઅર્ટ એલફીનસ્ટન, ચીફ જસ્ટીસ કેમ્પટન, સર ચાર્લસ ફોર્બસ, જારડીન મેથેસન જેવા તે વખતના જાણીતા ઈંગ્રેજોને માન આપવાની હીલચાલમાં તેવણે ભાગ લીધો હતો.

**વંદીદાદના ફર્માન મુજબ એવણની ત્રણ પ્રકારની સખાવત**—હવે શેઠ જીજીભાઇએ કરેલી અને ફરમાવેલી સખાવત ઉપર નજર ફેંકીએ છીએ, તો તે આપણાં ધર્મ પુસ્તકે ફરમાવવા મુજબની છે. વંદીદાદમાં કહે છે કે,

યત્ભ ઇધ નરો હામો–દએન જસાન બ્રાથ્રવા હખંય વા પએતો ચિનંઘ્રહો વા નાઇરિ ચીનંઘ્રહો વા ખ્રતુ–ચીનંઘ્રહો વા; યેઝી પએતો–ચીનંઘ્રહો જસાન હામ ઇધ પએતેમ હામ–બારયેન. યેજી નાઇરિ–ચિનંઘ્રહો જસાન ઉપ વા નાઇરિકામ વાધયએત. યેજી ખ્રતુ–ચીનંઘ્રહો જસાન ઉપવા માથ્રેમ સ્પેન્તેમ મરએત.

અર્થ—અગર જો કોઇ મરદો હમદીન તરીકે અથવા ભાઈ તરીકે અથવા મિત્ર તરીકે, પૈસા માંગવા, યા બાયડી માંગવા (એટલે પરણવા માંગવા) યા એલમ શોધવા અંહીં આવે તો, (તેઓને મદદ કરવી). અગર જો પૈસા માંગવા આવે, તો તેઓને અહીં પૈસાની મદદ કરવી. જો બાયડી શોધવા આવે તો તેઓને બાયડી સાથ પરણાવી આપવા. જો અક્કલ યાને એલમ શીખવા આવે તો વૃદ્ધી કરનાર માથ્ર તેઓને શીખાડવા.

વંદીદાદના આ ફકરામાં સખાવતના ત્રણ મુખ્ય પ્રકારો જણાવ્યા છે. ૧, એક આ, કે ગરીબોને મદદ કરવી. ૨, બીજું આ, કે લગન, જેને જરથોસ્તી દીનમાં એક ભલું કામ ગણ્યું છે, તે કામમાં મદદ કરવી અને ગરીબોને પરણેલી જીંદગી ગુજારવાને યારી દેવી. ૩, અને ત્રીજું આ કે કેળવણી આપવામાં મદદ કરવી.

આપણે જોઇએ છીએ કે વંદીદાદમાં જણાવેલી એ ત્રણ પ્રકારની સખાવતોમાંથી નીચલી બે પ્રકારની સખાવતોનો આરંભ મરહુમ શેઠે પોતાની જીંદગીમાં જાહેર રીતે કર્યો હતો. ૧ ગરીબોને પૈસાની યા ધંધારોજગારની મદદ કરવી, અને ૨, ગરીબોને કેળવણીની મદદ કરવી. ત્રીજા પ્રકારની સખાવત, એટલે કે લગનના ભલા કામમાં મદદ કરવી, જે તેવણ છુપી રીતે કરતા હતા, તે તેવણનાં મરણ બાદ, ઉપલી બે સખાવતો સાથે, તેવણને નામનાં ધર્મખાતાંમાંથી હાલ જાહેર રીતે પણ થાય છે.

III

## શેઠાઇ કેવા પ્રકારની હોવી જોઇએ.

**શેઠ શબ્દનો અર્થ**—હવે આપણે આપણા વિષયનાં ત્રીજા ભાગ ઉપર આવીએ. શેઠ અને શેઠાઈ શબ્દોના અર્થ જો આપણે બરાબર સમજીએ, તો ટોળાનાં શેઠ ગણાતા એક સભાસદનું કામ શું, અને તેની શેઠાઇ શામાં સમાયલી છે, તેનો ખેયાલ આપણને પુરતો આવે. શેઠ શબ્દ એ અસલમાં અવસ્તામાં સ્રએસ્ત છે. જે સંસ્કૃતમાં શ્રેષ્ટ છે. તેનો અસલ અર્થ "સૌથી ઘણું સુંદર અથવા શોહામણું અથવા, ખુબસુરત થાય છે." એ શબ્દનો ધાતુ 'સ્રી' એટલે 'ખુબસુરત થાવું' છે. એ ધાતુને મળતો સંસ્કૃત શ્રી છે, જેનો એક અર્થ "ખુબસુરતી" છે, અને પછી બીજા અર્થો દોલત, નેકી, દરજ્જો, મનની ચંચળાઇ વીગેરે થાય છે.

હવે એ શ્રેષ્ટ શબ્દ શ્રી નું સર્વોત્કૃષ્ટ (Superlative degree) રૂપ છે. ત્યારે

ધાતુ મુજબ એનો અર્થ 'સર્વથી ઘણો ખુબસુરત' અને પછી, 'સર્વથી સરસ યા ચહડતો' થાય છે.

પણ. અહીં 'ખુબસુરતી' તે ફકત શારીરીક ખુબસુરતી સમજવી નહીં. ધર્મનાં મુળ તત્વ તરીકે જૂદા જૂદા ધર્મો જૂદા જૂદા સદગુણો ધારે છે. દાખલા તરીકે આપણામાં 'અશ' અથવા 'અશોઇ' એ ધર્મનું મુળ તત્વ ગણાયું છે. એ મુળ તત્વનો અસલી યુનાનીઓ 'ખુબસુરતી' (Beauty) શબ્દથી ખ્યાલ બાંધતા હતા. આપણામાં પણ અશો સરોશને 'હુરઓધ' એટલે 'સારા ચેહરાવાળો યાને ખુબસુરત' કહ્યો છે. તે એવાજ આત્મીક ખુબસુરતીના વિચારથી છે.

**ખરી શેઠાઇ ખોદાએ આપેલી નેઆમતો અને સદગુણો બીજાઓનાં ભલાં માટે વાપરવામાં**—શ્રી શબ્દના ઘણાક અર્થો થાય છે. તેમાં નીચલા મુખ્ય છે. ૧, દોલત; ૨, દબદબો, દરજ્જો; ૩, ખુબસુરતી; ૪, નેકી; ૫, મનની ચતુરતા (intellect). ત્યારે એક 'શેઠ' અથવા 'શ્રેષ્ઠ માણસ' એ સર્વમાં ચહડતો હોઇ શકે. આપણે હાલમાં જે પૈસે સરસ હોય તેનેજ સાંકડી હદમાં શેઠ ગણીયે છીએ. પણ તેના અસલ અર્થ મુજબ, જે બી કોઇ ધન દોલતમાં, યા દરજ્જામાં, યા કેળવણીમાં, યા નેકીમાં ચહડતી હાલત ભોગવે, તે શેઠ ગણાય.

ત્યારે શેઠ, જે શ્રેષ્ટ શબ્દનું બીજું રૂપ છે તેનો અર્થ આ કે સર્વ પ્રકારે ચહડતો અથવા સરસ. એ અર્થ મુજબ ત્યારે એક શેઠની શેઠાઇ, ફકત ધન, દોલત યા પૈસામાંજ સમાઇ રહેતી નથી, પણ તેનાં મનની મોટાઇમાં પણ સમાયલી છે.

હવે એક આદમી ગમે તેટલો ધનવાન અથવા દોલતવાળો હોય, ગમે તેટલો ભણેલો અથવા કેળવાયલો હોય, ગમે તેટલો ઓહ્દાવાળો યા દરજ્જાવાળો હોય, પણ તે પોતાની એ હાલતનો આજુબાજુનાઓનાં ભલાં માટે સદ ઉપયોગ નહીં કરે, તો તેણે તેની દોલત, દરજ્જા અને કેળવણીનો ખરો ઉપયોગ કીધેલો કહેવાય નહીં. તે ખરેખરો શેઠ ત્યારેજ કહેવાય, કે જ્યારે તે પોતાની શેઠાઇ આજુબાજુનાઓનાં ભલાં માટે વાપરે.

એક આદમી બીજાઓ કરતાં મનનાં બળમાં, ચંચળાઇ યા ચતુરાઇમાં સરસ હોય, પણ જો તે પોતાની ચંચળાઇ પોતા પાસેજ રહેવા દે, તેનો આજુબાજુનાઓનાં ભલાં માટે ઉપયોગ કરે નહીં, અને પોતાની ચંચળાઇ ચતુરાઇથી બીજાઓના લાભનાં જાહેર કામોની રેહેનુમાઇ અથવા આગેવાની કરે નહીં, તો તેની ચતુરાઇ ફોકટની ગણાય.

**સર્વથી મોટો શેઠ તે દાદાર**—આપણે જોયું, કે શેઠ શબ્દ કાંઇ નહીં પણ આપણો અવસ્તાનો સ્રએષ્ટ શબ્દ છે. હવે એ સ્રએષ્ટ શબ્દ અવસ્તામાં ઘણાક અમેશાસ્પંદો અને યજદોને લગાડવામાં આવ્યો છે. પણ સર્વથી સ્રએષ્ટ, એટલે સર્વથી મોટા શેઠ તે દાદાર ગણાયો છે. યજશ્નેની શરૂઆતમાંજ આપણે તે દાદારને યાદ કર્યે છીએ, ત્યારે તેને મજીસ્ત, વહીસ્ત, અને સ્રએષ્ટ, એટલે મોટા, ઉત્તમ અને સર્વથી સરસ, એટલે શ્રેષ્ટ અથવા શેઠ તરીકે યાદ કર્યે છીએ.

**શેઠાઇ શોધવાનો મુખ્ય માર્ગ. શેઠાઇ કરવા આગમચ શેઠ (શ્રેષ્ટ) થાવું**—આપણે જો ખરેખરી શેઠાઇ કરવા માંગતા હોઇએ, રેહબરી કરવા માંગતા હોઇયે, બીજાઓની રાહનુમાઇ કરવા માંગતા હોઇએ તો પેહેલે આપણે ખરેખર શેઠ એટલે શ્રેષ્ટ થાવું

જોઇએ. ચહડતા પ્રકારના સદગુણો, જેવા કે જાહેર હિંમત, સખાવત, પર્માર્થ, વીગેરે, તે આપણે ચહડતી પ્રકારે અખત્યાર કરવાં જોઇએ.

આઇને અકબરીમાં અબુ ફ્જલ એ બાબે વાજબી રીતે કહે છે કે, "મારા ચેગુને રસદ પીશ અજ રસીદગી દમે રેહનુમાઇ જદન." એટલે "બીજાઓની રાહનુમાઇ યાને શેઠાઇ કરવાનો દમ, હું પોતે ખોદાને પોંહચવાની હદે આવું નહીં તેની આગમચ, મારામાં કેમ આવે?" એટલે "મારે પોતે પોતાની હાલત શ્રેષ્ટ અથવા ચહડતી કરવાની છે. તેની આગમજ હું બીજાની રેહમનુમાઇ કેમ કરૂં? હું બીજાઓની શેઠાઇ કેમ કરૂં?"

**શેઠાઇ પૈસામાં સમાઈ નથી**—ત્યારે ખરી શેઠાઈ ફકત પૈસામાં સમાયલી નથી, પણ મનના સદગુણોમાં સમાયલી છે. પૈસાવાળા ગ્રહસ્થો પણ શેઠ ત્યારે ગણાય, કે જ્યારે તેઓ પોતાના પૈસાનો સારો ઉપ્યોગ કરે. એક ડાહ્યા આદમીને એક શખ્સે પુછયું કે "તમો જાણો છો કે પેલો તવંગર છે?" તેણે જવાબ આપ્યો કે "તેની પાસે પૈસા છે તે હું જાણુંછું, પણ તે તવંગર છે કે નહીં તે હું જાણતો નથી." એની મતલબ આ કે "એક માણસ પાસે ગમે તેટલા પૈસા હોય પણ તે પૈસાનો ખરો ઉપ્યોગ નહીં કરે, તો તે પૈસા, આમના ફાયદાની નજરે જોતાં, કાંકરા માફક છે." તવંગર શબ્દનો અર્થ ધાતુ પ્રમાણે 'શક્તિવાન' થાય છે. ત્યારે એક પૈસાવાળો આદમી, જો પોતાના પૈસાનો સદ ઉપ્યોગ કરે, અને તે પૈસાને આજુબાજુનાઓનાં ભલાં માટે, શક્તિ (તવાનગીરી) તરીકે વાપરે, તોજ તે તવંગર યાને શક્તિવાન ગણાય. ત્યારે ખરી તવંગરી પૈસાના જથા (quantity)માં સમાયલી નથી, પણ પૈસાના ઉપ્યોગના ગુણ (quality)માં, તેના સદગુણી ઉપ્યોગમાં સમાયલી છે. એક ધણી લક્ષાપતી હોય અને તે પોતાના લાખ રૂપીઆનો ભલો ઉપ્યોગ કરે, અને બીજો કરોડપતી હોય, પણ તે પોતાના કરોડ રૂપીયાનો ભલો ઉપ્યોગ નહીં કરે, તો ખરેખરી રીતે જોતાં, પેલો લક્ષાપતી પેલા કરોડપતી કરતાં વધારે તવંગર યાને શક્તિવાન ગણાય, કારણ તે પોતાનાં પૈસાનો, બળ તરીકે, તવાનગીરી અથવા શકિત (Power) તરીકે ઉપ્યોગ કરેછે, જ્યારે પેલો કરોડપતી પોતાના પૈસાનાં બળને વ્યર્થ જવા દેછે. ત્યારે પૈસાવાળાઓ પણ ખરી શેઠાઇ પોતાના પૈસાના સદ ઉપ્યોગથીજ કરી શકે.

**મનની શેઠાઈ**—હવે જેમ પૈસાની શેઠાઇના સંબંધમાં તેમ મનની શેઠાઈના સંબંધમાં સમજવું. એક માણસ બીજાનાં કરતાં મને વધારે મજબુત, ચંચળ અને ચહડતો હોય, પણ તે પોતાનાં મનનું બુદ્ધીબળ આજુબાજુનાઓનાં ભલાં માટે વાપરે નહીં, તો તે ખરેખરો મનનો શેઠીઓ ગણાય નહીં. તેણે પ્રજાહીતકારી કામોમાં પોતાનાં મનનું બળ વાપરવું જોઇએ. ત્યારેજ તેનાં મનનું બળ ખરેખરી શક્તિ અથવા તવંગરી ગણાય, અને ત્યારેજ તે ખરેખરો મનનો તવંગર ગણાય. પૈસાનો જથ્થો કાંઇ એક માણસને ખરો ભાગ્યશાળી બનાવતો નથી, પણ તેનો સદઉપ્યોગ તેને તેમ બનાવે છે. તેજ મુજબ મનનું બુદ્ધી બળ નહીં, પણ તે બુદ્ધી બળનો સદ ઉપયોગ એક માણસને ભાગ્યશાળી બનાવેછે.

**વિષયનો ધડો**—ત્યારે આજના વિષય ઉપરથી, મરહુમ શેઠ જીજીભાઇની કારકીર્દી ઉપરથી આપણ સર્વએ જે ધડો લેવાનો છે, તે આ છે, કે ખરેખરી શેઠાઇ, આપણ જો ચાહીયે તો, આપણ સર્વ માટે થોડી કે ઘણી હદે સરજેલી છે. આપણ સર્વ કોઇ જીજીભાઈ

દાદાભાઈ થઇ શકનાર નથી. પણ તેવણુની જીંદગીને, થોડી કે ઘણી હદે, આપણા ખ્યાલ (ideal) તરીકે રાખી, આપણુ તેવણુ જેવા થઇ શકીએ, અને આપણાથી બનતી હદે આપણી આજુબાજુનાઓની સેવા બજાવી શકીએ.

તમો શેઠ જીજીભાઈની સ્કુલોના છોકરાઓએ, જે નરની સખાવતથી તમો કેળવણીનાં ફળ ચાખો છો,' તે નર તરફ એક જાતની ફરજ બજાવવાની છે, અને તે આ, કે તમો તેવણુનાં નામને, તેવણુની કીર્તિને સાચ્ચા નિવડો. તમો મોટા થઇ ભલા નિવડો, તો કોઇ આંગળી દેખાડી કહેશે, કે ફલાણા ધણીએ શેઠ જીજીભાઇ દાદાભાઇની સ્કુલમાં કેળવણી લીધી હતી અને તે સારો, ભલો અને નેક નીવડ્યો છે.



# "પએગાબમ્બર જરથોશ્તની કમરપરનો કમરબંદ."[1]



જરથુસ્ત્રહે સ્પિતામહે ઇધ અષઓનો અષીમ્ચ ફ્રવષીમ્ચ યજમઇદે ......યો પઓઇર્યો આથ્રવ, યો પઓઇર્યો રથએસ્તાઓ" (ફર્વર્દીન યસ્ત ફ. ૮૮–૮૯).

અર્થ—અશો સ્પીતમાન જરથોસ્તની અશોઇને અને (તેનાં) ફરોહરને અમો અહીં આરાધીએ છીએ......કે જે (જરથોસ્ત) પેહેલવેહેલો આથોરનાન, જે પેહેલવેહેલો રથેસ્તાર (યાને પેહેલવાન હતો).

**વિષયની બાબત**—ફર્વર્દીન યસ્તનો આ ફકરો આજના મારા ભાષણના વિષયનો આધાર છે. પએગામ્બર જરથોસ્તના દીસાના સંબંધમાં આજે હું ચોથીવાર બોલવાને ઉભો છું. એવણ સાહેબના એક દીસાને દીને હું "પએગામ્બર જરથોસ્ત અને તેવણની જીંદગી ઉપરથી ઉપજતા વિચારો" એ વિષય ઉપર બોલ્યો હતો[2]. ત્યાર પછી એક દિવસે "ખોરેહ" વિષે હું બોલ્યો હતો કે જેવું ખોરેહ પેગામ્બર જરથોસ્ત ધરાવતા હતા[3]. ત્યાર પછી ગયે સાલ આજ મકાનમાં આજના જેવા જશન બાદ, હું "પએગામ્બર જરથોસ્તના ચિત્રોમાં તેવણનાં હાથમાં દેખાડેલી લાકડી"[4] એ વિષય ઉપર બોલ્યો હતો. આજે મારો વિષય "પએગામ્બર જરથોસ્તની કમર ઉપરનો કમરબંદ" છે.

**કમરબંદ એક પેહેલવાનનું હથિયાર**—કમરબંદ એક પેહેલવાનનું જરૂરનું હથિઆર, અથવા વધારે બરાબર બોલીએ તો જરૂરનો પોષાક છે. તે જેમ હજારો જમાના ઉપર એક લડવૈયા માટે જરૂરનો પોષાક હતો તેમ આજે પણ છે. દરેક પ્રજામાં અને જમાનામાં લડવૈયાઓ માટે તે જરૂરનો પોષાક ગણાયો છે. હાલમાં પણ લડાઇનું રણશિંગડું ફુકાતાં એક સીપાહ બચ્ચો પોતાનો પોષાક પેહેરી હથિઆરો પેહેરવા આગમચ પેહેલે કમરે કમરબંદ બાંધશે. તે કમરબંદની ઉપર તે પોતાની તલવાર લટકાવશે કે બેયોનેટ યા ખંજર લટકાવશે.

આપણા અવસ્તામાં પણ કમરબંદને એક રથેસ્તાર એટલે લડવૈયા અથવા પેહેલવાનનું હથિયાર ગણ્યું છે. વંદીદાદની ૧૪ મી પરગરદમાં એક અથોરનાનના, એક રથેસ્તાર યાને લડવૈયાના અને એક ખેડુતના હથિઆરોની ટીપ આપી છે. ત્યાં સગે આબી નામના તે જમાનામાં ઘણા ઉપયોગી ગણાતાં એક પ્રાણીને મારવાના ગુનાહમાં શું તોજેશ કરવી તેની વિગત છે. તે વિગત મુજબ, કોઈ ગરીબ ધંધાદારીઓને તેઓના ધંધાના હથિઆર અપાવવાં, એબી એક જાતનું ભલું કામ, એક જાતની સખાવત ગણાઇ છે. ત્યાં કહે છે, કે

---

૧ આ વિષય ઉપર રોજ ૧૧ માહા ૧૦ સને ૧૨૭૩ યજદજરદી, તા૦ ૨૧ મી જુન ૧૯૦૪, વાર મંગલે, પએગામ્બર જરથોશ્તના દીસાને દીને, સાંજે ૬ કલાકે આલબ્લેસ બાગમાં, ધી થીઓસોફીકલ સોસાએટીની મુંબઇની શાખાના કેટલાક આગેવાન સાહેબોની આગેવાની હેઠળ થયલાં જશન બાદ એક ભાષણ આપ્યું હતું.

૨ એ ભાષણ માટે જુઓ મારૂં પુસ્તક "જરથોસ્તી ધર્મ સંબંધી ભાષણો અને વાએજો" પાના ૧૩૧–૧૫૦.

૩ એ ભાષણ માટે જુઓ મારૂં પુસ્તક "જરથોસ્તી ધર્મ સંબંધી ભાષણો અને વાએજો," ભાગ બીજો, પાના ૧૬૧ થી ૧૭૭.

૪ જુઓ ઉપલુંજ પુસ્તક પાના ૨૫૭ થી ૨૯૫.

ઉપલાં ઉપયોગી જાનવરને મારવાની તકસીરની તોજેશ તરીકે તે તોજેશ કરનાર ગમે તો એક આથેરવાનને તેને જોઇતી ચીજો યા આલાતો અપાવે, અથવા ગમે તો એક લડવૈયાને તેને જોઇતાં હથિઆરો અપાવે. હવે એ બાબતના સંબંધમાં એક લડવૈયાના શું શું હથિયારો છે તે ત્યાં જણાવે છે. તે ટીપમાં ' કમર ' એટલે કમરબંદને, કમર ઉપરના બંદ અથવા પટાને લડવૈયાને માટેના જરૂરના ૧૨ હથિઆરોમાં અગીઆરમાં હથિયાર તરીકે ગણ્યું છે.

હવે જોકે અવસ્તામાં કમરબંદને એક લડવૈયાનું હથિયાર ગણ્યું છે, પણ તેના ધાતુ પ્રમાણેના અર્થ મુજબ, એ શબ્દ કાંઇ ખાશ લડાઇનો યા લડાઇના હથિયારનો અર્થ સમાવતો નથી.

**કમરબંદ શબ્દનો ધાતુ પ્રમાણે અર્થ**—'કમરબંદ' શબ્દ આપણા અવસ્તાના ' કમર ' અને ' બંદ ' એવા બે શબ્દોનો બનેલો છે. 'કમર' શબ્દ અવસ્તામાં કમર તરીકે ફક્ત એકજ જગ્યાએ, ઉપર કહ્યું તેમ, વંદીદાદની ૧૪ મી પરગરદ ( ફ. ૯ ) માં આવે છે. પેહેલવીમાં એ શબ્દ, 'કમર' છે અને ફારસીમાં પણ 'કમર' છે.'

યુસ્તી એ 'કમર' શબ્દને કમર 'વાંકુ થવું' એ ધાતુ ઉપરથી લે છે. અવસ્તામાં એ ' કમર ' શબ્દ આપણને કમર ( waist )ને અર્થે કયે વપરાતો મળતો નથી. પણ ઉપર કહ્યું તેમ, એ કમર ઉપર બાંધવાના બંદ તરીકે, એટલે ' કમર બંદ ' તરીકે વપરાયલો મળે છે. પણ તેથી એમ નથી દિસતું, કે અવસ્તામાં એ શબ્દનો શરીરના એક ભાગ તરીકે અર્થ થતો ન હતો. ' કમર ' શબ્દનો ધાતુ પ્રમાણે અસલ અર્થ આ, કે " શરીરનો તે ભાગ જ્યાંથી માણુસ વાંકો વળે તે." ત્યાર પછી તે ભાગ ઉપર બાંધવામાં આવતા બંદને પણ ' કમર ' કહેતા. ફારસીમાં પણ ' કમર ' શબ્દ જેમ શરીરના એક ભાગ તરીકે તેમ શરીરના તે ભાગ ઉપર બાંધવાના બંધ તરીકે પણ વપરાય છે.

વંદીદાદની ૧૪ મી પરગરદમાં એ ' કમર ' શબ્દ શરીરના એક ભાગ તરીકે નહીં પણ શરીરના તે ભાગ ઉપર બાંધવામાં આવતા પટા તરીકે, એક હથિયાર તરીકે વપરાય છે.

કમરબંદ શબ્દમાં બંદ શબ્દ પણ આપણો અવસ્તાનો બન્દ શબ્દ છે, જે સંસ્કૃતમાં બન્ધ, પેહેલવીમાં બન્દ, ફારસીમાં બન્દ, જર્મનમાં Bond અને અંગ્રેજીમાં Bond છે. એ શબ્દ 'બન્દ' ધાતુ ઉપરથી નીકળેલો છે, કે જે ધાતુને મળતો સંસ્કૃત બન્ધ પેહેલવી બસ્તન, ફારસી બસ્તન, જર્મન Binden, ફ્રેંચ Bander, અંગ્રેજી Bind છે. ત્યારે બંદ એટલે " બાંધવાનું સાધન યા ચીજ. "

એ બંદ શબ્દ તેને મળતા અંગ્રેજી band ને મળતી રીતે તરેહવાર અર્થ લે છે. એ બંદ અથવા બંધાવું સારૂં યા માઠું રૂપ લે છે. તમો ખોદાતાલા તરફ રાજી ખુશીથી ' બંદ 'માં પડો ત્યારે તે તમારી બંદગી ગણાય અને તે સ્તુતિ પાત્ર છે. તમારા વડાઓ તરફની તમારી ચોકસ બંધાયલી હાલત પણ 'બંદગી'નું રૂપ લે છે. જબરદસ્તીથી તમોને બંદમાં નાખવામાં આવે ત્યારે તે ગુલામગીરીનું (bondage)નું રૂપ લે છે. એજ સબબે તમો લખત રૂયે કોઇ સાથે બંધાવો તે પણ એક જાતનો બંદ (bond) ગણાય છે. એ સબબે તમો કોઇને પૈસા સંબંધી યા બીજા કોઇ વેહેવાર કામ સંબંધી લખાણ આપો તે અંગ્રેજીમાં બોન્ડ (bond) ગણાય છે, જે પણ એક રીતે એ બન્દ શબ્દજ છે.

ત્યારે 'કમર' અને 'બન્દ' એ બે શબ્દો મળીને બનેલા 'કમરબંદ' શબ્દનો અર્થ "કમર ઉપર બાંધવાનો બન્દ" થાય છે. તેને તેના ધાતુ મુજબના અર્થ પ્રમાણે, લડાઇ

સાથે યા લડવૈયાઓ સાથે કાંઇ ખાસ કરીને સંબંધ નથી. તે છતાં ભાષાઓની ઈસ્તેલાહે તેને લડવૈયા વર્ગના એક હથિયાર યા પોશાક તરીકે ખાસ ગણ્યો છે.

**કમરબંદ એક પેહેલવાનનું તેમ ધર્મગુરૂનું હથિયાર**—હવે વંદીદાદ મુજબ કમર અથવા કમરબંદ તો એક પેહેલવાનનું હથિયાર છે. કમર ઉપર કમરબંદ બાંધવો એ એક પેહેલવવાનું કામ છે. તે છતાં આપણો પએગામ્બર, જેનું કામ એક ધર્મગુરૂનું, એક વડા ધર્મગુરૂનું, એક દસ્તુરાન દસ્તુરનું, મોબેદાન મોબેદનું, એરવદાન એરવદનું છે, તેને તેના ચિત્રોમાં કમરબંદ બાંધેલો ચિતાર્યો છે. તેનો સબબ શું? તેનો સબબ આપણે શરૂઆતમાં યાદ કરેલા ફ્રર્વર્દીન યશ્તના ફકરામાંથી મળે છે કે જ્યાં કહે છે કે પએગામ્બર જરથોસ્ત પેહેલવેહેલો યાને સર્વેથી સરસ રથેસ્તાર એટલેકે લડવૈયો યા પેહેલવાંન હતો.

ઘણીક પ્રજાઓમાં એક પેહેલવાનના હથિઆરો તે એક ધર્મગુરૂના પણ હથિઆરો, એક ધર્મગુરૂના પણ આલાતો ચોકસ હદે થઇ પડે છે. પણ ધર્મગુરૂના આલાતો યા હથિઆરો પેહેલવાનના હથિયારો થઇ પડતાં નથી. તે મુજબ કમરબંદ જે પેહેલવાનનું હથિયાર છે તે ચીન્હ રૂપે એક ધર્મગુરૂનું પણ હથિયાર છે. એવાં એક બીજાં હથિયાર ગુરજ માટે હું ઘણીક વાર મારાં બીજાં ભાષણોમાં બોલ્યો છું, કે તે જોકે લડવૈયાઓનું હથિયાર છે, તોપણ તે ચીન્હ રૂપે (Symbolically) આથોરનાનોનું પણ અગત્યનું હથિયાર ગણાયું છે. તેથીજ એક નાવર યાને નવો દાખલ થતો આથોરનાન, નાવર થવા જતાં, ખાંધ ઉપર ગુરૂજ લઇને ચાલે છે. તે ગુરૂજ લઇને ચાલે છે એટલુંજ નહીં, પણ તે તેને દરેમેહેરમાં પોતાની પાસે ક્રિયાની જગ્યાએ પણ રાખે છે.

**પએગામ્બરની કમર ઉપરનો કમરબંદ ચીન્હરૂપે શું દેખાડે છે**—ત્યારે આપણે પએગામ્બરની કમર ઉપર જે કમરબંદ જોઇએ છીએ તે શું દેખાડે છે? તે બે બાબતનું ભાન આપેછે. ૧ મજબુતી અને ૨ તૈયારી.

**૧. પેહેલું, તે એક મજબુતીની નિશાણ**—આપણે જોયું કે કમર શબ્દનો ધાતુ પ્રમાણે અર્થ આ થાય છે કે "શરીરનો વાંકો વળી જતો ભાગ." આપણુ માણસ જાતના શરીરની બનાવટમાં 'કમર' ઘણો અગત્યનો ભાગ છે. શરીરના એ મધ્ય ભાગથી, એ કમરથી આપણું શરીર વાંક લે છે અને તેથી આપણે શરીરને ઝોંક આપી ઘણાંક કામો કરી શકીએ છીએ. જો એ ભાગમાંથી વાંક નહીં અપાતે અને પગથી તે માથા સુધી શરીર સીધું રહેતે તો શરીરનો ઉપયોગ આપણાથી બરાબર થતે નહીં.

હવે ત્યારે કમર જેમ શરીરનો ઉપયોગી અગત્યનો ભાગ છે, તેમ તે જરા નબળો ભાગ છે. તે નબળા ભાગને જોર આપવાને કોઇ પટાની જરૂર છે. કમરબંદ એક પેહેલવાનનું અગત્યનું હથિઆર ગણાયું છે, તે એ અર્થે નહીં કે તે હથિયારથી તે પેહેલવાન દુસ્મનોને મારે છે, પણ તે એટલા માટે, કે તે કમર ઉપર બાંધી કમરને મજબુત કરે છે. તે કમરને મજબુત કરે છે, એટલુંજ નહીં પણ તે મજબુત કીધેલા ભાગ ઉપર તે પાછી તલવાર લટકાવે છે. હવે કમરબંદ ઉપર તલવાર લટકાવો કે નહીં લટકાવો, તોપણ તે વગર પણ કમરબંદ એક મજબુતી આપનારૂં સાધન છે. તમો ઘોડેસ્વાર થાઓ છો, યા ઘર બહાર ફરવા યા કામે જાઓ છો ત્યારે કમરે પટો (Belt) બાંધો છો, તે એવા વિચારથી કે તેથી તમોને ચાલવાનું કૌવત આવે અને વળી તમારા પોષાકને તમો બરાબર કૌવતમંદ રીતે રાખી શકો. એક માણસના બુઢાપાની નિશાણીમાંની એક નિશાણી આ છે કે તે કોઈ વાર

કમરમાંથી વાંકો વળે છે અને તેની કમરનું જોર ઓછું થાયછે. ત્યારે કમરબંદ મજબુતી અખત્યાર કરવાની નિશાણી છે.

**એ મજબુતી શાની સામે?**—ત્યારે કમરબંદ શાની સામે મજબુતી આપે છે? તે નબળાઇ સામે મજબુતી આપે છે. જેમ પએગામ્બર જરથોસ્તને, તેમ આપણુ સર્વેને, તે મનની નબળાઇ સામે મજબુતી આપનાર એક સાધન, એક નીશાની છે. કમર શરીરનો નબળો ભાગ છે. તે કોઇ વાર વાંકો વળી જાય છે. તેને મજબુત રાખવા કમરબંદની અગત્ય છે. ત્યારે એ કમરબંદ આત્મિક રીતે, ચીન્હ રૂપે, ભાન આપે છે, કે "ખબરદાર! વાંકા ના વળી જતા. આ દુનિયામાં ઘણીક લોભ લાલચો, ઘણાં ખેંચાણો તમોને વાંકા વાળી નાંખવા તૈયાર છે. માટે હુશિઆરી રાખી કમરબંદ બાંધી રાખો કે તેથી તેવી લોભ લાલચો આગળ, તેવાં ખેંચાણો આગળ તમો વાંકા વળી નહીં જાઓ, ઢળી નહીં જાઓ, શરણ નહીં થઇ જાઓ."

**૨. કમરબંદ બાંધવો અથવા કમર બાંધવી એ તૈયાર થવાની નિશાણી**—એક પેહેલવાન હમેશાં શરીર ઉપર કમરબંદ રાખતો નથી. તમોમાંથી જેઓ કમર ઉપર સાધારણ કમરબંદ યા પટો (Belt) પેહેરતા હો તેઓ તે હમેશાં પેહેરેલો રાખતા નથી. કાંઈ નહીં તો આસાએશની વખતે તે ઉતારો છો. જ્યારે આસાએશ ભોગવી રહી પાછા ચપળ થાઓ છો ત્યારે તે પેહેરો છો. 'ત્યારે કમર બાંધવી' એ એક પ્રકારની તૈયારીની નિશાણી છે. ફારસીમાં એ સબબે "કમર બસ્તન" અને તેને મળતા આપણા શબ્દો કે "કમર બાંધવી" અથવા તેને મળતા અંગ્રેજી શબ્દો, to tie the girdle, એ ઇસ્તેલાહોનો અર્થ "તૈયારી કરવી" થાય છે.

ત્યારે પએગામ્બર જરથોસ્તની કમર ઉપરનો કમરબંદ અને તેની નકલ કરી આપણે બાંધવો જોઇતો કમરબંદ ચીન્હ રૂપે આપણુને કહે છે કે "તૈયાર થાઓ."

**કમરબંદ બાંધી દેખાડવામાં આવતી તૈયારી શાની?**—હવે એક સેપાહ યા એક લડવૈયો કમરબંદ બાંધી બે ચીજ માટે તૈયાર થાય. ૧ કોઇ ચીજ પોતે કરવા માટે તૈયાર થાય. ૨ અથવા કોઇ ચીજ કોઇ બીજું કરતું હોય તે અટકાવવા માટે. લશ્કરી ભાષામાં બોલીએ તો, ૧ દુશ્મન ઉપર હુમલો લઇ જવાની (offensive) હાલતમાં આવવા માટે; ૨ દુશ્મન સામે બચાવની (defensive) હાલતમાં આવવા માટે.

ત્યારે પએગામ્બર સાહેબની કમર ઉપરનો કમરબંદ આપણુને એ બે પ્રકારની તૈયારીઓનો ચીન્હ રૂપે શું ખ્યાલ આપે છે? અને કેવી તૈયારી કરવા માટે તે આપણુને કહે છે?

**જરથોસ્તી ધર્મનું ખાસ મત: દ્વિ મત**—હવે આપણે જાણીએ છીએ, કે જરથોસ્તી ધર્મ શું છે, તેનું મત શું છે, તેની શીખવણી શું છે, તે બાબે ખુલાસો કરતાં યા બોલતાં, શું આગલા કે હાલના વિદ્વાનો કે સાધારણ લખનારાઓ બોલી ગયા છે અને બોલે છે, કે એ ધર્મનું એક જાતિ ખાસ લક્ષણસૂચક મત (characteristic tenet) દ્વ મત છે. હવે કોઇ દીનદુશ્મનો યા અજ્ઞાનો એ દ્વિ મતને જેવી રીતે સમજે છે તેવી રીતે નહીં સમજતાં આપણુ જરથોસ્તીઓ પણ એમજ કહીએ છીએ. આપણે કહીએ છીએ કે "અમે એક ખોદાને માનીએ છીએ. અમારૂં પેહેલું મત આ છે કે આ દુનિયાને સરજનાર, સરજીને તેની સરજતનો દડો ચાલુ રાખનાર, તે ઉપર જ્ઞાની અને નીતિમાન હકુમત કરનાર, એક ખોદા છે, જે હતો, છે, અને રહેશે. ત્યારપછી હમારૂં બીજું

મત દ્વિ મત (dualism) છે, અને તે એમ, કે આ જગતની રચનામાં, આ સૃષ્ટિમાં, બે શક્તિઓ તે દાદારનાં હાથ તળે કામ કરે છે. એક સ્પેનામીનોની અને બીજી અંગ્રમીનોની; એક વૃદ્ધિની અને બીજી નાશની; એક ભલી અને બીજી ભૂંડી. એ બે વચ્ચે ચાલુ ઝગડો છે." આપણે એક દાદારની હસ્તીના પેહેલાં મત પછી તુરતજ આપણું બીજું મત આ દ્વિ મત જણાવીએ છીએ. આ પ્રકારનું દ્વિ મત એક યા બીજી રીતે સર્વ પ્રજા અને ધર્મોમાં છે, જોકે તે અગત્યના નિયમ તરીકે શરૂઆતમાં કબૂલેલું નથી. ભલાં અને ભૂડાં (Good and Evil) વચ્ચેનો ઝગડો આ જગતમાં, આ દુનિયામાં ચાલુ છે, તે સઘળાઓ કબૂલ રાખે છે.

હવે બહારની જગત્તનો વિચાર બાજુ રાખી, આપણી માંહેલી જગત્ત તરફ યાને આપણ માણસજાત તરફ જોતાં આપણે જોઇએ છીએ, કે માણસ જાતની જીંદગીમાં એ બે વચ્ચેનો ઝગડો દર પગલે અને દર કદમે, દર ઘડીએ અને દર પળે નજરે પડે છે. આપણે નીતિમાન જીંદગી ગુજારીએ કે અનીતિમાન જીંદગી ગુજારીએ, તેના આધારનો દરવાજો જાણે ભલાં ભૂડાં વચ્ચેના આ ચાલુ ઝગડાના મીજાગરાં ઉપર ફરતો રહે છે. મો. હાર્લે જરથોસ્તી ધર્મના આ નીતિ શાસ્ત્રના સંબંધમાં કહે છે કે "La religion Mazdéene se distingue de toutes les autres religions en ce qu'elle a une morale systematisée et fondée sur des principes philosophiques."

એટલે "માજદયસ્ની ધર્મ બીજા પુરાણા ધર્મોથી આ બાબતમાં જૂદો પડે છે, કે તેનું નીતિનું ધોરણ ફીલસુફી ભર્યા નિયમો ઉપર રચેલું અને ગોઠવેલું છે."

આ ફીલસુફી ભર્યો નિયમ તે ઉપલો છે, કે તે દાદારે જેમ જગત્તને તેમ જગત્તનાં એક ભાગ તરીકે આપણને સરજ્યા છે અને આ જગત્તની રચનામાં સ્પેનામીનો અને અંગ્રમીનોની જેમ ચાલુ લડાઇ છે તેમ આપણ માણસ જાતના મન અને દીલમાં પણ છે. ભલાં અને ભૂડાં વચ્ચેની લડાઇમાં આપણે એક લડવૈયા તરીકે લડવાનું છે. આપણને મરજીનું છુટાપણું છે, કે આ બેની લડાઈમાં ગમે તે બાજુ લેવી. સ્પેનામીનોની બાજુ ધરવામાં આપણો છુટકારો છે, આપણું ભલું છે; બીજી બાજુ પકડવામાં આપણો નાશ છે, આપણું ભૂડું છે.

**કમરબંદ બાંધી દેખાડવામાં આવતી તૈયારી ભલાં ભૂડાં વચ્ચેની લડાઇમાં ઉતરવાની તૈયારી**—હવે ત્યારે આ બાબતનો વિચાર આપણને ઉપર કરેલા સવાલનો જવાબ આપે છે કે પએગામ્બર જરથોસ્તે પોતાની કમર ઉપર તૈયારીનો જે કમરબંદ બાંધ્યો છે તે આવા પ્રકારની ભલાં ભૂડાં વચ્ચેની જંગ માટેની તૈયારીનો છે.

ભલાં ભૂડાં વચ્ચેની આ લડાઈમાં કમરબંદ બાંધી કરવી જોઇતી તૈયારી ઉપર કહ્યું તેમ બે પ્રકારની છે. એક હુમલો કરનારી (offensive), અને બીજી બચાવ કરનારી (defensive). પએગામ્બરના કમરબંદ ઉપરથી આપણે પણ કમરબંદનો વિચાર કરવાનો છે. આપણે પણ તૈયાર રહેવાનું છે, કે રખેને દુસ્મન—શારીરિક દુસ્મનજ નહીં પણ આત્મિક દુસ્મન પણ—આપણી ઉપર હુમલો લાવી આપણને જેર કરે. આપણા હવશો, આપણી હદ બહાર મોજો, એ આપણા દુસ્મનો છે. રખેને તેઓ આપણા ઉપર હુમલો લાવી આપણને બંદ કરે, આપણને બંદીવાન કરી આપણને ગુલામ બનાવે. તે માટે વિચાર કરી આપણે બચાવ માટે તૈયાર રહેવું જોઇએ.

વળી બચાવ માટે બેસી રહી સંતોષ મેળવવાનો નથી પણ દુશ્મન ઉપર હુમલો લઇ જઇ તેઓને મારી હટાડી આગળ વધવું જોઇએ, ચપલ થવું જોઇએ. કમરબંદ બાંધી તૈયાર થઇ, બદીઓ સામે દરવાજા બંદ કરી નેકીઓ સામે તે ઉઘાડવાના છે. ભલી ભલાઇઓ અખત્યાર કરવાની છે, જે અખત્યાર કરવાથી સરહદ ઉપર જાણે દુશ્મન સામે કિલ્લા જીતી રાખવા બરાબર છે. આપણે નીતિમાન નેમમાં ચપળ થવાનું છે. ત્યારે કમરબંદ બાંધી આપણે કરવી જોઇતી તૈયારી એ ભલાઇ ભૂંડાઇનાં મેદાનમાં લડવાની છે અને બદીને દાખલ થતી અટકાવીને ભલાઇને આગળ વધારવાની છે.

**ડા૦ જેકસનની હીંદુ અને પારસીઓ વચ્ચે સરખામણી**—પ્રોફેસર જેકસન આ બાબતના સંબંધમાં આપણુ અને આપણા હિંદુ ભાઈઓ વચ્ચે એક સરખામણી કરે છે. આપણા એ હિંદુ ભાઈઓ ખરેખર ઇશ્વર ભક્ત ( devotional ) અને ભલા છે. પણ તેઓ એ ભક્તિભાવ સાથે કેટલીક વાર ચપળતા કમી કરે છે. તેઓ ભક્તિભાવ સાથે અત્યંત ચિંતન ( meditation ) ઉપર ફીદા થઈ કોઇક વાર શાંત અને અન્ચપલ થાય છે, અને ત્યાગ અને એકાંતવાસ ઉપર વધારે ઢળે છે. આપણા ધર્મની રૂઢીએ આપણને એ શીખવ્યું નથી. તે આપણને કહે છે કે "ઉઠો ને કામ કરો" (Up and be doing). બેસીને ચિંતન અને ચિંતનજ ના કર્યા કરો. કોઈ પણ જાતના ત્યાગનો યા સાધુપણાનો વિચાર ના કરો. દુનિયામાં રહો, દુનિયાની ટક્કર ખમો, દુનિયાની લડાઇ લડો, અને તે લડાઇ વચ્ચે, તે ઝગડા વચ્ચે શાંતપણું જાળવી ભલા નિવડો.

**જરથોશ્તી દીન એક લડાઇ કરતી દીન**—પએગામ્બરની કમર ઉપરનો આ કમરબંદ, અને તે માટે તેવણને ફ્રવર્દીન યસ્તમાં એક પેહેલવેહેલા લડવૈયા કહયા છે તે બાબત, ત્યારે દેખાડે છે કે આપણી જરથોસ્તી દીન આ રીતે જોતાં એક જંગ કરતી દીન (a church militant) છે. તે ભૂંડાઇ અને બદી સામે જંગ મચાવે છે, અને પોતાના દરેક દીનદારને કહેછે કે તેની એ જંગમાં એક હિમ્મતવાન સીપાહ તરીકે દાખલ થઈ, તેના ઝુંડા હેઠળ, બદી સામે લડી, નેકીની ફતેહ મેળવી, તે દીનને ફતેહમંદ દીન (a church triumphant) બનાવે.

**કમરબંદ સાથે જોડાયલો બંદનો વિચાર**—આપણે પેગમબર જરથોસ્તની કમર ઉપરના કમરબંદનો સામટો વિચાર કર્યો કે કમરબંદ બાંધવો તે ચિન્હરૂપે એક પ્રકારની મજબુતી અખત્યાર કરવાનો, એક પ્રકારની તૈયારી કરવાનો ખ્યાલ ધરાવેછે, અને તે મુજબ તે આપણને ભાન આપે છે. નીતિજનક રીતે તે આપણને શું ભાન આપે છે તે આપણે જોયું. પણ કમરબંદ બાંધવામાં "બંદ બાંધવા"નો ખ્યાલ નવીજ રીતે આપણા વિચારને એજ પ્રકારનાં નીતિમાન ખેતરમાં રમતા મેલે છે. કમરબંદમાં બંદ અગત્યની જગ્યા રોકે છે. ત્યારે આપણે હવે કમરબંદના સામટા વિચાર ઉપરથી બંદના ખાશ વિચાર ઉપર આવીએ. કમર ઉપર બંદ બાંધવો તે એક જાતના બંધાણમાં જોડાવા બરાબર છે. બન્દ શબ્દનો ધાતુ પ્રમાણેનો ખુદ અર્થ, આપણે ઉપર જોયું તેમ, એક જાતનું બાંધવું અથવા બંધન દેખાડે છે. એ બન્દ શબ્દને પોતાના એક અર્થમાં મળતો શબ્દ, આપણે ઉપર કહયું તેમ, અંગ્રેજી શબ્દ 'બોન્ડ' (Bond) એટલે લખત છે. તમે બંદ બાંધો છો તે એક જાતનું લખત તમો પોતા સાથે કરો છો. તમે મને એક લખત લખી આપો, તે કેવા પ્રકારનું હોય, તેનો તમારી ઉપર આધાર

છે. તમો ચાહો તો મને એક ગુલામગીરીનું લખત ( bond of slavery ) લખી આપો, તમો ચાહો તો એક ભલું કામ કરવાને કબુલ થવાનું લખત લખી આપો.

**એ બંદ તે પ્રથમમાં તે દાદારની બંદગીનો બંદ**—ત્યારે પએગામ્બર જરથોસ્તે પોતાની કમર ઉપર બંદ બાંધ્યો છે તે શાનો છે? તે ચીન્હરૂપે શું દેખાડે છે? તે પણ એક જાતની બંદગી અથવા બંદા તરીકેની હાલતનો બંદ છે. તે એવી 'બંદગી' છે કે જે બંદગી પાદશાહી લાવે છે. તે બંદગી કોણુની? તે બંદગી તે દાદારની. ફારસી શબ્દ—'બન્દે' આપણામાં એજ બન્દ (bond) શબ્દ ઉપરથી એ અર્થે વપરાય છે. પએગમ્બર જરથોસ્તની કમર ઉપરનો કમરબંદ ત્યારે "બંદગી"નો બંદ છે. આપણો બંદગી શબ્દ એ 'બંદ' શબ્દ ઉપરથીજ નીકળેલો છે. બંદગી એટલે તે દાદાર તરફની, આપણા વડા તરફની તાબેદારી. ત્યારે પએગમ્બરની કમર ઉપરનો બંદ દાદાર તરફ બંદગી દેખાડે છે. તેનો એ બંદ તે આપણને પણ બંદગીનો વિચાર આપે છે. આપણે દાદારના બન્દા છઇએ. આપણી જરથોસ્તી દીન મારફતે, તે બરહક પએગામ્બર, જેના મરણુ દિવશની યાદમાં આજે આપણુ ભેગા મળ્યા છીએ, તે પએગામ્બરની દીન મારફતે, તે દાદારના આપણુ બંદા છઇએ. આપણે એ દીન મારફતે તે દાદારના બંદા થઇ આપણી દીનના બંદા થઇએ છીએ. આપણા પુરાણા હસ્ત લેખ પુસ્તકોના લખનારાઓ એ અર્થે પોતાના પુસ્તકોના કોલોફોનોમાં પોતાને 'દીન બન્દે' જાહેર કરે છે.

**બંદ ઉપરથી બે પ્રકારના એકમેકથી ઉલટા દેખાતા વિચારો**—હવે બંદ શબ્દ આપણને બે પ્રકારના ખ્યાલ આપે છે. તમો તમારા ઘરની ઉપર 'બંદ' મુકશો એટલે તમારા ઘરને બંદ કરવાનો દરવાજો મુકશો, તો તે દરવાજો બે કામ કરશે. જો તમો ચાહશો તો બહારનાઓને ઘરમાં આવતા અટકાવશો. જો તમો ચાહશો તો અંદરનાઓને એટલે જેઓ ઘરમાં હશે તેઓને બહાર જતા અટકાવશો. તમારા ઘરના બંદ દરવાજાનો તમો ચાહો તેમ ઉપ્યોગ કરી શકશો. તમારા પએગામ્બરની કમર ઉપરનો બંદ જોઇ, તેના જેવા તમારી કમર ઉપરના બંદ ઉપરથી તમો એ મુજબના બે પ્રકારના ખ્યાલ બાંધી શકશો.

તમો કમર ઉપર બંદ બાંધી મજબુત ઠરાવ કરો કે "અમોએ બહારના બુરા વિચારો અને ખ્યાલોને અમારા દીલમાં દાખલ કરવા નહીં." તેમજ તમો ઠરાવ કરો કે "અમારા દીલમાંના ભલા વિચારોને અમોએ છોડવા નહીં, અમોએ તેઓને અમારા દીલમાંથી બહાર જવા દેવા નહીં."

આપણી ઘણીક બંદગીઓમાં આવા પ્રકારના "બંદ"ના જાણે સામા સામા વિચારો આવે છે. દાખલા તરીકે "ફ્રેરસ્તુયે હુમતોઇબ્યસ્ચા"ની બંદગીમાં આપણે ભણીએ છીએ કે, "અઇબિગઇર્યા દઇથે વીસ્પા હુમતાચા હુખ્તાચા હવર્સ્તાચા" એટલે, "તમામ ભલા વિચારો, ભલાં વચનો અને ભલાં કામોને હું અખત્યાર કરૂં છું." પણ એની સાથે સાથેજ એકરાર કરવામાં આવે છે કે "પઇતિ રિચ્યા દઇથે વીસ્પા દુસ્મતાચા દુજુખ્તાચા દુજ્વર્સ્તાચા" એટલે "તમામ ભૂડા વિચાર, ભૂડાં વચન અને ભૂડાં કામોને હું ત્યાગ કરૂં છું." વીસ્પ હુમતની બંદગીમાં પણ એમજ સામા સામી વિચારો જણાવવામાં આવે છે.

**ડેન્ટીની કમર પર કમરબંદ**—ડેન્ટીની ડીવાઇન કોમેડી નામની કવિતા, જે આપણા વીરાફનામાને તેની હકીકતમાં કેટલીક મળતી આવે છે, તેના 'પરગેટરી' નામના ભાગમાં ડેન્ટીને પરગેટરીમાં લઇ જવા આગમચ શું કરવું, તે બાબે ડેન્ટીના ભોમીઆ વર્જીલને કેટો કેટલીક હકીકત કહે છે. તેમાં એમ કહે છે, કે તેણે પેહેલે તેનું

મોહોડું ધોવડાવવું કે તે ઉપરથી ખરાબ ડાઘો નીકળી જાય; અને પછી તેની કમરે ઉપર કમરબંદ વીટાળવો. તે કહે છે કે:—

"Go therefore now; and with a slender reed
See that thou duly gird him, and his face
Lave, till all sordid stain thou wipe from thence.
For not with eye, by any cloud obscured,
Would it be seemly before him to come,
Who stands the foremost minister in heaven."*

**ડેન્ટીના કમરબંદ પરથી કુસ્તીની યાદ**—આ ફકરો આપણા કમરબંદની, આપણી કુસ્તીની યાદ આપે છે કે જે આપણે પવિત્ર જગ્યાએ જવા આગમચ મોહોડું ધોઇને બાંધીએ છીએ. આપણુ મોહોડું ધોઇએ છીએ કે તે ઉપર કાંઇ ડાઘ રહે નહીં. તે ચીન્હ રૂપે ભાન દે છે કે તે દાદાર હજુર બંદગી કરતાં, તેની સનમુખ હાજર થતાં, દીલ ઉપરના સઘલા ગુનાહના ડાઘો સાફ કરી નાખવા અને સાફ દીલે જવું. વળી મોહોડું ધોતાં આંખ પણ ધોવાએ તે ચીન્હ રૂપે ભાન આપે છે કે "તમારી મનની નજર સનમુખ કાંઇપણ ગુમરાહીનો પડદો ફરી વળ્યો હોય તો તે કાઢી નાખવો કે તેથી તે દાદાર તમોને બરાબર દેખાય."

કેટોનાં ફરમાવવા પ્રમાણે વર્જીલ ડેન્ટીને લઇ જાય છે. તે તેનું મોહોડું દવના પાણીથી ધોવડાવે છે. ઘાસ ઉપર જે દવ પડયો હતો તે પાણી ખોબલામાં એકઠું કરી તેથી તેનું મોહોડું પવિત્ર કરેછે. વર્જીલ દવનું પાણી લે છે, કારણ તે આકાશ ઉપરથી પડેલું વધારે સ્વચ્છ ખાર વિનાનું નિર્મળ પાણી છે.

**કમર શબ્દ કુસ્તીને અર્થે**—કમર જેનો અર્થ અવલમાં કમરબંદ થાય છે, તે કમર અથવા કમરા શબ્દ તરીકે પાછળથી કુસ્તીને અર્થે પણ કોઇક ફારસી પુસ્તકોમાં વપરાવવા લાગ્યો છે. એ ઉપરથીજ સ્ટાઇનગાસ પોતાના શબ્દકોશમાં 'કમરા' શબ્દનો એ અર્થ આપે છે કે The string worn by the followers of Zoroaster.

ફીરદોસી જ્યારે એક ઠેકાણે કહે છે કે "કમર બસ્તન આઇને ઉસ્ત" એટલે "કમર બાંધવી એ તેઓનો રિવાજ છે" ત્યારે તેની મતલબ કુસ્તી બાંધવાના રિવાજની છે.

**કુસ્તી એક જાતનો પવિત્ર કમરબંદ**—ત્યારે આપણી કમર ઉપરની કુસ્તી પએગામ્બર જરથોસ્તે આપણને આપેલો કમરબંદ છે. આજ રોજે આપણા બરહક પએગામબરના શરીર ઉપરના કમરબંદ ઉપરથી આ દુનિયામાં હમેશાં તૈયાર રહેવાના અને બંદ બાંધવાના જે ભલા વિચારો આપણે કર્યા તે સઘળા આપણે દરરોજ કુસ્તી બાંધતા કરવાના છે.

આપણી કુસ્તી પણ એક કમરબંદ છે. વળી જે ભાવાર્થરૂપી ક્રિયા સાથ તે વણુવામાં આવે છે, જે નિરદોષ મેંઢાના ઉનમાંથી તે વણુવામાં આવે છે, જે ક્રિયા અને ભણતર સાથે તે બાંધવામાં આવે છે, તે સઘળું તેને એક પવિત્ર કમરબંદ બનાવે છે, અને સાધારણ રીતે કમર બાંધવા કરતાં યા કમરબંદ બાંધવા કરતાં તેની સાથે ઘણા અગત્યના અને પવિત્ર ખ્યાલો જોડે છે. આજે હું ખાસ કરી કુસ્તી ઉપર બોલવા ઉભો નથી, માટે તે બાબે હું લંબાણથી બોલીશ નહીં. પણ એટલું કહીશ કે કુસ્તી જેવો એક

* Purgatory Canto I ll. 94-99. Rev. H. F. Cary's translation (1893) p. 6.

બંદ ચીનહરૂપે કમર ઉપર બાંધવો, એ કેટલાક ધર્મોમાં અને કેટલાક ધર્મી ટોળાંઓમાં અગત્યનું ગણાય છે. હિંદુઓમાં એવી એક પવિત્ર દોરી યા જનોઇ પેહેરવાનો ચાલ છે.

**ફ્રેન્સીસ્કન સાધુઓમાં પવિત્ર દોરી**—ખ્રિસ્તિઓમાં ફ્રેન્સીસ્કન સાધુઓ નામનો ધર્મગુરૂનો એક પંથ છે. તેઓની કમર ઉપર આપણે એવો કમરબંદ, જે કુસ્તીનાં કરતાં વધુ જાડી પવિત્ર દોરીનો હોય છે, તે જોઇએ છીએ. તે બંદ તે લોકો હવસો ઉપરની ફતેહ (Victory over sensuality) ની નિશાણી ગણેછે. તમે કમર ઉપર એવો કમરબંદ બાંધોછો ત્યારે હવશોને બાંધવાને, તેઓને તાબે કરવાને તૈયારી દેખાડો છો. એ તો દુર્ગુણો દુર કરવાના ચીન્હ તરીકે તેને ગણવાની વાત થઇ. પણ કેટલાકો તેને સદગુણોને પકડી રાખવાની વાતના ચીન્હ તરીકે ગણે છે, અને તેમ ગણી એ કમરબંદને પ્રમાણિકપણું, સચ્ચાઈ, ખબરદારી અને જાતિ અશોઇ (Integrity, Truth, Vigilance, and self righteousness)ની નીશાણી ગણે છે.

**આજે સેવદનો વિચાર**—પવિત્ર કમરબંદ અથવા કુસ્તી બાંધનારા સઘળા બસ્તે કુસ્તીઆનો ! આજે આપણે પએગામ્બર જરથોસ્તના દીસાના પવિત્ર દિવસે એક મિજલસમાં સાથે ભેગા મળ્યા છીએ. આપણુ જશનમાં અને વાએજમાં સાથે ભેગા મળ્યા છીએ અને ખાણાપર સાથે ભેગા મળીશું. આપણુ સર્વ તે પેગમ્બરે આપેલો કમરબંદ, તેની આપેલી કુસ્તી બાંધનારા છીએ. આપણુ સર્વ "બસ્તે કુસ્તીઆંન" છઇએ. ત્યારે આપણ સર્વેએ સામટી રીતે એ કમરબંદ ઉપરથી જે વિચાર આજે કર્યા છે, તે વિચારો અમલમાં લાવવાને આપણે દરેકે છુટી અને ભેગી કોશેશ કરવી જોઇએ. આવા મેળાવડાઓ ખાશ કરી ભેગી કોશેશો સૂચવે છે.

આજે આપણે કમર ( waist ) માટે ખાસ કરી બોલીએ છીએ. તે ઉપરથી મને મેસન ભાઇબંદોની એક ક્રિયાની ખાસ યાદ આવે છે કે જેમાં તેઓ એક એકના હાથ સાથે હાથ (Hand to hand), પગ સાથે પગ (foot to foot), ઘુંટણ સાથે ઘુંટણ (knee to knee), છાટી સાથે છાટી (breast to breast) અને પીઠ ઉપર હાથ (hand upon back) વીગેરે શરીરનાં ભાગો મેલવે છે. એ સર્વ, અરસપરસને મદદ અને ભલાં કામોમાં હમશરીકી દેખાડે છે. ચાલો, આપણે પણ આજે જ્યારે પએગમ્બરનાં કમરબંદનો વિચાર કર્યો છે, ત્યારે તે વિચારને મલતી ઉપલી ક્રિયા કરીએ, અને તે આ, કે આ મંડળીના આજના સરનશીનની કમર સાથે અને તેવણુ મારફતે તમારી કમર સાથે મારી કમર મેળવી હમશરીક થાઉં કે "ખોદાતાલા આપણુ સર્વને ભલા કામો માટે તૈયાર રાખે અને બદી તોડવાને અને નેકીને વધારવાને આપણા મનમાં બંદ યાને ગાંઠ મજબુત કરાવે."

---

# મ્હારૂં બેહેશ્ત.(૧)

નિજબયેમિ વહિસ્તેમ્ અહૂમ અષઓનામ રઓચંધ્રહેમ વીસ્પો ખાથ્રેમ. નિજબયેમિ ગરો—માનેમ મઐથનેમ અહુરહે મજદાઓ, મઐથનેમ અમેષનામ સ્પેન્તનામ, મઐથનેમ અન્યએષામ અષઓનામ.

(વંદીદાદ, પરગરદ ૧૯ ફ. ૩૬)

અર્થ—અશો લોકોની રોશન તમામ સુખવાળી સર્વથી સરસ જીંદગી (અથવા દુનિયા)તેહું વખાણું છું.

ગરોન્માન (ગરોથમાન બેહેસ્ત), જે ઓહરમજદનું મકાન, જે અમેષાસપંદોનું મકાન, જે બીજા અશો લોકોનું મકાન, તેને હું વખાણું છું.

**બેહેશ્તની સ્તુતીના શબ્દો**—વંદીદાદનો આ ફકરો આપણા આજના વિષયનો આધાર છે. આજે આપણે સર્વથી સરસ જીંદગી, જે બેહેસ્તની, તેને વખાણવાને ભેગા મળ્યા છીએ. બેહેસ્ત, જે દાદાર ઓહરમજદનું, અમેશાસપંદોનું અને અશો લોકોનું મકાન, તેને વખાણવાને ભેગા મળ્યા છીએ.

આપણે અવસ્તાનો ઉપલો ફકરો ભણ્યા કે બેહેસ્તની વખાણ થઇ ચુકી એમ નથી. એક પુરૂષની વખાણ ખરા જીગરની ત્યારે કહેવાય, કે જ્યારે આપણે તેના માટેનાં મોંહડેથી બોલાયલા શબ્દોને જીગરથી ખરા માની તે ઉપર અમલ કરવાની કોશેશ કરીએ અને તેનાં જે જે કામો આપણુને વખાણને લાયક દિસે, તે તે કામો કરવાની કોશેશ કરીયે. તેજ મુજબ બેહેસ્તની વખાણના ઉપલા શબ્દો ખરા જીગરનાં ત્યારે ગણાય, કે જ્યારે આપણે તે બાબે થોડાક ગંભીર ઘોર કરી તે પ્રાપ્ત કરવા માટેના થોડાક વિચારો કરીએ.

**બેહેશ્ત બાબે વિચાર કરવાનો અવસર**—હાલ આપણા પવિત્ર ફરવરદેગાનના દિવસો ચાલે છે, જ્યારે આપણુને આપણાં ગુજર પામેલાં વાહલાંઓની ખાસ યાદ આવે છે. તેઓની યાદ સાથે આપણુને થોડી ઘણી વધુ યાદ આ આવેછે કે આજે જે ગુજર પામેલી હાલત તેઓની છે તે કોઇ કાલે આપણી થવાની. તેઓની હાલત માટે વિચાર કરતાં જેને આપણે સાધારણ રીતે બેહેસ્ત અને દોજખ કહીયે છીએ, તેની હાલતનો આપણુને વિચાર આવે છે. એવી કોઇ હાલત માણુસજાત માટે તે કુદરતના ખાવીંદે સરજી છે અને મરણુ પછી આપણુ માટે કોઇ ચોકસ જીંદગી છે, તે આપણુ માણુસ જાતનું—અલબતે કોઇક અપવાદ સાથે—સામાન્ય આકીન છે. તે બીજી જીંદગી અથવા હાલત ક્યાં છે, શું છે, કેવા પ્રકારની છે, તે બાબે અલબતે મતફેર છે. પણુ આ ઘણુંખરૂં એક મત છે કે મરણુ બાદ એવી કોઇ હાલત છે કે જ્યાં આપણુ આ દુનિયાના થોડાક સાલની જીંદગીનો ભલો ભુંડો બદલો પામીશું. એ વિચારો આપણે હમેશાં કરવાના છે. પણુ આ આપણા પવિત્ર તેહેવારોના દિવસોએ તેવા વિચારોની આપણુને ખાસ યાદ આવે છે.

---

(૧) આ વિષય ઉપર રોજ ૨૭ મો માહા ૧૨ મો સને ૧૨૭૩ યજદજરદી, તા૦ ૫ મી સપટેમ્બર ૧૯૦૪ ને વાર સોમને દીને, કલાક ૫-૪૫ ને અમલે, બજમે જશને રોજે હોરમજદ મંડળી તરફથી જરથોશ્તી અન્જુમનનાં આતશબેહરામમાં શેઠ દાદાભાઈ કંટરાકટરવાળાં દિવાનખાનામાં એક જાહેર ભાષણ આપ્યું હતું.

**રવાનની અમર્ગી બાબે સોક્રેટીસ**—કોઇએ સોક્રેટીસને પુછ્યું કે "જે વાસણમાં તું ઢંકાયલો છે, તે વાસણ ભાંગી જાય તો તું શું કરે?" તેણે જવાબ આપ્યો કે "વાસણ ભાંગી જાય તોપણ તે જગ્યાએ જે વાસણ છે તે ભાંગી ન જશે." એ જવાબની મતલબ કે "મારૂં શરીર નાશ પામશે, પણ મારૂં શરીર જે જગ્યા (Space) માં છે, તે જગ્યા નાશ નહીં પામશે. તેથી મારૂં રવાન, જે મારાં શરીરમાં છે, તે મારૂં શરીર ભાંગી જતાંને વાર તે અથવા બીજી કોઈપણ જગ્યામાં રહેશે." અહીં આપણાં શરીરને વાસણ સાથ સરખાવ્યામાં આવ્યું છે. જેમ વાસણમાં કોઈ ચીજ ભરેલી હોય તેમ રવાનને શરીરમાં ભરેલું ધારવામાં આવ્યું છે. કોઇ વાસણ ભાંગી જતાં, તેમાંની ચીજે—દાખલા તરીકે તેમાં ભરેલાં અનાજ યા પાણી—બાહાર નીકળી જમીન ઉપર આજુબાજુ પથરાઇ જાય છે, તેમ શરીર નાશ પામતાં તેમાંનું રવાન આજુબાજુ જગત્તની કોઈ પણ જગ્યામાં વાસો પામે છે.

**વિષયનું નામ**—મારા વિષયનું નામ મેં "મ્હારૂં બેહેસ્ત" આપ્યું છે, તે કદાચ તમોને ગુચવણમાં નાંખશે, કે "મ્હારૂં બેહેસ્ત" તે "તમારા બેહેસ્ત"થી કાંઇ જૂદા પ્રકારનું હશે કે? આજે જે હું કહેવા માંગુ છું તે આ, કે "હા, તે જુદા પ્રકારનું છે." ગએ સાલ "રવાન બોખ્તગી" અથવા "આત્માનો છુટકારો" એ વિષય ઉપર મેં બે ભાષણો આપ્યાં હતાં. એક, સામાન્ય રીતે "રવાન બોખ્તગી" એ મથાળાં હેઠળ, અને બીજું "રવાન બોખ્તગીનો ચાલુ વધારો," એ મથાળાં હેઠળ આપ્યું હતું. હવે આજનાં મારાં ભાષણનો વિષય "મ્હારૂં બેહેસ્ત" એજ બાબતનો જાણે બીજી રીતે વિચાર કરે છે. જેમ દરેક આદમી માટે તેની "રવાન બોખ્તગી" અથવા "આત્માનો છુટકારો" ચાલુ છે, તેમ કુદરતી રીતે તેનાં બેહેસ્તની હાલતમાં ફેરફાર છે. તેજ મુજબ, ત્યારે, કુદરતી રીતે, જ્યારે દરેકની રવાનની હાલત જૂદા પ્રકારની છે, ત્યારે તેનું બેહેસ્ત, જે તેની કરણીના હાલતનું પરિણામ છે, તે જૂદું હોવું જોઇએ.

**બેહેસ્તનાં અનિયમીત દરજ્જા. દરેકનું જૂદું બેહેસ્ત**—આપણે કહ્યું કે દરેકનું પોતપોતાનું, તેની પોતાની જ્ઞાની અને નીતીમાન હાલતના પ્રમાણ યા દરજ્જા મુજબ, બેહેસ્ત હોય છે. એ બાબે બેલી નામનો લખનાર કહે છે કે,

"Through the ten thousand times ten thousandth grade
Of blessedness, above this world's and man's
Ability to feel or to conceive,
The soul may pass, and yet know nought of heaven,
More than a dim and miniature reflection
Of its most bright infinity;—for God
Makes to each spirit its peculiar heaven.
And yet is heaven a bright reality
As this or any of yon worlds; a state
Where all is loveliness, and power, and love."

**એટલે આ લખનાર કહેછે કે "એક રવાન ૧૦૦૦૦ × ૧૦૦૦૦** એટલે ૧૦૦૦૦૦૦૦૦ **યાને ૧૦ કરોડમાં બેહેસ્તના દરજ્જામાંથી પસાર થાય તોપણ તેને બેહેસ્તી** યાને વધુ અને વધુ

ચહડતી હાલતનો ખ્યાલ નહીં આવે, કારણ દરેક માણસ માટે ખોદાતાલાએ તેની હાલત મુજબ જૂદાં જૂદાં બેહેસ્તો સરજ્યાં છે."

આપણાં પુસ્તકોમાં પણ બેહેસ્તને એકથી વધુ ગણ્યાં છે. સર્વથી ચહડતા પ્રકારનું બેહેસ્ત જ્યાં દાદાર હોરમજદ રહે છે, તે ગરોથમાન છે. આ બાબે આ દુનિયાનાં સુખ ઉપરથી વિચાર કરો. બેહેસ્ત તે એક જાતનું પેલી દુનિયાનું સુખ છે. હવે આ દુનિયામાં શું સર્વનું સુખ એક સરખું છે? મારૂં સુખ તે તમારૂં સુખ નથી. તમારૂં સુખ તે મારૂં નથી. આપણ બેનું, તે ત્રીજાનું નથી. તે ચહડ ઉતર છે. સેંકડો અને હજારોનાં સુખ સેંકડો અને હજારો જાતનાં હોયછે. ત્યારે એજ મુજબ બેહેસ્તનાં સુખના સંબંધમાં સમજવું.

હવે ભલો બદલો પામવો, તેને માટે આપણે સાધારણ રીતે બેહેસ્તમાં જવું એમ બોલીયે છીએ. પણ દરેક ધણી માટે જાણે જૂદું બેહેસ્ત છે યા જૂદી બેહેસ્તી હાલત છે, તેનો ખ્યાલ આપણને બેહેસ્ત શબ્દના અર્થ ઉપરથી આવશે. ત્યારે આપણે વિચાર કરીયે કે બેહેસ્ત એટલે શું? એ વિચાર કરવા માટે આપણે બેહેસ્ત શબ્દનો અર્થ સમજીએ.

**બેહેસ્ત માટેનો અવસ્તાનો શબ્દ:**—બેહેસ્ત, મથાળે મેલેલા અવસ્તાના ફકરામાં જે 'વહીસ્ત' શબ્દ આવે છે તેનું ફારસી રૂપ છે. અવસ્તામાં બેહેસ્ત માટે "વહિસ્ત અહૂ" એટલે "સર્વથી સરસ જીંદગી અથવા દુનિયા," એવા શબ્દો આવે છે. તેમાંના "વહિસ્ત" શબ્દ ઉપરથી "બેહેસ્ત" શબ્દ બન્યો છે. અવસ્તાનો એ "વહિસ્ત" તે સંસ્કૃત वसिष्ठ ફા' 'બેહેસ્ત,' અંગ્રેજી 'બેસ્ટ' (Best) છે. 'વહિસ્ત' શબ્દ અવસ્તાના 'વંઘુહુ' એટલે "સારૂં" શબ્દનો ઉત્કર્ષવાચક (Superlative degreeનો) શબ્દ છે. એ 'વંઘહુ' શબ્દને મલતો સંસ્કૃત वसु છે અને એ પેહેલવીમાં 'વહે' અને ફારસી 'બેહ' છે. જેમ વહિસ્ત, "વંઘહુ" નો ઉત્કર્ષવાચક શબ્દ છે તેમ બેહેસ્ત શબ્દ ફા. બેહ નો ઉત્કર્ષવાચક શબ્દ છે.

**બેહેસ્ત શબ્દનો અર્થ**—ત્યારે બેહેસ્ત શબ્દનો અર્થ "જે સર્વથી સરસ અથવા ભલું તે." બેહેસ્ત ત્યારે માણસ માટે તે હાલત કે જે સર્વથી સરસ ગણાય. આપણે કોઇ માટે બોલીયે કે તે બેહેસ્તમાં ગયો, એટલે કે—જો બેહેસ્તને કોઇ જગ્યા ધારીએ તો—સર્વથી સરસ જગ્યામાં ગયો; અથવા—બેહેસ્તને કોઇ હાલત ધારીએ તો—સર્વથી સરસ હાલતમાં ગયો. ત્યારે મારી જે સર્વથી સરસ હાલત તે મારૂં બેહેસ્ત. સામાન્ય રીતે અંગ્રેજી શબ્દ 'બેસ્ટ' (Best) જે અર્થે વપરાયછે, તે અર્થે પણ વિચાર કરતાં આપણે કહીયે, કે જે આપણું 'બેસ્ટ' (Best) એટલે 'સર્વથી સારૂં,' તે આપણું બેહેસ્ત. પણ એમ કહેતાં એક ચીજ યાદ રાખવી જોઇએ. એમ વિચાર કરતાં આપણે ફકત શારીરીક ભલાં તરફ, શારીરીક રીતે આપણું જે સારૂં થતું હોય, તે તરફજ જોવાનું નથી, પણ નીતિમાન બાબત તરફ પણ જોવાનું છે. જ્ઞાન સંબંધી, નીતિમાન સદગુણો સંબંધી આપણું જે પણ સારૂં, તે આપણું બેહેસ્ત. આપણે વધુ અને વધુ જ્ઞાન મેળવતા જઇએ, આપણે આપણા નીતિમાન સદ્દગુણો વધુ અને વધુ ખીલવતા જઇએ, તો આપણે બેહેસ્ત તરફ, આપણી સર્વથી સરસ (Best) હાલત તરફ જતા ગણાઇએ. એ વિચારજ દેખાડે છે કે બેહેસ્ત "પએ દર પએ" એટલે પગથીએ પગથીએ (step dy step) એક પછી એક ચહડવાની હાલત છે. એના જૂદા જૂદા દરજ્જા છે. આજે જ્ઞાન અથવા નીતિમાન સદગુણોના સંબંધમાં જે હોઇયે તેનાં કરતાં કાલે બેહેતર થઇએ. પરમ દાહાડે વધુ બેહેતર થઇએ. ચોથે દિવસે વધુ બેહેતર થઇએ. તે મુજબ વધારો ચાલુજ છે. તે ફકત

આ જીંદગીમાંજ ચાલુ છે, એમ નથી, પણ બીજી જીંદગીમાં પણ ચાલુ રહેશે. બેહેશ્ત મેળવવું અથવા સરસથી સરસ હાલતમાં આવવું, એ કાંઇ ફક્ત આવતી જીંદગીનુંજ કામ નથી, પણ આ જીંદગીનું પણ કામ છે. તેમ વળી તે ફક્ત આ જીંદગીનુંજ કામ નથી પણ આવતી જીંદગીનું પણ ચાલુ અને ચાલુ કામ છે. એ મુજબ જ્યારે દરેક આદમીએ, દરેક રવાને, દરેક આત્માએ વધવાનું છે, ત્યારે તે આદમીનું યા રવાનનું યા આત્માનું કાંઈ એક ચોકસજ બેહેસ્ત હંમેશ માટે નથી. પણ તે દરજ્જા મુજબ એક પછી એક વધતું છે. ત્યારે જો તે એક માણસ માટે એક સરખું નથી, તો અલબત્તે જૂદા જૂદા આદમીઓ માટે પણ એક સરખું નહીં પણ જૂદું જૂદું ચહડ ઉતર હોવું જોઇએ.

**બેહેશ્ત માટેનો અંગ્રેજી શબ્દ**—બેહેસ્ત માટેનો એક અંગ્રેજી શબ્દ 'પેરેડાઇજ' (paradise) છે જે લાટીન પેરેડાઇસસ (paradisus) છે. હીબ્રુ ધર્મ પુસ્તકોમાં જે કેટલાક ઇરાની શબ્દો દાખલ થયલા માનવામાં આવે છે, તેમાંનો એક આ 'પેરેડાઇજ' શબ્દ છે. તે અસલ અવસ્તાનો "પઇરિ દએજ" શબ્દ છે, જેનો અર્થ "આજુબાજુ (પઇરિ) થી ઘેરી લીધેલું મકાન (દએજ)" થાય છે. તે હીબ્રુમાં પેરડીસ (pardes) અને યુનાનીમાં પેરેડાઇસોસ (paradeisos)[1] છે. બેહેસ્ત માટેનો ફારસી 'ફીરદોશ' શબ્દ એજ 'પઇરિ દએજ' (paradise)નું રૂપ છે. એ શબ્દ ત્યારે કાંઇ નહીં તો, તેનાં અર્થ પ્રમાણે, બેહેસ્તના સંબંધમાં જગ્યાનો ખ્યાલ આપે છે, કે બેહેસ્ત એક મકાન છે, જેમાં ચોકસ પસંદ કરેલાં રવાનો યા આત્માઓ સિવાય બીજાને જવાની બંદી છે.

**બેહેશ્તની જગ્યા**—જો મરણબાદ આત્માને માટે કોઇ ચપળતાની હાલત હોય, તો અલબત્તે તે હાલતમાં ચપળતા દેખાડવા કાજે આ જગતની ઓહોળી જગ્યા (space)માં કયે કોઈ જગ્યા હોવી જોઇએ. આપણે જાણીએ છીએ કે તે દાદાર સર્વવ્યાપક (Omnipresent) છે. તે છતાં તેનાં મકાન (મશ્રેથનેમ અહુરહે મજદાઓ) માટે બોલવામાં આવે છે. તેમજ અમેશાસ્પંદોનાં મકાન માટે બોલવામાં આવે છે. જ્યારે તે સર્વોતમ દાદાર માટે અને તેનાં અમેશાસ્પંદો માટે એક મકાન ધારવામાં આવે છે, ત્યારે માણસ જાતના આત્મીક ભાગ માટે મરણ બાદ કોઇ બીજુ મકાન ધારવામાં આવે તે કુદરતી છે. બેહેસ્ત માટેનો ઉપલો જે અસલ હીબ્રુ પેરેડાઇજ શબ્દ છે અને તે ઉપરથી ઉત્પન્ન થયલા અંગ્રેજી અને બીજી યુરોપીયન ભાષાના જે શબ્દો છે તેજ દેખાડે છે કે એમ ભલાં રવાનો માટે કોઇ જગ્યા ધારવામાં આવી છે.

**બેહેશ્તનાં મકાનનો પહાડો સાથે સંબંધ**—દરેક પ્રજા અને દરેક જમાનામાં માણસના સામાન્ય વિચારો બેહેસ્તને માટે આકાશમાં આંગળી દેખાડે છે કે તે ત્યાં છે. તે ઉપરથીજ કેટલીક પ્રજાઓમાં બેહેસ્તને પાહાડો સાથે જોડવામાં આવે છે. તેઓનાં પોતપોતાના દેશના ઉંચા ભાગોમાંથી બેહેસ્તમાં જવાનો માર્ગ ગણવામાં આવે છે. આપણાં પુસ્તકોમાં એજ સબબે અલબુર્જ પહાડ ઉપરથી બેહેસ્તમાં જવાનો માર્ગ દેખાડયો છે.

**બેહેશ્તનું મકાન કયાં છે?**—હવે ત્યારે એ બેહેસ્તની જગ્યા અથવા બેહેસ્તનું મકાન કયાં છે? આપણ સાધારણ રીતે જેમ ખોદાતાલાનાં મકાન માટે અથવા ખોદાતાલાની જગ્યા માટે બોલતાં આકાશ તરફ ઉપર હાથ કર્યે છીએ કે "ખોદાતાલા ઉપર છે," તેમ બેહેસ્ત માટે પણ આપણે સાધારણ રીતે બોલીયે છીએ કે તે આકાશ ઉપર છે. આપણે આ

(૧) હાઉગના રેસાલાઓ. બીજી આવૃતિ, પા. ૫.

શેહેર યા દેશમાંથી આપણી ઉપર આકાશમાં તે માટે હાથ દેખાડીએ છીએ, તેમ આપણી ગોળ પૃથ્વીની આપણા પગ નીચેની જમીનની પેલી બાજુ ( Antipodes ) ના લોકો પણ પોતાની ઉપર આકાશમાં હાથ દેખાડે. એ બેઉ તરફનાં લોકોનાં હાથની નિશાણી અથવા એ બેઉ તરફનાં લોકોના ખ્યાલો બેહેસ્તને પોતાને માથે મેલેછે. હવે આપણે જાણીયે છીએ કે એ બેઉએ બતલાવેલી જગ્યા ગોળાકાર પૃથ્વીનાં સંબંધમાં વિચાર કરતાં એક એકની સાંમે છે. એટલે ત્યારે દરેક ખંડ માટે અથવા દરેક દેશ માટે જાણે સામાન્ય રીતે બોલતાં બેહેસ્ત એક જગ્યાએ નથી, પણ તરેહવાર જગ્યાએ છે. હવે ગમે તેમ હોય, પણ માણસ જાત સામાન્ય રીતે બેહેસ્તને આ દુનિયાથી પેલે પાર ધારે છે.

**બેહેશ્ત સર્વ જગ્યાએ** છે—માણસ જાત—પછી શું ભણેલાં કે નહી ભણેલાં,—બેહેસ્તનાં મકાન માટે જે સાધારણ ખ્યાલ ધરાવે છે, તે ખ્યાલજ ત્યારે આપણને દેખાડે છે કે બેહેસ્ત માટે કાંઇ એકજ ચોકસ જગ્યા નથી. આ પૃથ્વીના ગોળા ઉપરનાં જૂદાં જૂદાં શેહેરોનાં માણસો પોતાનાં માથાં ઉપરનાં આકાશ તરફ આંગળી કરી જો બેહેસ્ત દેખાડે તો તે હકીકતજ દેખાડે છે કે બેહેસ્ત આકાશના આખા ચકરાવામાં કેથે છે. તે તેના કોઈ ચોકસ ભાગમાં નથી.

**બેહેશ્ત કયાં છે?**—ત્યારે મને કોઇ પુછે, કે "સર્વેથી સરસ બેહેસ્ત કયાં છે?" તો તેને હું મારો જવાબ એક સવાલનાં રૂપમાંજ દેઉં, કે "ખોદા કયાં છે?" જયાં ખોદા હોય ત્યાં બેહેસ્ત પણ હોય. કોઇ કહેશે કે "ખોદા તો સર્વવ્યાપક છે. તે તો સર્વ જગ્યાએ હાજર છે." તો હું જવાબ દઇશ કે "બેહેસ્ત પણ સર્વવ્યાપક છે. તે પણ સર્વ જગ્યાએ છે. જ્યાં પણ ખોદાનું મકાન છે ત્યાં બેહેસ્ત છે. જો ખોદાતાલાનો ખ્યાલ બાંધવા તમોને એક ચોકસ જગ્યાની જરૂર નહીં હોય તો બેહેસ્તનો ખ્યાલ બાંધવા પણ ચોકસ જગ્યાની જરૂર નથી." હવે ખોદાતાલા આ પૃથ્વી ઉપર પણ છે અને પૃથ્વીની બાહાર આકાશમાં પણ છે. તેમ એક રીતે જોતાં બેહેસ્ત આ પૃથ્વિ ઉપર પણ છે અને પૃથ્વિની બાહાર આકાશમાં પણ છે.

**પૃથ્વિ ઉપર શારીરીક બેહેશ્તનું મકાન**—આ પૃથ્વિ ઉપર ઘણી જગ્યાઓને જૂદા જૂદા ઘણીઓએ શારીરીક બેહેસ્ત ગણી છે. દીલ્લીની પેલી નામીચી દીવાને ખાસના એક ભાગ ઉપર લખેલું છે કે,

અગર ફીરદુસ બર રૂએ જમીન અસ્ત
હમીન અસ્ત, હમીન અસ્ત, હમીન અસ્ત.

એટલે "અગરજો આ જમીન ઉપર બેહેસ્ત હોય તો તે આ છે, આ છે, આ છે."

થોમસ મુર પોતાની લાલારૂખ નામની કવિતા, જેમાં તેણે પોતાની "આતશની સેતાયશ કરનારાઓ" નામની કવિતા પણ સમાવી છે, તેમાં કાશ્મીરનાં સુંદર દાલનાં સરોવર ઉપર આવેલા સાલેમાર નામના સુંદર બાગને બેહેસ્ત ગણી તે કહે છે કે "And Ah; If there be an Elysium on earth, it is this, this." એક વખતએ દાલનો સરોવર છોડી જ્યારે હું સુંદર જેલમ નદી ઉપર આગળ ગયો અને છેક તેનાં મુળ આગળ ગયો, ત્યારે ત્યાંના મુસાફરોની મુલાકાતની ચોપડીમાં મેં વાંચ્યું કે એક મુસાફરે બેહેસ્તના બાગ ( The garden of Eden ) તરીકે તે જગ્યાની સ્તુતી કરી હતી. વળી અકબરના બેટા જેહાંગીરે કાશ્મીરમાં વેરનાગ નામની સુંદર જગ્યા, જ્યાંથી 'બનીહાલ

પાસ'નાં બરફથી થોડાક ઢંકાયલા પહાડ ઉપર અમો ચહડયા હતા, તે જગ્યાને બેહેસ્ત ગણી હતી અને ત્યાંજ પોતે મરવાની ખાહેશ દેખાડી હતી. તે કહેતો કે "મારા બીજા મુલકો જતા રહે તો ફીકર નહીં, પણ કાસ્મીર ખોહવાનું હું પસંદ નહીં કરૂં." એક વખત નોર્વે અને સ્વીડનનાં સુંદર સરોવરો જોઇ મેં તે મુલકમાં બેહેસ્ત ધાર્યું હતું. હવે એ સઘળું શારીરીક બેહેસ્ત માટે છે. જૂદા જૂદા ધણીઓએ આ પૃથ્વી ઉપરની ઘણીક જગ્યાઓને એમ બેહેસ્ત સમાન ધારી છે.

**આ પૃથ્વી ઉપર આત્મીક બેહેસ્તનું મકાન**—પણ જો આત્મીક રીતે કોઇ આપણને પુછે કે "આ પૃથ્વિ ઉપર ખરૂં બેહેસ્ત કયાં છે?" તો આપણ તે ધણીને કહીયે કે "ભાઇ! અમોને આ પૃથ્વી ઉપર તું એક એવું ઘર દેખાડ કે જ્યાં સંપુર્ણ નેકી વ્યાપી રહી હોય, જ્યાં હમેશાં સપુર્ણ સુલેહ સંપજ અને મિત્રાચારીજ પથરાઇ રહી હોય, અને જ્યાં પરહેજગારી અને ખોદાતાલાની સંપુર્ણ યાદ પ્રસાર પામી રહી હોય. એવું કોઈ ઘર અમોને દેખાડ અને પછી જાણ કે તે ઘર તે આ પૃથ્વીનું આત્મીક બેહેસ્ત છે."

**બેહેસ્ત આ દુનિયાથીજ શરૂ થાય છે**—આજના વિષયની તપાસ ત્યારે આપણને દેખાડે છે કે તમારૂં બેહેસ્ત મેળવવા માંગતા હો, બેહેસ્તી થવા માંગતા હો, તો ખાતરી રાખજો કે બેહેસ્ત અહીંથીજ શરૂ થાય છે. તમારી હાલત આજે ભલી (બેહ) હોય તો તેને વધારે ભલી (બેહતર) કરો. તે બેહેતર થાય તો તેને વધુ બેહેતર કરો અને તેથી વધુ બેહેતર કરો. તે તેને બેહેસ્ત (best) બનાવવાનો એક માર્ગ છે. એ કોશેશ તમોને તમારાં મીનોઇ બેહેસ્તમાં પોહોચાડશે. ત્યારે બેહેસ્તમાં જવા માટે અહીંથીજ બેહેસ્તી થવું જોઇએ. ફ્રેનસીસ કોબ નામના નીતિમાન બાબતો ઉપર લખનાર એક જાણીતા પુરૂષના આ શબ્દો છે* કે "તે દાદાર, કે જેને મનથી ભવિષ્ય તે વર્તમાન મીસાલ છે, તેની નજરમાં આપણે હાલમાં પણ, હવે પછી જે થઈશું—આપણી ચહડતામાં ચહડતી આશાઓથી વધુ ચહડતા, પાક, ભલા અને મજબુત મનનાં—તેવાજ આશીરવાદ પામેલા આદમીઓ છઇએ." તે કહે છે કે—

"In the eye of Him to whom the future is as the present, we are even now the blessed creatures we shall be hereafter: pure and good and strong beyond our highest aspirations. Love of God and of the myriads of our brothers will swell with rapture, the vast expanse of our hearts, while our minds will grow in knowledge, God-like and unlimitable, as we rove from world to world throughout the clusters of the suns, doing indeed at last 'the will of our Father, even as it is done in heaven,' and growing even more 'perfect, even as he is perfect."

**બેહેસ્ત એક ચોકસ જગ્યાએ નથી તેનો બીજી રીતે વિચાર**—હવે જેમ ઉપલી રીતે વિચાર કરતાં આપણને દિસે છે કે બેહેસ્તની કોઈ ચોકસ એકજ જગ્યા નથી તેમ બીજી રીતે વિચાર કરતાં પણ દિસે છે કે બેહેસ્તની કોઈ જગ્યા દરેક માટે સામાન્ય નથી. દરેકને માટે પોત પોતાનું જૂદું બેહેસ્ત છે. મારૂં બેહેસ્ત તે તમારૂં બેહેસ્ત નથી. તમારૂં

બેહેસ્ત તે મારૂં બેહેસ્ત નથી. આપણુ બેનું બેહેસ્ત તે ત્રીજા ભાઇ યા બાઇનું બેહેસ્ત નથી. અથવા તે ભાઇ યા બાઇનું બેહેસ્ત તે મારૂં કે તમારૂં બેહેસ્ત ખાખસુસ નથી. કદાચ હોય, કદાચ નહીં હોય.

જેમ દિનની તેમ દુનિયાની શીખવણી આ દેખાડે છે. આપણે કહીયે છીએ અને માનીયે છીએ કે કરણી તેવી પાર ઉતરણી. કરશો તેવું પામશો. વાવશો તેવું કાપશો. આ આકીનજ દેખાડે છે કે દરેક માટે પોત પોતાનું બેહેસ્ત હોય છે. બેહેસ્ત—જો તેને માટે જગ્યા (space) થી ખ્યાલ બાંધો તો—જો એક જગ્યાએ હોય તો ઉપલાં આકીનની ઉપલી કેહેતીઓ ખરી કેમ પડે ? એક માણસનાં ભલાં કામો—જો તેઓને સંખ્યાથી એક સરખાં માપનાં ગણીને માપીએ તો—સો હોય અને બીજાનાં હજાર હોય. માટે જો બેહેસ્તની જગ્યા એક હોય તો ઉપલાં આકીનની ખુરી કેહેતીઓ ખરી કેમ ગણાય ! જો તે જગા એકજ હોય તો ૧૦૦ ભલાં કામો કરનાર શખસ ૧૦૦૦ ભલાં કામો કરનારની બરાબરની જગા પામે. સંખ્યા મુકી જો તમો દુનિયાઇ દોલતના માપથી વિચાર કરો, તોપણ એજ અનુમાન ઉપર આવો. એક માણસનાં કામ સંખ્યાથી નહીં પણ દુનિયાઇ દોલતથી માપો. એક માણસે એક હજારની કીંમતનાં ભલાં કામો—કહો કે સખાવતનાં કામો—કીધાં અને બીજાએ એક લાખની કીંમતનાં કીધાં. તે બેઉ માટે બેહેસ્ત—જો આપણે તેને કોઇ જગ્યાથી મુકરર (localise) કર્યે તો—એકજ કેમ હોય ! સંખ્યા યા દુનિયાઇ દોલત મેલી વખતથી ભલાં કામો માપો. એક માણસે પોતાની જીંદગીનાં ૫ વર્ષ ભલાં કામોમાં વાપર્યાં હોય. બીજાએ ૫૦ વાપર્યાં હોય. તો બેઉ માટે બેહેસ્તની એકજ જગ્યા કેમ હોય ! વળી સંખ્યા યા દુનિયાઇ દોલત યા વખતનો માપ મેલી, માણસોની જોગવાઇ યા હાલતનો માપ લેઓ. એક ગરીબ માણસ પોતાની ગરીબી છતાં અને મુસ્કેલી છતાં એક ભલું કામ કરે અને બીજો માણસ તવંગર હોઇ અને સઘળાં સાધનો ભોગવીને તેટલીજ કિમ્મતનું ભલું કામ કરે, તો તે બેઉ માટે બેહેસ્તની એકજ જગ્યા કેમ હોય !

આ સઘળા વિચારો આપણને દેખાડે છે કે આપણે બેહેસ્તને એક ચોકસ જગ્યાએ આપણાં માથાં ઉપરનાં આકાશમાં યા આપણી પૃથ્વીના ગોળાની આપણી સામા બાજુના મુલક (antipodes) નાં લોકોનાં માથાં ઉપરનાં આકાશમાં મેલવાનું નથી.

**કદાચ એક જગ્યા હોવા છતાં તે સર્વે માટે બેહેસ્તી નહીં હોય—** હવે આ દુનિયાથી ગુજર પામેલા માણસો બીજી જેહાનમાં કેયે—આપણ જાણતા નથી કે કયાં—એક જગ્યાએ મળી શકતાં હોય, એમ ધારી શકાય છે અને માની શકાય છે. એમાં અસંભવીક જેવું કાંઇ નથી. પણ તે છતાં તે મેળાપની જગ્યા કાંઇ તે સર્વેનું સામાન્ય એક બેહેસ્ત નથી. આ દુનિયાની આપણી હાલત ઉપરથી એ બાબદનો વિચાર કરો.

આ દુનિયામાં ઘણીકવાર જેમ એક પરહેજગાર અને એક વ્યભીચારી, એક ડાહ્યો અને એક અજ્ઞાન, એક નેક અને એક બદ, એક દયાળુ અને એક ઘાતકી, એક મકાનમાં યા એક તખ્તા ઉપર સાથે એકઠાં મળે છે. તોપણ નીતિમાન રીતે યા આત્મિક રીતે તેઓ પોત પોતાની હાલત ભોગવે છે, પોત પોતાની સપાટી શોધે છે (Seek their own level). એક જગ્યાએ સાથે મળવા છતાં ભલાઓને તેઓની ભલાઇ માટેનો અંતઃકરણનો સંતોષ અથવા ભુંડાઓને તેઓની ભુંડાઇ માટેનો અંતકરણનો દુઃખ, જોકે એક જગ્યાએ તોપણ જાણે જુદાં રાખે છે. એક ઠેકાણે મળવા છતાં પણ—જીવતાં

જીવત બેહેસ્ત અને દોજખ અહીં છે, એ કહેવત આપણે ખરી માનીયે અને તે કેટલીક હદે ખરી છે, તેથી—કોઇ ત્યાંને ત્યાંજ પોતાનાં અંતઃકરણના સંતોષનાં સુખનું બેહેસ્ત ભોગવે છે તો કોઇ અંતઃકરણના દુખનાં દુઃખનું દોજખ ભોગવે છે.

**બેહેસ્તના વિચારનો છાપ મારવા જગ્યા સાથ સંબંધ**—હવે અલબતે સાધારણ રીતે આપણને સમજવા માટે, અને ખાસ કરી આમ લોકોને સમજવા માટે બેહેસ્તને લગતા વિચારો એક ચોકસ જગ્યા સાથે જોડવા જોઇએ. નહીં તો તે વિચારોનો છાપ મન ઉપર મજબુત રહે નહીં. તેથી આપણે જોઇએ છીએ કે ઘણીક પ્રજાઓમાં બેહેસ્તના વિચારને જગ્યા સાથે, થોડી કે ઘણી હદે, તેનાં વર્ણનનાં સંબંધમાં જોડવામાં આવે છે. આપણાં વંદીદાદમાં પણ એમ અલંકારીક રીતે બેહેસ્ત તરફની કુચને એક જગ્યા સાથે જોડવામાં આવી છે.

**બેહેસ્તનું સાધારણ અપાતું વર્ણન**—સાએરો અને બીજા લખનારાઓ બેહેસ્તની ખુબસુરતી અને શણગારનું તરેહવાર વર્ણન આપે છે. તેઓ કહે છે કે બેહેસ્તમાં જાથુક બાહારની મોસમ હોય છે. જાથુક ફુલફળાદી અને લીલોતરી હોય છે. સઘળે ખુશબો અને પમરાત પથરાઇ રહેલો હોય છે. ગુલાબ અને ચંપેલી જેવાં ખુશબોદાર ફુલો ત્યાં પમરાત પાંથરે છે. ત્યાંનાં મેદાનો હમેશાં લીલોતરી ભર્યા હોય છે અને ત્યાંનાં ખેતરો જાથુકનો સારો પાક આપે છે. ત્યાં નદીઓ હમેશાં સુંદર નિર્મળ પાણીથી ભરપુર હોય છે અથવા તેઓમાં પાણીને બદલે મીઠું મધ હોય છે. ત્યાંનાં ફળોનાં ઝાડો ઉપર એટલાં બધાં ફળો થાય છે કે ડાંખલીઓ ફળોના ભારોથી નમી જાય છે. અગર અને લોબાનની સુગંધી ત્યાં પુરતી ફેલાઇ રહેલી હોય છે. ત્યાં સદાનો ચળકતો દિવસ હોય છે અને રાતના અંધકાર જેવું કાંઇ હોતું નથી. ત્યાં સદાનું સુંદર ગાયન સંભળાય છે વીગેરે.

સાએરો અને ધર્મશાસ્ત્રીઓનાં ફલદ્રુપ ભેજાની એ કલ્પના છે. એ બાબે આપણે કાંઇ ચોકસ કહી શકાયે નહીં. પણ એકબારગી આપણે ધારીયે કે એ સઘળું ત્યાં છે. તો શું આવી શારીરીક ખુબસુરતી તેજ શું બેહેસ્તની ખુબી છે? એવું ધારો કે તમોને એવી એક જગ્યા આ પૃથ્વિ ઉપર બનાવી ત્યાં રાખે, તો ધિરજથી વિચાર કરો, કે શું તે તમોને લાંબો વખત સુધી રાહત આપશે? થોડોક વખત તેનું શારીરીક સુખ ભોગવી તમો તેથી થાકી જશો, કંટાળી જશો અને કાંઇ ફેરફાર માંગશો. ખરૂં સુખ અને રાહત એવાં શારીરીક સુખમાં નથી પણ મોટે ભાગે મનનાં સુખમાં, આત્મીક સુખમાં છે. જો એવું સંપુર્ણ નહીં, તોપણ એને ઘણેક દરજ્જે મળતું શારીરીક બેહેસ્ત યા સુખ તવંગરો ચાહે તો મેળવે. પણ શું તેથીજ તેઓ સુખી ગણાય છે? એવા સુંદર બેહેસ્ત સમાન બાગોના મેહેલ વચ્ચે પણ, જો ત્યાં મનનું યા આત્મીક સુખ હોતું નથી તો, દુઃખ વ્યાપી રહેલું હોય છે. ત્યારે બેહેસ્તને ફકત જગ્યા સાથેજ શારીરીક રીતે સંબંધ નથી પણ હાલત સાથે આત્મીક રીતે મુખ્ય સંબંધ છે.

**બેહેસ્ત તરફ કુચ કરતાં રવાનનું અવસ્તા મુજબનું વર્ણન**—વંદીદાદની ૧૯ મી ૫રગરદ (ફ. ૨૬ થી ૩૩) માં આપણને બેહેસ્ત તરફ કુચ કરતાં એક અશો રવાનનું અલંકારીક વર્ણન મળે છે. તે નીચે મુજબ છે:—

"જરથોસ્તે હોરમજદને પુછયું કે ......... હાડમંદ મુલકોના અએ અશો પેદા કરનાર! (આએ) હાડમંદ દુનિયામાં કોઈ માણસ પોતાનાં રવાન માટે (જે બક્ષેશો)

પારકાને આપે, તે બક્ષેસોનો બદલો કયાં આપવામાં આવે છે? તેનો અવેજ કયાં પાર પડે છે? તેનો બદલો કયાં મળે છે? તે કીધેલાં કામો કયાં એકઠાં થાયછે?

"ત્યારે હોરમજદે કહયું કે (તે) માણુસનાં મુવા પછી, (તે) માણુસનાં ગુજરવા પછી, (તથા) દેવો, દરવંદો અને ખરાબ જાણુનારા (તેની) સામે હુમલો કરે છે ત્યારપછી, જ્યારે ત્રીજી રાતની બામદાદ પ્રકાશે છે, (તથા) બુલંદ રોશન રાખે છે (ત્યારે), પુરતી રીતે આસાનીવાળા પાહાડોની ઉપર સારાં હથિયારવાળો મિથ્ર આવે છે, (અને ત્યાર પછી) આફ્તાબ તલુ થાય છે ........

પુરાતન વખતમાં પેદા કીધેલા રસ્તાઓમાંનો (તે રસ્તો), (જે) હોરમજદનો પેદા કીધેલો અશો ચિન્વત પુલ જે દરવંદ (ઈઆને પાપી માણુસ) ને માટે તેમજ અશો (માણુસ) ને માટે (છે). (તે તરફ) (તે રવાન) જાય છે; (ત્યાં એટલેકે તે ચાન્વત પુલ ઉપર) (આએ) હાડમંદ દુનિયામાં કીધેલાં કરતુકને માટે (તે મુવેલાંનાં) અંતઃકરણને તથા (તેનાં) રવાનને (મેહેર ઇજદ, રસ્ને ઇજદ તથા સરોશ ઇજદ) પુછે છે.

"પેલી સોહામણી બનાવેલી, જોરાવર,સારા દેખાવની ડહાપણુવાળી, માનને લાયક, માથે તાજ રાખનારી, યુકિતવાળી, સારો માર્ગ બતલાવનારી (અથવા સદગુણી) આવે છે. તે (ઇઆને ઇનસાફ) દરવંદોનાં ગુનાહ ભરેલાં રવાનને (દોજખનાં) અંધારામાં ગમગીન કરે છે. તે (ઇઆને ઇનસાફ) અશો (માણુસો)નાં રવાનોને અલબુરજ (પહાડ)ની પેલી પાર લઇ જાય છે, તથા ચિનવત પુલની પેલીપાર હાથ પકડીને લઇ જાય છે (કે જે) મીનો ઇજદોનો પુલ (છે).

"(જ્યારે તે સારા માણુસનું રવાન ચિનવત પુલ પસાર કરીને મીનો ઇજદોના પુલ આગળ જાય છે ત્યારે), બહમન (અમશાસ્પંદ) (પોતાના) સોનાનાં બનાવેલાં તખ્ત ઉપરથી ઉભા થાય છે, અને ત્યારપછી) બહમન (અમશાસ્પંદ) (તે રવાનને) નીચે પ્રમાણે કહેછેઃ—

"અએ અશો (રવાન)! ફાની દુનિયામાંથી હંમેશાની દુનિયા "તરફ હિયાં હમારી આગળ તું કયાં આવ્યું?

"અશો (માણુસો)નાં રવાનો હોરમજદની નજદીક, અમશાસ્પંદોની નજદીક, સોનાનાં બનાવેલાં તખ્તની નજદીક, ગરોથમાન (બેહેસ્ત) (કે જે) હોરમજદનું રેહેઠાણુ, અમેશાસ્પંદોનું રેહેઠાણુ, (તથા) બીજા અશો (માણુસો) નું રેહેઠાણુ (છે) તે તરફ ખુશીથી પસાર થાય છે.

"પાકી જગી આપનારો શખ્સ અશો (હોય છે). જેમ વરૂથી ઘેરાયલું મેઢું વરૂથી બીહે છે તે પ્રમાણે દેવો દરવંદો (તથા) ખરાબ જાણુનારા (તે અશો માણુસનાં) મુવા પછી (તેના રવાનની) સુગંધીથી બીહે છે"(૧)

એજ મુજબનું થોડાક ફેરફાર સાથનું વર્ણન આપણુને હાદોખ્ત નુસ્ક (બાબ. ૨) વિશ્તાસ્તપ નુસ્ક (બાબ. ૮), વીરાફનામાં (બાબ. ૪), અને મીનોખેરદ (બાબ. ૨) માં મળે છે. અર્દાફરોશની આફ્રીનમાં પણુ એને મળતું થોડુંક વર્ણન મળે છે.

---

(૧) એરવદ કાવસજી એદલજી કાંગાનો વંદીદાદનો તરજુમો.

આ વર્ણન મુજબ એક રવાનને બેહેસ્તમાં બહમન અમેશાસ્પંદ આવકાર દે છે. આપણે જોઈશું કે બીજી જગ્યાએ અર્દિબેહેસ્તના હાથમાં બેહેસ્તની કુંચી જણાવી છે. હવે બહમનં ભલાં જ્ઞાન (Intellect) ઉપર, અને અર્દીબેહેસ્ત અશોઇ (Morality) ઉપર, મવક્કલ છે. ત્યારે દિસે છે કે બેહેસ્તને માટે જેમ જ્ઞાન તેમ નીતિ બેઉમાં આપણે વધારો કરવાનો છે.

**બહેશ્ત માટેનું એક માપ** (Standard)–હવે જ્યારે બેહેસ્ત તરફનાં આપણા રવાનના વધારાને એમ જગ્યા સાથ જોડવામાં આવ્યું, ત્યારે અલબતે કુદરતી રીતે તે જગ્યામાં દાખલ થવા માટે લાયકાતનું એક માપ, એક શારીરીક પણ અલંકારીક માપ, મુકરર કરવામાં આવ્યું.

આપણાં પુસ્તકોમાં અલબતે બેહેસ્તનો એક માપ રાખ્યો છે. તે પુસ્તકોમાં જણાવ્યું છે, કે જો તમારાં ભલાં કામો તમારાં બુરાં કામોથી એક તલ ભાર પણ વધારે હોય, તો તમો બેહેસ્ત ( a state of bliss ) પામો. જો તેઓ એક તલ ભાર પણ ઓછાં હોય, તો તમો દોજખ ( a state of misery ) પામો. હવે એ માપ અલબતે ઘણાં દરસ્ત છે. એ માપ, જે આપણાં ધર્મ પુસ્તકોમાં છે, તે ઇરાનના રાજદ્વારી વીગેરે સામાન્ય ઇનસાફનાં કામોમાં પણ જાળવવામાં આવતાં. હીરોડોટસનું વર્ણન એજ બાબતની યાદ આપે છેઃ—

'Not even the king is allowed to put any one to death for a single crime, nor any private Persian excercise extreme severity against any of his domestics for one fault, but if on examination he should find that his misdeeds are more numerous and greater than his services, he may in that case give vent to his anger." (1)

હવે આ ફકત એવું માપ છે કે જે સાધારણ સમજ પ્રમાણે દેખાડેછે કે એક માણસનાં ભલાં કામો તેનાં બુંડાં કામોથી જરાક પણ વધારે હોય છે તો તે માણસ તેનો ભલો બદલો મેળવેછે. તે તેનાં રવાનનો વધારો દેખાડે છે. પણ એ ઉપરથી એમ નથી દિસતું, કે સઘળાઓ માટે એક પ્રકારનું બેહેસ્ત યા બેહેસ્તી હાલત છે. એક ચોકસ પ્રમાણથી પસાર થવાનું એ માપ છે. પણ તે પ્રમાણ યા માપથી પસાર થવા પછી દરેક માટે જૂદા જૂદા દરજ્જાનું બેહેસ્ત યા બેહેસ્તી હાલત છે.

**બેહેશ્ત એક હાલત**—ત્યારે બેહેસ્તનો વિચાર બાંધતાં જો જગ્યાનો ખ્યાલ તમો દૂર કરો, તો બેહેસ્ત એક હાલત છે, કે જે તમારી ભલાંમાં ભલી ભલાઇની હાલત છે, જેમાં તમો તમારા દાદારને સરસ રીતે પિછાણી શકો છો, જે હાલતમાં તમોને લાગે કે તમો ઘણા સુખી છો, જે હાલતમાં તમોને લાગે કે તમો ઘણા શક્તિવાન છો, જે હાલતમાં તમોને લાગે કે તમો ઘણા જ્ઞાની છો. દરેક માણસ માટે પોતપોતાનું બેહેસ્ત છે. કોઇ બે યા વધુ માણસની નેકી અને ભલાઇની હાલત એક સરખી હોય તો તેઓનું જાણે એકજ બેહેસ્ત છે. એકનું બેહેસ્ત તે બીજાનું બેહેસ્ત, એટલે કે બેઉ એક સરખી બેહેસ્તી યા ચહડીયાતી હાલત ભોગવે છે.

**બેહેશ્ત આપણાં દીલમાં છે**—આ સઘળી તપાસ ત્યારે આપણને દેખાડે છે કે પેલાં હીબ્રુ ધર્મ પુસ્તકના શબ્દો કે "બેહેસ્તનું રાજ્ય તમારા પોતામાં છે" (The

(૧) હીરોડોટસ બુક I ૧૩૭.

Kingdom of Heaven is within you) તે ખરૂ છે. તમારાં વિચાર, વચન અને કામો સાફ રાખી સર્વથી સરસ હાલતે પોહોંચવાની તમે કોશેશ કરો તો તમો બેહેસ્ત યાને સર્વથી સરસ હાલતે પોહોંચશો.

આપણે ઉપર કહ્યું કે જ્યાં હોરમજ્દ હોય ત્યાં બેહેસ્ત હોય. એક ફીલસુફ કહે છે, કે દાદાર હોરમજ્દનું મકાન બે જગ્યાએ છે. એક આકાશમાં, અને બીજું ભલાં આભારી જીગરમાં. ત્યારે બેહેસ્ત પણ એ બે જગ્યાએ છે. એક આકાશમાં અને બીજું એક ભલાં આભારી આદમીનાં જીગરમાં.

**બેહેસ્તમાં જવા માટે શું જરૂરનું છે?**—હવે ત્યારે બેહેસ્તમાં-પછી તેને કોઇ ચોકસ જગ્યામાં ધારો કે ચોકસ હાલતમાં ધારો, તેમાં-જવા માટે શાની અગત છે? આ દુનિયાના દુનિયાઇ કારોબારથી તેનો ખ્યાલ કરો. તે ખ્યાલ તમોને ઉપલા સવાલનો જવાબ દેશે. એક આબરૂદાર મંડળીમાં તમો દાખલ થવા માંગશો, તો તે માટે તમોને તમારી લાયકાત દેખાડવી પડશે. તે લાયકાત તમો ત્યારેજ દેખાડો, કે જ્યારે તમો પેહેલે જાણો કે તે મંડળીની લાયકાત માટે કેવો માપ (standard) છે.તે મંડળીમાં કેવો અમલ ચાલે છે, તે મંડળીમાં શું રૂઢી છે, તે મંડળીના સભાસદો કેવા પ્રકારના છે, તેઓ કેવી રીતે માંહોમાંહે અને બીજાઓ સાથે વર્તે છે વગેરે. એ સઘળું તમોએ પેહેલે જાણવું જોઇએ. જાણીને પછી તે ઉપર અમલ કરવો જોઇએ. તે જાણી તે પ્રમાણે ચાલવાની કોશેશ કરવી જોઇએ. તેવી તમો લાયકાત બતાવો, અને તે મંડળીનો કોઇ સભાસદ તમોને તે લાયકાત ધરાવતો જોય, તોજ તે તમારે માટે દરખાસ્ત કરે. વળી કદાચ તે મિત્ર જાણી જોઇને નહીં તો ફક્ત મિત્રાચારીથી ઘસડાઇ અંજાણપણે તમારી લાયકાતની ખામી નહીં પીછાણી તે ઉપર ધ્યાન નહીં આપે, તો તે મંડળીના બીજા સભાસદો, તમોને દાખલ કરવા માટેની તપાસ વેળા તમોને દાખલ કરવા સામે મત જાહેર કરે, અથવા કોઈ મંડળીના એ બાબત માટેના શબ્દોમાં બોલીયે તો તમોને "બ્લેક બોલ" (black ball) કરે યાને તમારે માટે પુરતો સારો વિચાર નહીં ધરાવી તમોને દાખલ કરવા સામે મત આપે. આ સઘળું દેખાડેછે કે આ દુનિયાના કોઇ મંડળમાં દાખલ થવા માટે પણ તમોને તમારી લાયકાત દેખાડવાની છે. જ્યારે એમ આ દુનિયાઇ મંડળ માટે છે તો બેહેસ્તનાં એક મીનોઇ મંડળ માટે તો તે ઘણું અગતનું હોવું જોઇએ.

હવે જ્યારે એમ અગતનું છે કે તમોએ બેહેસ્તને માટે લાયક થવું, તો તમોએ પેહેલાં જાણવું જોઇએ, કે બેહેસ્ત માટે લાયકાતનું શું માપ છે. બેહેસ્તમાં શું શું ચીજો યા હાલતો જોવાની તમો આશા રાખો છો તે જાણવાની તમોએ કાળજી રાખવી જોઇએ કે તે અખત્યાર કરવા માટે તમો તૈયાર થાઓ.

**આ દુનિયાનાં બેહેસ્ત ઉપરથી પેલી દુનિયાનાં બેહેસ્તનો વિચાર**-તકરારને ખાતર એવું ધારો કે બેહેસ્તની બક્ષેશ તે દાદારના હાથમાં છે અને તે બેહેસ્ત કાંઇ શારીરીક ચીજ છે. એવું ધારો અને માનો-અને તે માનવું કેટલીક હદે બરહક છે—કે બેહેસ્ત આ દુનિયામાં પણ છે. સામાન્ય રીતે બેહેસ્તની જીંદગી તે એક જાતનાં સુખની જીંદગી માનવામાં આવે છે. એવું ધારો કે તમોએ તે દાદાર પાસે આ જેહાનમાં બેહેસ્ત માગ્યું અને તેણે તે આપ્યું, એટલે કે શારીરીક રીતે જે સુખનાં સાધનો ગણાય તે તેણે તમોને આપ્યાં. દોલત આપી, માલ મીલકત આપી, દરજ્જો આપ્યો, જન ફરજંદ આપ્યાં. પણ તેથી શું તમોને બેહેસ્ત મળ્યું. એમ જો બેહેસ્ત મળતું હોય તો એક દેશનો

પાદશાહ હંમેશાં બેહેસ્તનો માલેક ગણાય. તેની પાસે ધન દોલત છે, માલ મીલકત છે, ફરજંદ છે, જન ફરજંદ છે, સર્વ શારીરીક નેઆમતો છે. પણ તે છતાં તમો, જો બને તો, તે શાહને, તેનાં જીગરમાં પેવસ થઇ, તપાસો અને પુછો કે "તું શું હંમેશાં એ શારીરીક નેઆમતોથી સુખી છે?" એ શારીરીક નેઆમતો કરતાં તેનાં મનની પ્રકૃતી ઉપર તેનાં બેહેસ્તનો, તેની બેહેસ્તી હાલતનો આધાર છે.

હવે આ દુનિયાના ખ્યાલ ઉપરથી પેલી દુનિયાનાં બેહેસ્તનો ખ્યાલ બાંધો. શારીરીક નેઆમતો કાંઇ બેહેસ્ત યા સર્વથી સરસ જીંદગી યા હાલત ઉત્પન્ન કરતી નથી. એ બેહેસ્ત તો માનસીક યા આત્મીક હાલત છે. એ ઉત્પન્ન કરનાર ત્યારે માણસ પોતે છે. એ તપાસ દેખાડે છે કે અલબતે તે દાદાર બેહેસ્તની બક્ષેશ આપનાર છે. પણ તે બેહેસ્તના કારીગર ( architect ) આપણ પોતે છીએ.

**બેહેસ્ત એક નેઆમત**—હોમ યસ્તમા ભણનાર હોમ પાસે ૯ બક્ષેશો માંગે છે. તેમાં પેહેલ વેહેલી બક્ષેશ જે તે માંગે છે તે બેહેસ્તની છે. તે દુઆ ગુજારે છે કે,

ઇમેમ થ્વામ પઓઇરીમ યાતેમ હઓમ જઇધ્યેમિ દૂરઓષ, વહિસ્તેમ અહૂમ અષઓનામ રઓચંઘહેમ વીસ્પો-ખાથ્રેમ (ઇજશને હા. ૯ ફ. ૧૯ ).

અર્થ—ઓ મોતને દૂર રાખનાર હોમ! તારી પાસે પેહેલી બક્ષેસ હું આ માંગું છું: અશો લોકોની રોશન તમામ સુખવાળી, સર્વથી સરસ જીંદગી અથવા દુનિયા એટલે બેહેસ્ત.

**બેહેસ્ત તે દાદારની બક્ષેશ, પણ માણસની બનાવટ.**—બેહેસ્ત અલબતે તે દાદારની બક્ષેશ છે. તે પાક પરવરદેગારની બક્ષેશ છે. બીજી શારીરીક નેઆમતો વિગેરે માટે જેમ આપણે દુઆ ગુજારીએ છીએ તેમ તેને માટે આપણે તે દાદાર પાસે દુઆ ગુજારીએ છીએ. હોમ યસ્તમાં ૯ બક્ષેશો માગતાં બેહેસ્તને પણ એક બક્ષેશ તરીકેજ માંગવામાં આવે છે. "અહમાઇ રએશ્ચ"ની દુઆ ભણતાં "વહિસ્તેમ અહૂમ અષઓનામ રઓચંહેધ્રમ વિસ્પો ખાથ્રેમ" એટલે "અશોનું રોશન તમામ સુખવાળું બેહેસ્ત" તમો બક્ષેશ તરીકે એજ સબબથી દાદાર પાસે માંગો છો.

હવે એ બસું ખરૂં છે, કે બેહેસ્ત તે દાદારની બક્ષેશ છે, પણ તે બક્ષેસ મેળવવી આપણા હાથમાં છે. બેહેસ્ત, આપણે ઉપર લાંબી તપાસ લીધી તેમ, કોઇ ચોકસ જગ્યા નથી કે તે, ખોદાતાળા તમોને આપી દે, કે "લેઓ આટલા વાર લાંબી અને પોહોળી તમારી બેહેસ્તની જગ્યા;" અથવા નથી તે કાંઇ શારીરીક ચીજ કે જે દાદાર અહુરમજ્દ તમોને આપી દે કે "લેઓ આ દોલત, ફરજંદ કે માલમીલકત." તે તો એક હાલત છે અને તે વળી તમારી પોતાની અને પોતાનીજ હાલત છે. ત્યારે તે બેહેસ્ત પામવાનું-અથવા વધારે વાસ્તવીક રીતે બોલીયે તો—તે બેહેસ્તી હાલત ઉત્પન્ન કરવાનું તમારૂંજ કામ છે. એજ સબબે આતશ નીઆયેશમાં ભણનાર એક બક્ષેશ તરીકે બેહેસ્તની મોરાદ જણાવે છે. તે પોતાની ભલાઇના બદલામાં પોતાની ભલી બંદગીના બદલામાં અને પોતાની રવાન કાજેની લાંબી અશોઇ યા ભલાઇના બદલામાં (વંઘહાઉચ મીજદે, વંઘહાઉચ સ્રવહિ, ઉરૂનએચ દરેઘે હવંઘહે) તે બેહેસ્ત માંગે છે.

**બેહેસ્ત તરફ જવાનાં પગલાં**—આપણાં પુસ્તકોમાં કહે છે કે હુમ્ત, હુખ્ત અને હવર્સ્તનાં ત્રણ પગલાંથી એક બેહેસ્તી રવાન બેહેસ્ત તરફ માર્ગ લે છે. હુમ્મત,

દુજુખ્ત અને દુજવર્શ્તનાં ત્રણ પગલાંથી એક દોઝખી સ્થાન દોઝખ તરફ પગલાં ભરે છે. આ અલંકારીક લખાણ ત્યારે આપણને શીખાડે છે કે બેહેસ્તમાં જવા માટે, બેહેસ્તી હાલત પામવા માટે, આપણી હાલતને ચઢતી અને વધુ ચઢતી કરવા માટે, આપણને જાણે એક લડાઇ લડવાની છે. તે લડાઇ બુરા વિચાર, બુરા વચન, અને બુરાં કામને મારી હટાડવાની છે. બુરા વિચારને લગાવેલો એક ફટકો આપણને સારા વિચારનું પગલું ભરવાને વારી દે છે. જેવી કાંઇ ખોટું હોય તે સાથની લડાઇ, જેવી કાંઇ સાચું હોય તેના માર્ગમાં આપણને મેલે છે.

આ મુક્તાદના દિવસોમાં આપણામાં નાહાન નાહવાનો અથવા એક જાતનું પવિત્ર સ્નાન કરવાનો રેવાજ છે. એ એક જાતની સ્વચ્છ થવાની ક્રિયા છે. તે નજર પડતી રીતે તનને સ્વચ્છ કરવાની ક્રિયા છે, પણ તે મનને, જીગરને, અંતઃકરણને સ્વચ્છ કરવાની (Soul purification)ની નિશાણી સમાન છે. તે ક્રિયા કરનાર જરથોસ્તી એવ સબબે પોતે જાહેર કરે છે કે "યોજદાથ્રે રવાનરા" એટલે "મારા રવાનની પવિત્રાઇને માટે" હું એ ક્રીયા કરું છું. ત્યારે સામાન્ય રીતે બોલીયે તો પવિત્રાઇ અથવા અશોઇ વિચાર, વચન અને કામની પવિત્રાઇ અથવા અશોઇ–બેહેસ્ત માટે અગતનું પગલું છે, અથવા, બીજી રીતે બોલીએ તો, બેહેસ્તના દરવાજાની કુંચી છે.

**અર્દીબેહેસ્ત અમેશાસ્પંદના હાથમાં બેહેસ્તની કુંચી**—સદદર કેતાબ (બાબ ૧૮) મુજબ અર્દીબેહેસ્ત અમેશાસ્પંદના હાથમાં તમામ બેહેસ્તોની કુંચી છે. આની મતલબ આ છે, કે અર્દીબેહેસ્ત અમેશાસ્પંદ સર્વથી સરસ અશોઇના સદ્ગુણ ઉપર મવક્કલ છે. માટે માણસે બેહેસ્તમાં જવા માટે સર્વથી સરસ અશોઇ અખત્યાર કરવી જોઇએ. જો તે પોતે અશોઇ અખત્યાર કરે તો તેની તે અશોઇ બેહેસ્તની ચાવી થઇ પડે. તે પોતાની અશોઇથીજ બેહેસ્તનો દરવાજો ઉઘાડી શકે.

**તે દાદારનો આભાર આ અને બીજી બેહેસ્તી જીંદગી માટે**—આપણે તે દાદારના ઘણા આભારી છઇએ કે આપણને તેણે પોતાની આ જગતની મોજો ભોગવતા પેદા કર્યા છે. તે સાહેબની આ પૃથ્વિ કેવી ખુશનુમા છે! તેના સૂર્ય અને ચંદ્ર અને સેતારાઓ આપણને કેવી ખુશીઓ અને કેવા ફાયદાઓ આપે છે! તેના દર્યાઓ આપણને કેવા શાંત અને ખુશાલ કરે છે! તમો દર્યાના કીનારા ઉપર રેહેનારાઓ રાત દાહડો દર્યા જુઓ છો, તે છતાં કોઇ સુંદર સંધ્યાકાળે અને સાંજે તેના કિનારા ઉપર જઈ ઉભા રહો છો તો તેનો વિશાળ દેખાવ તમોને કેવા શાંત અને ખુશ કરે છે! પણ જો માંહેલા ભાગના રેહેવાસીઓ, કે જેઓએ દર્યા કોઇ દાહાડે જોયો નહીં હોય, તેઓને દર્યાના કિનારા ઉપર લાવી ઉભા રાખો તો, તેઓ તમારા કરતાં ઘણા અજબ અને ખુશ ખુશ થશે અને તે દાદારનાં હજારો હજાર શુકરાનાં કરશે. તેમ તમારામાંથી ઘણાકો તમારી નજદીક બુલંદ પહાડોને જોઇ ખુશ થાઓ છો અને તે દાદારને યાદ કરી શુકરાના કરો છો. પણ તમો જો હીમાલય પર્વતના પહાડો તરફ જાઓ અને ત્યાંના પહાડો ઉપર પહાડો, એકથી એક વધુ બુલંદ જુઓ, અને તેઓ ઉપર સદા બંધાઇ રહેતું સુંદર સફેદ બરફ જુઓ તો તેથી પણ વધુ તે દાદારના શુકરાનાં કરો.

હવે, ત્યારે તે દાદારના આપણે ઘણા આભારી છઇએ કે તેણે આવી સુંદર પૃથ્વિ, આવી સુંદર કુદરત આપણાં મનને શાંતી આપવા, આપણી નજરને ખુશનુમાઇ આપવા,

આપણાં દીલને ખુશ કરવા પેદા કરી છે. વળી એ પૃથ્વિ ઉપર તે સાહેબે આવા દેખાવો ઉપરાંત બીજી સેંકડો નેઆમતો આપણા ભોગવટાને માટે આપી છે. તેણે સુંદર ફુલ, ફળો, ભાજી, તરકારી, અનાજ વીગેરે પેદાયશો આપણા ખોરાક વીગેરેના ભોગવટા માટે પેદા કર્યા છે.

વળી એ બાહારની પેદાયશ ઉપરથી આપણુ પોતા તરફ આપણુ માણુસ જાત તરફ નજર ફેંકતાં આપણુને તે સાહેબના આભારી થવાનો કેટલોબધો સબબ છે! તેણે આપણુને એકલાં અને અટુલાં નથી રાખ્યાં. નર અને નારીનાં જોડકાંઓ પેદા કરી, જનૈ ફરજંદની દિલાસાભરી, સુખ આપનારી સંગત આપણુને બક્ષી છે, કે જે રૂડી સંગત આપણને આપણી જીંદગીનાં કામમાં ઉલટ અને યારી આપે છે. આપણુને તે સાહેબે ભલા મિત્રો આપ્યા છે કે જેઓ આપણુને ઘણી યારી અને પોતાની સંગતની મોજ દે છે.

આ જીંદગીની આવી પચાસ, પોણોસો યા સો વર્ષની જીંદગી માટે, તે દાદારે આ મુજબ પોતાની પૃથ્વિ, પોતાની જગત પેદા કીધી હતે અને તેની નેઆમતો આપી હતે તો ફકત તેટલીજ બક્ષેશ માટે આપણે તે દાદારના આભારી થવાનો પુરતો સબબ છે. પણ એટલુંજ નથી, તે દાદારે આપણુને માટે બીજી જીંદગી, આ દુનિયાની ટુંકી જીંદગી ઉપરાંત મરણ બાદ જીંદગી સરજી છે, જેમાં આપણુ, આ દુનિયામાં આપણ જે જોઇએ છીએ, તે ઉપરથી, તેનાં અવલોકનના અનુભવ ઉપરથી, વધુ નેઆમતોની, વધુ મોજોની આશા રાખીયે છીએ. આપણે હાલ એક સુંદર રાત્રે આકાશ ઉપર નજર કર્યે છીએ, ત્યારે તે સુંદર આકાશના સુંદર અગણીત સેતારાઓ જોઇ ખુશી થઇએ છીએ અને શુકરાનાં કર્યે છીએ. પણ આપણુને ખગોળ શાસ્ત્રીઓ કહે છે કે "બાઇઓ! એથી પણ વધુ સંખ્યામાં, એથી પણ વધુ દૂર અગણીત સેતારાઓ, જેઓ પોતે બુલંદ સૂર્યો છે, તે પડેલા છે. દાદારે, આપણુ માટે, કોઇ બીજી જીંદગીમાં, આજે નહીં તો કાલે, કાલે નહીં તો પરમ, પરમ નહીં તો કોઇ કાળે, હાલમાં નહીં નજરે પડતી જગત નીહાળવાનું સરજેલું છે. તેવી આપણુને આશા છે. જ્યારે આ ખાકી ચશમ બંધ થશે, ત્યારે સરખામણીમાં કોઇ મીનોઇ ચશમોથી, આપણ હાલમાં નજરે પડતી જગત કરતાં કોઈ વધુ વીસ્તારની, વધુ ખુબસુરતીની જગત જોવાને શકિતવાન થઇશું. આ આશા કેવું ચળકતું કીરણુ ભવિષ્ય માટે રજુ કરે છે! ફકત એ શારીરીક જગત વધુ અને વધુ જોઇશું એટલુંજ નહીં, પણ બીજાં ચહડતાં આતમીક હસ્તી–તત્વોની, મીનોઇ આત્માઓની સંગત, જો આપણુ લાયક થઇશું તો ભોગવશું. એ આશા અને ઉમેદ પણ માણુસ માટે કુદરતી છે. ત્યારે એ માટે, પણુ તે દાદારનો આપણે આભાર માનવાનો છે, કે તે સાહેબે આપણુ માણુસ જાતની સરજત એવી ચાલુ અને ચાલુ વધારાની સરજી છે. એ વધારામાં આપણુ તે દાદારની શારીરીક જગતની ખુબસુરતી વધુ અને વધુ નિહાળીશું. એટલુંજ નહીં પણ તેની આતમીક જગત વધુ અને વધુ નિહાળીશું અને નેકી અને મોહોબતમાં આગળ અને આગળ વધારો કરીશું. એવો ખ્યાલ આપણુને આશાવંતા રાખે છે.

એ સર્વે માટે તે દાદારના આભારી રહેવા માટે ફ્રેનસીસ કોબ નીચલા શબ્દો કહે છે:—

There is nothing happier to be conceived of by the heart of man than that which is actually true; that which the intuition of God

has given us, and the whole analogy of his government bid us to expect: an immortality of progress and everlasting growth in virtue and love. If then we are grateful to the Good One for the life "that now is" should we not also bless him for "that which is to come."

**મરણ પછીનું બેહેશ્ત કાંઇ સેવટનું બેહેશ્ત નથી**—એવું ધારીએ કે મરણ બાદ આપણને એક જગ્યા મળી, કે જેને આપણે આપણું બેહેશ્ત કહીયે. પણ શું તે સેવટની જગ્યા છે? ના. તેની આગળ પણ, તેનીથી ચહડતું પણ, એક બેહેશ્ત છે, જે માટે આપણે કોશેશ કરવાની છે. ગરોથમાન (ગરોન્માન) બેહેશ્ત, ખોદાતાલાનું મકાન છે. તેનું જે ગરોન્માન નામ છે, તેનો અર્થ "ખોદાતાલાની સ્તુતીનાં ભજનો ગાવાનું મકાન" થાયછે. પણ જો તે બેહેશ્ત સેવટનું મકાન યા સેવટની હાલત હોય તો ત્યાં ભજન અને બંદગી અને સ્તુતી શા માટે હોય? તે દાદારની બંદગી અને સ્તુતી, તે દાદારની દરગાહમાં હજુર ચાલુ વધારો દરસાવેછે. આપણ દાદારની મરજીને શરણ થવાની તબેહ (Conformity to His Will) શીખ્યા હોઇશું તો મરણ બાદ બેહેશ્તનાં કોઇ મકાનમાં યા હાલતમાં હજુર તે તબેહમાં ચાલુ વધારો (more perfect Conformity) અખત્યાર કરવાનું આપણને માટે સરજેલું છે.

**બેહેશ્તને લાયક થવા માટેની લાયકાતનો ખ્યાલ કુદરત ઉપરથી**-આપણે ઉપર જોયું કે "બેહેશ્ત ક્યાં છે?" એમ સવાલ કરતાં માણુસ જાત ઘણાક મુલકોમાં આસ્માન ઉપર હાથ કરે છે. ઘણાક જમાનાઓમાં એમ થતું આવ્યુંછે. ત્યારે આપણે પણ આસ્માન તરફ નજર કરીયે અને જોઇએ કે આપણને કાંઇ તેમાં એવું દેખાય છે કે જે આપણને બેહેશ્તમાં શું શું પ્રકારની લાયકાતની જરૂર છે, તેનો ખ્યાલ આપે. ચાલો, આપણે તે ઉપર નજર કરીયે. જો આપણી સાદી આંખ તે ઉપર પુરતી નજર નહીં કરે તો ચાલો આપણે એક દુર્બિનની મદદ લઇએ.

**આસ્માન માટેનો શબ્દ તેજ બેહેશ્ત માટેનો શબ્દ**—બેહેશ્તની લાયકાત માટે આસ્માન માહે નજર કરવાની બાબતના સંબંધમાં આપણે યાદ રાખવાનું છે કે કોઇક ભાષામાં જે આસ્માન માટેનો શબ્દ છે, તેજ બેહેશ્ત માટેનો છે.. દાખલા તરીકે અંગ્રેજીમાં 'હેવન' (Heaven) શબ્દ જેમ બેહેશ્ત માટે વપરાયછે, તેમ આસ્માન માટે પણ વપરાયછે. 'હેવન' શબ્દ 'હીવ' (heave) એટલે 'ઉંચુ કરવું' એ શબ્દ ઉપરથી છે. 'હેવન' એટલે કે "તે કે જે ઉંચું કરેલું." એ મુજબ આસ્માન માટે એ "હેવન" શબ્દ વપરાયછે અને બેહશ્તને આસ્માનમાં ધારવામાં આવે છે તેથી બેહેશ્તને પણ 'હેવન' કહેછે.

**આસ્માનપર નજર, તે કુદરત ઉપર નજર**—બેહેશ્ત માટે આસ્માન ઉપર નજર કરવી તે ગોયા કુલ કુદરત ઉપર નજર કરવા બરાબર છે. એની નજર મીનોઇ દુનિયા ઉપર આપણી નજરને લઇ જાયછે, જો શારીરીક આંખની નજરને નહીં તો આત્મીક મનની નજરને લઇ જાયછે. તે બાબે કવિ કોલરીજ નીચે મુજબ કહેછે:—

"કુદરતનું મોહડું પુસ્તક સઘળા જમાનાઓમાં ભલાં અને પવિત્ર માણસોનું ગાયન

થઇ પડયું છે. તે માણસના ખવાસની કવિતા છે, જેમાં તે અલંકારીક અર્થ વાંચેછે અને તેમાં મીનોઇ દુનિયાની સરખામણીઓ અને નિશાણીઓ જોયછે."(१)

**બેહેશ્ત (Heaven) માટે આસ્માન (Heaven) તરફ નજર**—હવે બેહેસ્ત (Heaven) માટે આસ્માન (Heaven) ઉપર જોતાં આપણે શું જોઇએ છીએ ? આપણે એક પછી એક નીચલું જોઇએ છીએ :—

૧. બેહેશ્ત માટે આકાશમાં જોતાં પેહેલે આપણે વ્યવસ્થા જોઇએ છીએ. આ ઘણી સરસ રીતે કહેવાયલા શબ્દો છે કે "Order is Heaven's first law," એટલે "વ્યવસ્થા, એ આસમાનનો પેહેલો કાયદો છે." જેમ આપણાં ધર્મ પુસ્તકો પ્રમાણે, તેમ ખ્રીસ્તી ધર્મ પુસ્તકો પ્રમાણે, આ જગતમાં તે દાદારની પેહેલી પેદાયશ આસ્માન છે. આસ્માન સાથ રોશનીનો સંબંધ છે. ત્યારે તે દાદારે બક્ષેલી રોશની માટે વિચાર કરો. તે કેવી નિયમીત મળેછે અને કેવી ચોક્સ મળેછે. દિવસ પછી ધીમી ધીમી રાત શરૂ થાય છે અને રાત પછી ધીમો ધીમો દિવસ શરૂ થાયછે.

આકાશ ઉપરથી તમો તે દાદારની બીજી પેદાયશ જે હવા છે તેમાં ઉતરો. ત્યાં પણ તમો વ્યવસ્થા જોશો. આપણુ વરસાદ રૂતુની અધવચમાં છઇએ. આપણા દેશમાં તે રૂતુ બેસવાના કાયદા કેવા નિયમીત છે. તેનો વખત કેવો નિયમીત છે. એ સઘળાંનો આધાર હવાનાં પ્રવાહો ઉપર છે. તે પ્રવાહો ઘણુંકરી ચોક્સ રીતે ફુંકે છે અને ફુંકીને તેઓ એક ચોક્સ દિશાએ વળાણ લે છે.* પછી તેઓનાં વાદળાં બને છે. તે ચોક્સ સંજોગો વચ્ચે પોતાનું પાણી પૃથ્વી ઉપર રેડે છે.

હવામાંથી તમો ત્રીજી પેદાયશ પાણી ઉપર અને ચોથી પેદાયશ જમીન ઉપર ઉતરો, અને ત્યાં તમો એક નિયમ અને વ્યવસ્થા જોશો. તેજ મુજબ પાણી અને જમીન ઉપર વસનારાં પ્રાણી અને માણસો, જે તે દાદારની પાંચમી અને છઠ્ઠી પેદાયશો છે, તેઓની બનાવટમાં તમો સુંદર, નિયમીત, વ્યવસ્થા મુજબની કારીગીરી જોશો.

ત્યારે તમો એ મુજબ આસ્માનમાં અને તેની નીચેની બુલંદ પેદાયશોમાં, કુલ કુદરતમાં, જે વ્યવસ્થા જુઓ છો તેજ તમોને ખ્યાલ આપશે કે બેહેસ્તમાં પણ તમોએ તે વ્યવસ્થા (order) જોવાની આશા રાખવી.

હવે મરણ બાદ આપણે કયાં હોઇશું તે આપણે ચોક્સ કહી શકતા નથી. આપણાં ધર્મ પુસ્તકો અને બીજાઓનાં ધર્મ પુસ્તકો ફક્ત એટલું કહે છે, કે મરણ બાદ આપણે આ દુનિયામાંથી બીજી દુનિયામાં જઇશું. પણ તે કયાં તે એ ધર્મ પુસ્તકો ચોક્સ કહેતા નથી. એટલું તો આપણી સાધારણ અક્કલ કહેછે કે તે દાદારની આ બોહોળી સૃષ્ટીના કોઇ ભાગ યા જગ્યા (space) માં આપણુ હોઇશું. વળી તે ભાગ આપણાં સુર્ય મંડળનોજ કોઇ ભાગ યા ગ્રહ હોય. જેવો કે બુદ્ધ યા બ્રહસ્પતી યા બીજું કોઇ મંડળ હોય. વધારે સંભવીક છે કે તે આ સુર્ય મંડળજ હોય.

હવે આપણે આ બોહોળી જગતના કયા ભાગમાં જઇશું તે ચોક્સ કહી શકતા

---

(१) The great book of nature has been the music of gentle and pious minds in all ages; it is the poetry of all human nature to read in it a figurative sense, and to find therein correspondences and symbols of the spiritual world.

નથી, તોપણ આટલું તો કહી શકીયે કે જ્યાં આપણું બેહેસ્ત હોય ત્યાં, ત્યાંનાં કાળ, સ્થળ અને સંજોગને પાત્ર થવા માટે બ્યવસ્થાની જરૂર છે. ત્યારે તે બેહેસ્તને લાયકના બેહેસ્તી થવા માટે આપણે બ્યવસ્થાને, એક નિયમને, આપણી જીંદગીનો, આપણી વર્તણુંકનો આધાર બનાવવો જોઇએ. બીજા શબ્દોમાં કહીયે તો, એક સારી બ્યવસ્થામાં રાખેલું મગજ (a well-ordered mind), બેહેસ્તી જીંદગી માટે જરૂરનું છે. દુઃખ આવે કે સુખ આવે, સંકટ આવે કે આસાની આવે, મુસ્કેલી આવે કે રાહત આવે, તે વચ્ચે ઠંડે પેટે, ધીરાં મને, શાંત સ્વભાવે, તે દાદાર ઉપર વિશ્વાસ રાખી જીંદગી ગુજારવી, એ બેહેસ્તી જીંદગી માટે જાણે પેહેલો તબકકો છે.

૨. કુદરતમાં નજરે પડતો બીજો ખાસ ગુણ, જે બેહેસ્તમાં જોવાની આપણે આશા રાખીએ તે જાયુક અને જાયુક વધારો (Progress) છે. તમારા બાગમાં નજર કરો. એક ઝાડ ઉપર કળી કેવી પગલે પગલે બંધાય છે, ખીલે છે, ફુલનું રૂપ લેછે, અને ખુશબો પાથરે છે. એક નાનો છોડવો કેવો આસ્તે આસ્તે આગળ વધે છે અને મોટું દરખ્ત બને છે. ખગોળ વિદ્યા શાસ્ત્રીઓ કહે છે કે આપણું આખું સૂર્ય મંડળ અનંત જગ્યામાં દર વર્ષે આગળ અને આગળ વધતું જાય છે. એ ઉપરથી ત્યારે આપણ માણસ જાતે બેહેસ્તી થવા માટે આગળ અને આગળ વધવાનો વિચાર કરવાનો છે. આજે આપણે ભલાં હોઇશુ—પછી તે ગ્નાનનાં સંબંધમાં યા નિતીમાન સદ્દગુણોના સંબંધમાં—તો કાલે આગળ વધી વધારે ભલાં થાવું, બેહેતર (better) થવું. પરમ દિને તેથી પણ બેહેતર થવાની કોશેશ કરવી. સર્વથી સરસ (વહીસ્ત) હાલતને, બેહેસ્તી (best) હાલતને આપણાં મનની નજર સનમુખ એક ઉમદા ખ્યાલ (ideal) તરીકે રાખી આગળ વધવું. એ ત્યારે બેહેસ્ત તરફનો માર્ગ છે.

૩. કુદરત બેહેસ્તી જીંદગી માટે જે ત્રીજો ઉપાય સુચવે છે, તે અથાગ મેહેનત (ceaseless activity) નો છે. તમારી જીંદગીમાં ચપળ રહો. જો તમારા બ્યવહાર ધંધા રોજગારનું, વેપારનું યા નોકરીનું કામ તમામ થાય અને ફુરસદ હોય તો વખત આળસાઇમાં ના ગુજારો. અલબતે પુરતી આસાયશ અને રાહત અને આરામ લો, પણ તે પછી, વખતને તમારી ઉપર ફોકટમાં લટકતો ના રાખો. તમારૂં રાબેતાનું કામ તમામ થાય અને તે કામથી ચહડેલી થાક ઉતરી પુરતી આશાયશ અને રાહત મળે તો પછી ફાલતુ પડતો વખત વધુ ગ્નાન સંપાદન કરવામાં વાપરો. તે તમારા નિતીમાન સદ્દગુણોને વધારે ખીલવવામાં વાપરો. બેહેસ્તની હાલત તે આ દુનિયાની હાલતથી ચહડતી હાલત છે. તે સર્વ પ્રકારે ચહડતી છે, ગ્નાનની બાબતમાં તેમ નીતિમાન સદ્દગુણોની બાબતમાં. માટે તમારાં ગ્નાનને ખીલવતા રહો. તમારા સદ્દગુણોને ખીલવતા રહો.

આ દુનિયાની હાલત ઉપરથીજ એ બાબેનો વિચાર કરો. તમો મંડળીના દરજ્જાની એક ચોકસ હાલતમાં ઉછર્યા છો. હવે તમો ચહડતી પંકતીનાં માણસો સાથે ભેળાવા માંગો છો. ચહડતા વર્ગમાં જવા માંગો છો. ત્યારે કુદરતી છે કે તમો જે ચહડતા વર્ગનાં, ચહડતા દરજ્જાનાં માણસોની પંકતીમાં જવા માંગો છો, તે વર્ગનાં, તે દરજ્જાનાં માણસોની મોહેબત, મિત્રાચારી, માન જાળવવા માટે તમોએ ચહડતી પંકતીના સદ્દગુણો પ્રાપ્ત કરવા જોઇએ. તમો તેમ નહીં કરશો તો તેઓ તમોને માન અને મોહોબત સાથે પોતાની સંઘમાં કેમ દાખલ કરશે? એ મુજબ બેહેસ્તની હાલત છે. બેહેસ્તી ચહડતા દરજ્જાના આત્માઓની સંગતમાં જવા માટે તમો ચહડતું ગ્નાન, ચહડતા સદ્દગુણો અખત્યાર કરો.

૪. કુદરતમાં આપણુ જે ચોથી ચીજ જોઇએ છીએ તે ખુબ સુરતી (Beauty) છે. તે દાદારની મોટામાં મોટી પેદાયશથી નાનામાં નાની પેદાયશમાં એક પ્રકારની ખુબસુરતી છે. એક ખગોળશાસ્ત્રી પોતાની દુર્બીનથી આસ્માનને નેહાળતાં શુકરાનાં કરી પોકારશે કે "આહ! કેવો સુંદર દેખાવ." તેમ એક બારીક ચીજોનું અવલોકન કરનાર પોતાનું સુક્ષ્મદર્શકયંત્ર લેઇ અવલોકન કરતાં પોકારશે કે "આહ! કેવી સુંદર બનાવટ." ત્યારે બેહેસ્તની ચહડતી હાલતમાં તે દાદારની કરામતની એ સુંદરતા વધારે મોટા પ્રમાણમાં નજરે પડશે. તે નેહાળવા, તે પીછાનવા, તેની કદરશનાસી કરવા આપણે આપણી શક્તિઓને વધારે ખીલવવી જોઇએ.

૫. કુદરત જે પાંચમાં પ્રકારનો બોધ આપેછે તે સઘળે વ્યાપી રહેલી ખાસ મેહેરબાની (Kindness) નો છે. કુદરતમાં સઘળે એકમેકનું ભલું ઇચ્છવું (Benevolence) અને એકમેકનું ભલું કરવું (Beneficence) વ્યાપી રહેલુંછે. બેહેસ્તી હાલત માટે એ સદગુણો સંપાદન કરવાની જરૂર છે.

**બેહેશ્ત ભલાં કામનો બદલો નથી પણ ભલી જીંદગીનું પરીણામ છે:—** વિદ્વાન એડીસન પોતાના એક વિષયમાં બેહેશ્ત માટે બોલતાં જે કહે છે તે વાજબી છે, કે બેહેસ્તી થવા માટે આપણે બેહેસ્ત તરફ ભલાં કામોના બદલા તરીકેજ ફકત નહીં જોવું જોઇએ પણ ચાલુ ભલી જીંદગીનાં પરીણામ તરીકેજ જોવું. તે કહેછે કે—

Heaven is not to be looked upon only as the Reward, but as the natural effect of a religious life.

એડીસનની એ શીખામણ આપણે એક દુનિયાઇ દાખલાથી સમજવાની કોશેશ કરીયે. એવું ધારો કે એક કીસબી કારીગર છે. તે એક સુંદર ચીજ બનાવેછે. તેણે આજે એક સુંદર ચીજ બનાવી. એવું ધારો કે તે એક કુશલ ચીતારો છે અને તેણે એક સુંદર ચિત્ર બનાવ્યું. તે બનાવી તેથી સંતોષ પામી તેણે થોડોક વખત સુધી પોતાની પીછી હાથમાં નહીં લીધી. તે બે વર્ષ પછી પાછી પોતાની પીછી ધરે છે. તે એક બીજું સુંદર ચિત્ર બનાવે છે. વળી બે વર્ષ કાંઇ કરતો નથી. વળી એક સુંદર ચિત્ર બનાવે છે. હવે એક બીજો ચીતારો લેઓ, જે એક સુંદર ચીતાર ચીતારે છે. પણ તે, ચિત્ર ચીતારવા પછી સંતોષ લઇ પડી રેહેતો નથી અને પોતાની પીછીને બાજુ મુકતો નથી, પણ તે પીછી તે વાપરતો રહે છે. ત્યારે તે ચીતારો પોતાનાં પેહેલાં સુંદર ચિત્ર પછી, બે વર્ષ રહી, જે ચિત્ર ચીતારશે, તે પેહેલા ચીતારાનાં સુંદર ચિત્ર કરતાં વધારે સારૂં ચીતારશે. તે બીજાં ચિત્ર પછી પણ તે પોતાની પીછીને વાપરતો રહે છે અને ચિત્રો ચીતારતો રહે છે. તે બીજાં બે વર્ષ બાદ વળી જો કોઇ ત્રીજું ચિત્ર બનાવશે તો તે વધારે સરસ બનાવશે.

આ મુજબ બેહેસ્તી જીંદગી માટે સમજવું. જેમ તે ચીતારાનું પોતાની પીછી સાથનું ચાલુ અને ચાલુ કામ તેને વધારે અને વધારે કુશળ બનાવે છે તેમ આ જીંદગીમાં આપણે માટે સમજવું. નેકીનાં ખેતરમાં આપણ દરેકે ભલાં કામો કોઇક અવસરે યા કોઇ ચોકસ વખતે કરવાનાં નથી, પણ ચાલુ અને ચાલુ કરવાનાં છે. આપણે ચાલુ અને ચાલુ ભલી જીંદગી ગુજારવી જોઇએ, કે જે ચાલુ અને ચાલુ સુધરતી રહે અને ભલી (બેહ) જીંદગી ઉપરથી વધારે અને વધારે ભલી (બેહેતર) થતી જાય અને સર્વથી સરસ ભલી જીંદગી (બેહેસ્ત) તરફ આગળ વધતી જાય. કોઇક વખત માર્ગમાં આવ્યાં તો

ભલાં કામો કર્યાં, એ ઠીક છે. પણ તે પેલા પેહેલા ચીતારાનાં કામ સમાન છે, જેનાં ચિત્રો સુંદર બનવા છતાં પેલા બીજા ચીતારાનાં સુંદર ચિત્રોનાં જેવાં સુંદર નથી નિવડતાં.

ટેવ એક બીજો ખવાશ છે (Habit is Second Nature). એ નિયમ ઉપર આપણને બેહેસ્તી થવા એડીસન શીખામણ દે છે. ભલી જીંદગી ગુજારવામાં શરૂઆતમાં આપણને અલબતે મુશકેલી લાગશે. પણ આપણે ટેવ પાડીયે તો તે સાધારણ થઇ પડે. હમેશાં મેહેનતુ રહેવું, સીદ્ધે માર્ગેજ કામ કરવું, પ્રમાણીકપણેજ રોટી પેદા કરવી, વડાઓને માન આપતા રહેવું, આજુબાજુનાઓ તરફ મેહેરબાની રાખતા રહેવું, નિયમીત જીંદગી ગુજારવી; એ બાબતોમાં ટેવ પાડવાથી તે સદગુણો આપણા ખવાશમાં ભેળાઇ જાય છે, અને ત્યારે બેહેસ્ત એક પરીણામ તરીકે પોતાની મેળે આવે. તેને શોધવા જવું નહીં પડે. તે આ જેહાનથીજ શરૂ થાય.

**સેવટની બેહેશ્ત માટેની દુઆ**—આપણે ઉપર કહયું કે આપણાં પુસ્તકોમાં બેહેસ્ત માટે કહેવામાં આવે છે કે ત્યાં એક પછી એક પગલાં–હુમત, હુખ્ત અને હવર્ષ્તના પગલાં–ભરીને જવાય છે. આપણી આફ્રીને હફ્ત અમેશાસ્પંદમાં દુઆ ગુજારવામાં આવે છે કે એક પગલાંએ ૧૨૦૦ પગલાં જેટલું બેહેસ્ત તમારી નજદીક આવજો. તે દુઆ તમો સર્વનાં હકમાં હું ગુજારૂં છું. તે આફ્રીનના શબ્દોમાં હું નીચલી દુઆ ગુજારૂં છું:—

દહમાન કે પઇન મ્યજદ ફ્રરાજ રસીદ હેન્દ.
અજ ઇન મ્યજદ બહેર આમદન બહેર ગીરફ્તન.
હર ગામીરા હજારો દવિસ્ત ગામ વહિસ્ત રોશન ગરોથમાની બેહ પદીરાદ.
પ ફ્રરાજ આમદન કેર્ફે બેઅવૂજાયાદ. પ અવાજ શુદન ગોનાહ ઓએ બુન બેશવાદ.
ગએથી નેક બાદ મીનો વેહબાદ.
સર ફ્રજામ અશાહી બેઅવજાયાદ.
રવાન ગરોસમાનીબાદ. અશો બેદ દેરજી અથ જમ્યાત યથ આફ્રીનામી.

**અર્થ:**—મીજલસમા મળ્યા છો ભલાઓ આજ,
ફાયદો ને સવાબ મેળવવા કાજ.
ગુજારજો જીંદગી બા નેકી તમામ,
ભલાં હોજો તમનાં કાર અને કામ.
નજદ હોજો તમ માટે બેહેસ્તી મકાન,
એક કદમે સો કદમ નજદીક તે થામ.
કદમે કદમ વધજો સવાબ,
કદમે કદમ ઘટજો તમ પાપ.
જગમાં અહીં જો જો બહુ ખુશીને સુખ,
જેહાનમાં તે થજો હસતું તમ મુખ.
અશોઇમાં થજો વધારો બઉ,
બેહેસ્તનું તમ પામજો ભલું સુખ સઉ.
અશો તમને કરે તે પર્વદેગાર,
લાંબા કરે આયુશ પાક કેદેગાર.
દુઆ જે કરૂં છું તમને આ પળ,
ખોદા કરે આમીન! આમીન! સફળ!

# ગંજે દાદાર ઓહરમજદ.(¹)



ગોર્જ ખોરેહ અવજાયાદ. ઇન ક્ષુમને અર્દાફ્રવંશ એરસાદ. નીરંગ પીરોજગર બાદ. ખોરેહે બેહ દીને માજદયસ્નાન રવા બાદ અંદર હફ્ત કેશ્વર. નામચેસ્તીહાતર અંદર કામ બાદ. હસ્ત શહેરસ્તાન અંદર મુંબઈ શહેરસ્તાન, પોરી, પીરોજી, શાદી ઓ રામસ્ની. રવાન ખોરેહ ખોજસ્તે અવજુન બાદ, અવજુનતર બાદ. ખોરેહ ખોજસ્તે બાદ. ઇન ક્ષુમન અર્દાફ્રવંશ એરેસાદ. કેરા ગાહ રોજ શહેરયારી, ખેશ યજશને કર્દ હોમ, દરુન યશ્તે હોમ, ન્યજદ હમારાઇનમ. યો કર્દેહા પગંજે દાદાર અહુરમજદ રયોમંદ ખોરેહમંદ અમેશાસ્પંદાન એરેસાદ. અઓજ જોર નીરુ તગી અમાવંદી પીરોજગરી ઇન ક્ષુમને અર્દાફ્રવંશ એરસાદ.

અજ હમા પદીરફ્તાર બાદ. એમારા પુનાહી કેર્દાર, નીકી અંદાખ્તાર, અનાઇ પઇત્યાર દૂર અવાજ-દાસ્તાર, અયાફ્ત-ખાહ બાદ. કેરા દિગર ન્યજદ હજાર મર્દ ન્યજદ સાએમ સાખ્તમ. એમારા કમ-રંજતર આસાનતર. અઇની કર્દ યક અજ મા હજાર પદીરફ્તાર બાદ. નાચ ચેસ્તી અનુશેહ રવાન રવાંની. એર્વદ તેહમુરસ એર્વદ દીનશા અએદર યાદ બાદ અનુશે રવાન રવાની.

અર્થ—રોશન ખોરેહની વૃદ્ધિ થજો. આ ખુશનુદી અશો ફરોહરોને પહોંચજો. આ ક્રિયા ફતેહમંદ થજો. ભલી માજદયસ્ની દીનનું ખોરેહ હફ્ત કેશ્વર જમીનમાં ફેલાજો. સઘળાઓ નામ બનામ મોરાદે પહોંચો. શેહેરોમાં જે મુંબઇ શેહેર છે તેમાં આબાદી પીરોજી, શાદી અને રામશની હોજો. રવાનોનું મુબારક ખોરેહ જીઆદે થજો, વધારે જીઆદે થજો. ખોરેહ મુબારક થજો. આ ખુશનુદી અશો ફરોહરોને પહોંચજો. જેઓનો (આજે) વખત, રોજ અને હકુમત છે તેઓની મેં આરાધના કીધી છે, દરુન ઇજ્યા છે અને ન્યજદ કરૂં છું. એ સઘળું કીધેલું રયોમંદ અને ખોરેહમંદ દાદાર ઓહરમજદના ખજાનામાં અને અમશાસપંદોને પહોંચજો. આ (ક્રિયા)નું કૌવત, જોર, મજબુતી, શક્તિ, હિમ્મત અને ફતેહ, અશો ફરોહરોની ખુશનુદી માટે પહોંચજો.

હમો સઘળાઓ તરફથી (દાદાર ઓહરમજદને) એ કબુલ થજો. (તે સાહેબ) અમારૂં રક્ષણનો કરનાર, નેકીનો આપનાર, હલાકી અને મુસ્કેલી દૂર અને દફે કરનાર અને મોરાદો બખક્ષનાર થાઓ. બીજા કોઇ ન્યજદ કરે, હજાર મરદો ન્યજદ કરે તેમ મેં બની શકે તેમ કીધી છે. અમારી રંજ કમી થાઓ અને આસાન થાઓ. અમારી એક ન્યજદ હજારો ન્યજદની માફક કબૂલ થાઓ. નામ બનામ અનોશેરવાનવાળા રવાનોની અહીં યાદ હોજો. અનોશેરવાનવાળા એરવદ તેહમુરસ એરવદ દીનશાનાં રવાનની અહીં યાદ હોજો.

---

(૧) રોજ ૫ મો માહા ૨ જો શેહેનશાહી સને ૧૨૭૪ યઝદરજરદી, તા૦ ૧૮ મી અકટોબર ૧૯૦૪ ને વાર મંગળને દીને, મરહુમ એરવદ તેહમુરસ દીનશા અંકલેસરીયાની પેહેલાં વર્ષની બાજનું જશન તેવણના મીત્રોએ જરથોશ્તી અંજુમનનાં આતશબેહરામમાં મરહુમ શેઠ દાદાભાઈ નશરવાનજી કંટરાકટરવાળા દિવાનખાનામાં સાંજે કલાક ૫ ને અમલે કર્યું હતું. તે જશન થવા બાદ આવિષય ઉપર એક વાએજ કરવામાં આવી હતી.

**મરહુમ મીત્રની વરસી ઉપરથી મળતો ધડો**—આજે આપણે આપણા એક ભલા અને ભણેલા મીત્રનાં અમ્મર રવાનની યાદ કરવાને અને તે યાદ સાથ આપણું સર્વ કરેલું, ઉપર યાદ કરેલા ફકરામાં જણાવવા પ્રમાણે, તે દાદાર ઓહરમજદના ખજાનામાં (૫ ગંજે દાદાર ઓહરમજદ) પોંહોચાડવાને ભેગા મળ્યા છીએ. આ જીહાનમાં તેવણ માટે તે દાદારે નિમેલું કામ પોતાની શક્તિ મુજબ બજાવી તે ભાઇ ગયા છે. આપણુ સર્વને પણ કોઇ વખતે એમ આપણી જીંદગીનું કામ બજાવી જવાનું છે. તેવણનાં મરણ ઉપર એક વર્ષનો ચકરાવો તમામ થયો છે, જે ચકરાવો આપણ દરેકને આડકતરી રીતે કહે છે કે "ખબરદાર! યાદ રાખો કે તમો સર્વની તે દાદારે નિમેલી જીંદગીમાંથી એક વર્ષનો ચકરાવો તમામ થયો છે. માટે સેતાબ કરો. જે કરવું હોય તે કરી લેઓ."

**ચાર ચશ્મોનો મેળાપ**—વળી વર્ષના એ ચકરાવાની સેવટે, જ્યારે આપણે તેવણનાં અનુશે રવાનની યાદ કરવાને ભેગા મળ્યા છીએ, ત્યારે આપણે તેવણની તરફ, તેવણનાં કામોની તરફ, તેવણની જીંદગી તરફ એક ઉડતી નજર ફેંકયે છીએ. આપણામાંથી કોઇકો એ નજર મીત્રાચારીની મોહોબતથી ફેંકતા હોઇશું. કોઇક તે મોહોબત સાથે આભાર અને ઉપકારની લાગણી ઉમેરતા હશે. ઘણાકો, જેઓ નજદીકની મીત્રાચારીનાં કુંડાળાંમાં નહીં આવ્યા હશે, તેઓ તેવણનાં કોઇ કામો તરફ વખાણની નજર ફેંકતા હશે. જેમ આપણી તરફથી, તેવણ તરફ, આજના દિવસે તરેહવાર જૂદી જૂદી લાગણીઓ અને વિચારોથી, આપણા મનની, આપણા વિચારની નજર ફેંકાય છે, તેમ તેવણ તરફથી પણ, આપણ સર્વ તરફ, જૂદા જૂદા પ્રકારની લાગણી સાથની, વધુ ઓછી મોહોબત સાથની, અને વળી વધુ ઓછી આશા સાથની નજર ફેંકાતી હશે. પેલી સાધારણ કેહેતી પ્રમાણે, તેવણની અને આપણી શારીરીક ચાર ચશ્મ મળવાની બંધ થઇ છે, પણ આપણા મનની ચાર ચશ્મ મળતી બંધ થઇ નથી. આપણ ચાહીયે તો, જ્યારે પણ ઇચ્છા કર્યે ત્યારે, તે ચાર ચશ્મો મળે. તે મેળવવાની તેવણ તરફથી ખોટી હોય નહીં. તે મેળવવાની આપણા તરફની ખોટી હોય. આજે ત્યારે તેવી રીતે, આપણાં અને તેવણનાં મનની ચાર ચશ્મોને મેળવવાનો ખાસ અવસર છે અને તે અવસરનો લાભ લઇ આપણે આજે ભેગા મળ્યા છીએ.

**ચાર ચશમં મેળવી આપણે શું ચાહવું છે?**—આજ જેવા આવા અવસરે ભેગા મળી ત્યારે આપણે કાંઇ તે દાદાર પાસે ચાહવાનું છે. તે ચાહવાનું, તે દુઆ ગુજારવાનું જેમ તે મરનાર માટે છે, તેમ આપણ પોતા માટે પણ છે. તે મરનાર માટે આપણે દુઆ ગુજારવાની છે તે આ, કે તે દાદાર તેવણના રૂહને શાંતી બખશી તેવણના રૂહને યારી દે, કે તે પોતે ગરોથમાનને વધુ અને વધુ લાયક થાય. આપણે આપણ પોતા માટે જે ચાહવાનું છે તે આ, કે આપણી પોતાની વર્તણુક એવી નીવડે, આપણા પોતાના વિચારો વચનો અને કામો એવાં નિવડે, કે જેથી તે મરનારનું રૂહ ખુશી થાય. આપણે આજે ભેગા મળ્યા છીએ અને મરનારની નઇઅતે તે દાદારને યાદ કીધો છે, તેના અમેશાસ્પંદોને યાદ કીધા છે, તેનાં અશો ફરોહરોને યાદ કર્યાં છે, તે અશો ફરોહરો સાથ તેવણનાં પોતાનાં રવાનને અને ફરોહરને યાદ કર્યું છે; એ સઘળું આપણે એક ભલાં કામ તરીકે કર્યું છે અને તેથી તેવણનું રૂહ ખુશનુદ થયું હશે. આપણમાંથી કેટલાકોએ ઘણી મજબુતીથી આજની ક્રિયાનો છાપ, આજનાં ભણતરનો છાપ, આજના અવસરનો છાપ મન ઉપર માર્યો હશે. કેટલાકોએ થોડીક

મજબુતી સાથે માર્યો હશે. કેટલાકોએ કદાચ આજના મેળાવડાની ઘડી લેવા જેગ બાજુ તરફ પુરતી દરકાર સાથ નહીં જોયું હશે. આપણે ઘણી ભલી રીતે કે ઓછી ભલી રીતે કે વળી જરાક બેદરકાર રીતે આજના અવસરનો વિચાર કર્યો હશે, તોપણ આપણામાંથી કોઇ એવું નહીં હશે કે જેણે આ અવસરની આજની ક્રિયાને, આજનાં ભણતરને, આજના મેળાવડાને, એ સઘળાંને યા એ સઘળાંમાંનાં કોઇને પોતાનાં મન ઉપર કોઈ પણ છાપ મારવા વીના પસાર થવા દીધું હશે. મગજ આજુ બાજુ ગમે તેવું ભમવા છતાં, આજનો અવસર યા મેળાવડો યા તે ઉપરથી ઉપજતા વિચારો અથવા અહીં બોલાયલા શબ્દો આપણ સર્વનાં મગજ ઉપર થોડો કે ઘણો ભલો છાપ મારશે. ત્યારે આ મેળાવડો એક ભલું કામ છે અને તે આપણા મરહુમ મીત્રનાં રૂહને ખુશી કરશે.

**આજના વિષયની સુચના**—આજે મરનારની યાદમાં આપણ જે વિચારીશું, બોલીશું, યા કરીશું તે સેવટે શાને માટે? તે સર્વ કયાં પહોંચશે? આપણી ઈજશ્નેની આરાધના, દરૂનનું ઇજવું, મ્યજદ કરવી, એ સઘળું કયાં પહોંચશે? તે સઘળું, શરૂઆતમાં ગુજારેલી દુઆ મુજબ, તે દાદારના ખજાનામાં પોંહોચશે. એ બાબતે આજનો વિષય મને સુચવ્યો છે.

વળી આજના આવા હીંગામે મારે કાંઇ થોડાક શબ્દો બોલવા એમ મને જણાવવામાં આવ્યું. ત્યારે શું બોલવું તે ઉપર વિચાર કરતાં મરનાર માટે કુદરતી રીતે મને વિચાર આવ્યો. મેં વિચાર કર્યો કે મરનાર આપણ અતરે ભેગા મળેલા સર્વ કરતાં, અથવા કાંઇ નહીં તો મોટા ભાગ કરતાં, કેઇ બાબતમાં સરસ હતા? મારા મને તુરત જવાબ દીધો કે એવણ 'ગંજ અથવા ખજાનો' એકઠો કરવામાં આપણ સર્વ કરતાં સરસ હતા. એવણ ગંજની બાબતમાં આપણ સર્વ કરતાં તવંગર યાને શકિતવાન હતા. તન કશીને મેળવેલા પૈસાનો કેટલોક ભાગ, જે, તોવણ કદાચ ચાહતે તો, પોતાનાં તનનાં વધુ સુખ પાછળ ખરચી શકતે, તે તેવણે પુસ્તકનો પુરાણો ગંજ એકઠો કરવામાં વાપર્યો. ત્યારે તેવણના ગંજ અથવા ખજાના ઉપરથી, તે દાદાર ઓહરમજદનો ગંજ–ગંજે દાદાર ઓહરમજદ–વિચાર માટે એક પગલું હતું. તે સબબે આજનો વિષય મેં પસંદ કર્યો છે.

**આપણી ભલાઇ સેવટે દાદારના ખજાનામાં.**—આપણે વિચારેલું, બોલેલું યા કારેલું ભલું, સેવટે, દાદાર ઓહરમજદનાં ખજાનામાં પોંહોચેછે. મરનારનાં રૂહને યાદ કરાવ માટે શરૂઆતમાં આપણે જે ફકરો ભણ્યા તે ફકરા મુજબ, આપણે એ જોયું. આપણી ગાહમબારની આફ્રીનમાં પણ એવીજ રીતે કહેવામાં આવેછે કે એ સર્વ તે દાદારના ખજાનામાં પોંહોચેછે. ત્યાં કહે છે કે:—

હમાજોર બાદ અર્દાફ્રવંશ પીરોજગર, કે રાય યજશ્ને કર્દ હોમ, દરૂન યશ્ન હોમ મ્યજદ હમારાઇનમ. ચો કર્દેહા પ ગંજે દાદાર અહુરમજદ રયોમંદ ખુરેહમંદ અમેશાસ્પંદાન બેરસાદ.

અર્થ—ફ્તેહમંદ અશો ફ્રોહરો સાથે હમાજોર હોજો, કે જેઓ માટે મેં યજશ્ને કીધી, દરૂન ઈજ્યા, (અને) મ્યજદ કરૂં છુ. એ સઘળું કરેલું રયોમંદ અને ખોરેહમંદ દાદાર ઓહરમજદના ખજાનામાં અને અમશાસ્પંદોને પહોંચજો.

અયાફ્રત ખાસ્તારહોમ, કુ કારે કેર્દે યજશ્ને, દરૂન, મ્યજદ, દેહશ્ને એ અશુદાદ, રાદી, ... ઓ જોર–બરશ્ની, ઓ અશુઆન શ્નાયશ્ની દાદ, અવરે હમા કાર કેર્દે, અંદર દામ હમી

કુનમ નામચેસ્તી હાતર રવાન, અએમા અએદર બ હમ કેર્ફે ગુહાન કર્દ ઓ રાઇનીત. બ ખીશી પદીરસ્ની ઓ સ્નાયસ્ને ફ્રરવષ અશોઆન. ૫ ગંજે દાદાર ઓહરમજ્દ રયોમંદ ખુરેહમંદ અમેશાસ્પંદાન બેરેસાદ (ગાહામ્બારની આફ્રીન).

**અર્થ**—હું મોરાદ ચાહું છું, કે સવાબનાં કામો, (જેવાં કે) **યજશ્ને, દરૂન, મ્યજદ,** આશોદાદનું આપવું, સખાવત, અને જોરનું લઇ જવું, અને અશોને ખુશાલીનું આપવું અને બીજાં સવાબનાં કામો, જે હું આ પેદાયશમાં નામ બનામ રવાનોની નઇયતે કરૂં, તે તે ભલાંઓ([1])ના સઘળાં સવાબને માટે અહીં કીધેલાં અને ચાલુ થાય. તે અશોનાં ફ્રરોહરોની ખેશીમાં, તેઓને કબુલ થવામાં, અને તેઓની ખુશ્નુદી (સ્નાયશ્ને) માં (પોંહચો). તે રયોમંદ ખોરેહમંદ દાદાર ઓહરમજ્દના ખજાનામાં અને અમેશાસ્પંદોને પહોંચો.

**ગંજે દાદાર ઓહુરમજ્દ એટલે શું?**—ત્યારે આપણે વિચાર કર્યે કે દાદાર ઓહરમજ્દનો ગંજ અથવા ખજાનો તે શું? આફ્રીનગાન માડતાં તેના દિબાચામાં, ઉપર ઉતારેલા ફકરા મુજબ, આપણુ ભણીએ છીએ કે "યો કર્દે હા ૫ ગંજે દાદાર ઓહર-મજ્દ રયોમંદ ખુરેહમંદ બેરસાદ." એટલે "એ સઘળું કીધેલું રયોમંદ અને ખુરેહમંદ દાદાર હોરમજ્દનાં ખજાનામાં અને અમેશાસ્પંદોને પોંહોચજો." ત્યારે દાદાર હોરમજ્દનો ખજાનો તે શું? તે કયાં છે, કે જયાં આપણે આપણું સઘળું કરેલું (યો કર્દેહા), આપણી યજશ્ને અને દરૂન અને મ્યજદ પોહોંચાડીએ?

**દાદાર ઓહુરમજ્દનો ખજાનો બે પ્રકારનો**—આપણે એ બાબત ઉપર વિચાર કર્યે છીએ તો દિસે છે કે દાદર ઓહરમજ્દનો ખજાનો બે પ્રકારનો છે. I શારીરીક (material), અને II મીનોઇ (intellectual and moral). એજ સબબે દાદાર ઓહર-મજ્દ માટે આપણાં પુસ્તકોમાં બે રીતે બોલવામાં આવે છે. તે હાડમંદ દુનિયાને પેદા કરનારો છે, તેમ મીનોઇ દુનિયાને પેદા કરનારો છે. ત્યારે તે દાદારના એ બે પ્રકારના ખજાના તે શું છે? અને તે કયાં છે કે જયાં જઇને આપણે આપણું સઘળું કીધેલું—આપણા વિચાર, વચન અને કામ–તે ખજાનામાં પોંહોંચાડીએ.

**I. દાદાર ઓહુરમજ્દનો શારીરીક ખજાનો. તે શું છે?**—હવે દાદાર ઓહર-મજ્દનો શારીરીક ખજાનો તે શું, તે બાબે વિચાર કર્યે છીએ તો તુરત આપણી નજર આપણી આજુબાજુ જાય છે. સૂર્ય અને ચંદ્ર, સેતારાઓ અને ગ્રહો, પહાડો અને ખીણો, નદીઓ અને નાળાંઓ, ઝાડપાનો અને જાનવરો, અને સેવટે આપણુ માણુસ જાત, એ સર્વ તે દાદારનો શારીરીક ખજાનો છે. આ હસ્તી રમતી અને ખેલતી કુદરત તે દાદારનો ખજાનો છે. કુળ જગત્ત તે દાદારનો ખજાનો છે.

આજે આપણે "મ્યજદ કરી," તે માટે જે મ્યજદ એટલે ફુલ, ફળ, દુધ, દારૂ, પાણી, આતશ હાજર કર્યા છે તે, તે દાદારનો ખજાનો છે. તે દાદારનો ખજાનો, તે સાહેબની સ્તુતી અને યાદ કરતી વખતે, આપણે હાજર કર્યે છીએ, અને ગોયા તે દાદારને કહીયે છીએ કે "આ સઘળું તારૂં છે. આ સઘળો તારો ખજાનો છે. આ સઘળી તારી નેઆમત છે." એ સઘળું અમારા ભોગવટા માટે તેં અમોને બક્ષ્યું છે. અમોએ તારી નેઆમતોની વૃદ્ધી કરી છે, અમોએ ખેતી કરી છે, બાગો બનાવ્યા છે, મેહેનત કરી ફુલ ફળો ઉગાડયાં છે. એ સઘળું તારૂં, તારૂં અને તારૂં જ છે. તે તારી આગળ રજુ

(૧) ગુહાન=વેહાન.

કરી, ઓ દાદાર ! અમો તારો આભાર માનીયે છીએ અને વધુ નેઆમતો માટે દુઆ ગુજાર્યે છીએ."

**દાદારનો એ શારીરીક ખજાનો કયાં છે?**—જ્યાં પણ દાદાર હોરમજદ છે ત્યાં એ ખજાનો છે. દાદાર હોરમજદ સર્વવ્યાપક છે. ત્યારે તેની સાથે સર્વ જગ્યાએ તેનો પેદા કરેલો એ ખજાનો છે. તે દાદાર મારાં શરીરમાં છે અને મારા શરીરની બાહાર છે. તેની સાથે ત્યારે તે દાદારનો ખજાનો મારાં શરીરમાં છે અને શરીરની બાહાર છે. તે દાદારનું મકાન બુલંદ આકાશમાં ગણાય છે. ત્યારે તે આકાશ અને તેમાં ચળકતા હજારો હજાર અને લાખો સેતારાઓ તે દાદારનો ખજાનો છે.

**તે દાદારના ખજાનામાં આપણું કીધેલું પોહોંચે એટલે શું?**—હવે ત્યારે આપણે વિચાર કર્યે, કે આફ્રીનગાન ભણતાં આપણે જે કહીયે છીએ, કે આપણું સઘળુ કરેલું તે દાદાર હોરમજદના ખજાના (ગન્જ) માં પહોંચે, તેની મતલબ શું? તેની મતલબ આ કે તે દાદારની પેદાયશની આપણુ સર્વએ વૃદ્ધી કરવી. તે પેદાયશોની નેઆમત આપણાં સર્વ ભાઇબંધોને આસાનીથી મળે તેવાં કામમાં ભાગ લેવો.

ઝાડપાન તે દાદારની પેદાયશ છે, તેના ખજાનાનો એક ભાગ છે. ત્યારે આપણે તે ઝાડપાનની વૃદ્ધી કરવી. પેલી કહેતી તરીકે મશહુર થયલા શબ્દોમાં "જે ધણી જ્યાં એક ઘાસનું તણખું ઉગતું હોય ત્યાં બે ઉગતાં કરે" તે માણસ જાતનો ખેરખાહ ગણાય. તેણે પોતાનું કીધેલું તે દાદારના ખજાનામાં પહોંચાડેલું કહેવાય. તેણે દાદાર હોરમજદના ખજાનાની વૃદ્ધી કીધેલી કહેવાય. ખેતીવાડી, એ સબબે, જરથોસ્તી ધર્મમાં એક સ્તુતીપાત્ર કામ ગણાયું છે.

પાણી તે દાદારનો ખજાનો છે. તે ઘણીક જગ્યાએ થોડુંક ઘણું હાજર છે. જ્યાં તે સપાટી ઉપર હાજર નહીં હોય, અને તેથી તમારા માણુસ ભાઇબંધોને અથવા પશુ ઢોરોની જાનવર પેદાયશોને તે સેહેલાઇથી મળી શકતું નહીં હોય, તો ત્યાં કુવા અને તળાવો ખોદાવો, પાણીનાં બાંધકામો કરો અને પાણી સપાટી ઉપર મેળવી આપો. એ ત્યારે તે દાદારના ખજાનામાં તમારૂં કીધેલું પહોંચાડવા બરાબર છે.

હવા તે દાદારનો ખજાનો છે. જેમ તે સ્વચ્છ હોય તેમ તે વધારે કીમતી ખજાનો કહેવાય. ગીચ શેહેરો યા પરાંઓ યા મોહલ્લાઓમાં તમારા મનુષ્ય ભાઇબંધોને હવા સ્વચ્છ નહીં મળતી હોય તો તે તેઓને સ્વચ્છ મળે તેવી કોશેશ કરો. સ્વચ્છ હવાની નેઆમતો તેઓ ભોગવે, એવાં તેઓ માટે મકાનો બાંધો. હવા ફેરફાર કરવાનાં સ્થળો ઉભાં કરો. એવાં કામો ત્યારે તે દાદારના ખજાનામાં તમારૂં કીધેલું પહોંચાડવા બરાબર છે.

II. **તે દાદારનો મીનોઇ ખજાનો**—હવે તે દાદારના શારીરીક (material) ખજાનાની બાબત ઉપરથી આપણે નહીં-શારીરીક (immaterial) એટલે મીનોઇ ખજાનાની બાબત ઉપર આવીએ. આપણુ માણુસ જાતને આપણી પાંચ ઈંદ્રીઓથી જે પણુ કાંઇ સ્પર્શીય (tangible) થાય તે, તે દાદારનો શારીરીક અથવા હાડમંદ ખજાનો છે. જેબી કાંઇ પાંચ ઈંદ્રીઓથી સ્પર્શીય નહીં થાય તેવો (untangible) ખજાનો તે, તે દાદારનો મીનોઇ ખજાનો છે.

**મીનોઇ ખજાનાના બે પ્રકાર**—તે દાદારનો એવો મીનોઇ ખજાનો બે પ્રકારનો છે. ૧, જ્ઞાનનો (intellectual) અને ૨, નીતિનો (moral). શારીરીક ખજાનાની સાથે એ

ખજાનો મેળાયલો છે. શારીરીક પદાર્થની નજરે પડતી બાજુની પેલે પાર, જેની કાંઇ અણદીઠ છે, તેનું જ્ઞાન અને ભાન એ પ્રકારનો ખજાનો છે.

શારીરીક ખજાનાની માફક જ્યાં પણ દાદાર છે, જ્યાં પણ તે દાદારનું મથક છે, ત્યાં એ જ્ઞાનનો, એ નીતિમાન સદગુણોનો ખજાનો છે. એ જ્ઞાનને લીધે, તે દાદાર "હરવેસ્પ આગાહ" ગણાયો છે. નીતિમાન સદગુણોની સંપુર્ણતાને લીધે, તે દાદાર, ઓહરમજ્દ યસ્તમાં વર્ણવેલાં નામો અને એલકાબો, પામ્યો છે.

**૧ જ્ઞાનનો ખજાનો**—તે દાદારની શારીરીક પેદાયશોના સંબંધનું માણસ જાતનું જ્ઞાન વધારવું, તે, તે દાદારનો જ્ઞાની ખજાનો વધારવા બરાબર છે. એક અજ્ઞાન માણસ બુલંદ ખોર્શેદને અને ચળકતા માહાતાબને જોઇને અજબ થાય અને તે ઉપર પ્રસન્ન થાય. પણ જો તે સૂર્ય અને ચંદ્રની ચાલ બરાબર સમજે, કે કેવી નિયમિત રીતે તેઓ ફરે છે, શું સબબે તેઓ ફરે છે, તેઓની એવી ચાલ ઉપર જગતનો કેવો નિયમિત રીતનો આધાર છે, તો તેથી તે દાદારના એ બુલંદ પદાર્થો ઉપર વધારે સહમજદાર રીતે ફીદા થાય. ત્યારે એ બાબતોનું ખગોળવિદ્યાનું જે જ્ઞાન એક જ્ઞાની આદમી પોતાના બીજા અજ્ઞાન આદમીને આપે તે, તે દાદારનાં જ્ઞાનના ખજાનામાં પોતાનાં કાધેલાંને પહોંચાડે છે.

**૨ નીતિમાન ખજાનો**—તે દાદારે પોતાનો શારીરીક ખજાનો કુળ માણસ જાત માટે પેદા કર્યો છે. જેઓ ચાહે તેઓ તેનો ભોગવટો કરી શકે. જેઓ ચાહે તેઓ તેનું જ્ઞાન મેળવી શકે. પણ ઘણાક સંજોગોને લીધે-કાળ, સ્થળ અને સ્થિતીના સંજોગોને લીધે-સર્વ માણસો એક સરખી હાલતના હોતા નથી. માટે તે દાદારની નેઆમતોના ભોગવટામાં ફેરફાર પડી જાય છે. તેનો ભોગવટો કેટલાકોને આસાનીથી મળે છે તો કેટલાકોને મુશ્કેલીથી મળે છે. એવી મુશ્કેલી માણસ જાત ઉપર કેટલાંક દુઃખો લાવી મેલે છે. તે દાદાર ડહાપણનો ભંડાર છે, માયાનો માલેક છે, પ્રિતીનો પીતા છે, ખુબીનો ખાવીંદ છે, દયાનો સાહેબ છે. તેના એ સદગુણો તે, તે દાદારનો નીતિમાન ખજાનો છે. ત્યારે જે માણસ એ સદગુણો અખત્યાર કરી પોતાના મનુષ્ય ભાઇબંધોનાં ભલાં કાજે તેઓને અમલમાં મેલે અને તેઓને સહાય થાય તે માણસે તે દાદારના ખજાનામાં પોતાનું કાધેલું પોહોંચાડેલું કહેવાય.

**તે દાદારના ખજાનામાં વધારો કરનાર ભાગ્યશાળીઓ**—તે દાદારના ખજાનામાં એમ વધારો કરનારાઓ ખરા ભાગ્યશાળી ગણાય છે, ખરા પનોતા ગણાય છે. એવા ભલા આદમીઓ પોતાની એક હાજરીથી હજારોની ગરજ સારે છે, હજારોની આફત ટાલે છે, હજારોનું રક્ષણ કરે છે, હજારોના પાલનહાર થાય છે, અને હજારોનો છુટકારો કરે છે. આફ્રીનગાન માંડતાં ભણનાર એજ અર્થે કહે છે કે "કેરા દિગર મયજદ હજાર મર્દ મયજદ શાયમ સાખ્તમ. એમારા કમ-રંજતર આસાન્તર. અઇની કર્દે યક અજ્ઞ મા હજાર પદીરફતાર બાદ" એટલે "બીજા કોઇ મયજદ કરે હજાર મરદો મયજદ કરે તેમ મેં બની શકે તેમ કીધું છે. અમારી રંજ કમી થાઓ અને આસાન થાઓ. યાને અમારી એક મયજદ હજારો મયજદની માફક કબુલ થાઓ." એ શબ્દો ભાવાર્થથી ભરપુર છે. તે કહે છે કે ખરાં જીગરની બંદગી અને ક્રિયા કરીને તે દાદારથી પસંદગી પામેલો શખ્સ તે દાદારના ખજાનામાં કીંમતી વધારો કરી હજારોનું સંકટ ટાળે છે. પેલી કહેવત છે કે "એકના પાપથી વહાણ ડુબે." એટલે એક માણસ ઘણો બુરો હોય કે જેની સામટી બુરાઇને તેની સાથનાં વહાણમાં બેઠેલાં ઘણાકોનું પુન પહોંચી વળે નહીં યાને જેની બુરાઇ

તેઓની સામટી ભલાઇ કરતાં વધુ હોય, તે કુદરતી કાયદા પ્રમાણે, સજા તરીકે પોતે ડુબે અને સાથે પોતાના સંગતવાળાઓને પણ ડુબાડે. તેમજ બીજા હાથ ઉપર એક ભલો પરેહજગાર પોતાની ભલી કરણીની બરકતથી બીજા ઘણાકોને સંકટમાંથી બચાવી શકે.

**જેનેસીસમાં 'સોદોમ'નો દાખલો**—ખ્રિસ્તી ધર્મ પુસ્તક જેનેસીસ (બાબ ૧૮) માં કહે છે કે ખોદાતાલાએ "સોદોમ," જે ઘણું ગુનેહગાર અને બુરૂં શેહેર નીકળ્યું હતું, તેને સજા કરવાનો ઠરાવ કીધો અને તેનો નાશ કરવા ફરેસ્તાઓને મોકલ્યા. ત્યારે એબ્રાહામે ખોદાતાલાને અરજ કીધી કે "શું તું ગુનેહગારોની સાથે નેક આદમીઓનો પણ નાશ કરશે? કદાચ તે આખાં બુરાં શેહેરમાં ૫૦) આદમીઓ નેક હશે. ત્યારે તો નેક અને બુરા સર્વને એક સરખીજ સજા થયલી ગણાશે." ત્યારે ખોદાતલાએ જવાબ આપ્યો કે "જો તે શેહેરમાં ૫૦) ભલા હશે તો તેઓને ખાતર હું સઘળાઓને બચાવીશ." ત્યારે એબ્રાહામે કહયું કે "એવું ધાર કે ૫ જણુ કમી હોય એટલે કે ૪૫ જણુજ ભલા હોય તો શું તે ભુંડાઓ સાથે ૪૫) ભલાઓનો પણ નાશ કરશે?" ત્યારે ખોદાતાલાએ કહ્યું કે "જો ૪૫ ભલા નીકળશે તો તેઓને ખાતર પણ હું સઘળાઓને બચાવીશ." એ મુજબ વધુ વાતચીત થતાં સેવટે ખોદાએ ૧૦) ને ખાતર પણ સઘળાઓને બચલાએ મરજી જણાવી.

**તે દાદારના ખજાનાની બાબતની તપાસનું તાત્પર્ય**—ત્યારે "ગંજે દાદાર હોરમજદ" એટલે દાદાર ઓહરમજદના ખજાનામાં આપણું કીધેલું કેવી રીતે પોહોંચાડવું, તે બાબતની આ તપાસનું તાતપર્ય આ છે, કે આપણુ સર્વએ તે દાદારની શારીરીક પેદાયશની વૃદ્ધી કરવી. એક પેદાયશની એકવીસ કરવી. જ્યાં એક ઘાસનું તણખું ઉગતું હોય ત્યાં પાણી વગેરેની આબાદી કરી વધુ ઉગતાં કરવાં. વિદ્યા, એલમ, હુન્નરો ખીલવી, દેશના એલમ હુનરો અને ઉદ્યોગોને આગળ વધારવા. સઘળાઓને રજક રોજી મેળવતા કરવા. જ્યાં એક આદમી હોય ત્યાં એકના એકવીસ કરવાં.

પણ એ તો ફક્ત શારીરીક બાબત થઇ. એ ઉપરાંત તે દાદારના ખજાનામાં આપણું કીધેલાંને પોહોંચાડવા માટે તેની પેદાયશ બાબેનાં જ્ઞાનનો વધારો કરવો. તેના નીતિમાન સદગુણો અખત્યાર કરી તે આજુબાજુ ફેલાવવા. એ સઘળું ભલી ભલાઇને ખાતર કરવું. એમ કરવું તે, તે દાદારના ખજાનામાં આપણું કીધેલાંને પોહોંચાડવા બરાબર છે. તે દાદારના ખજાનાની વૃદ્ધી કીધા બરાબર છે. તે દાદાર જે આપણામાં રયોમંદ અને ખોરેહમંદ ગણાયો છે તેનું નુર અને ખોરેહ વધારવા બરાબર છે. ખ્રીસ્તી ધર્મ પુસ્તકો આપણને જે કહે છે કે "આપણે આપણાં કામો તે દાદારની કીર્તિ અને માન ખાતર (To the Glory and honour of God) કરવાં," તે આપણાં આ શબ્દો, કે "દાદાર ઓહરમજદના ખજાનાને આપણું કીધેલું પોહોંચતું કરવું" તેનું બીજું રૂપ છે.

# મરનારો આપણો ઉસ્તાદ. (૧)



એર્વદ કાવસ એ. એદલ અએદર યાદબાદ અનુશે રવાંન રવાની.

**અર્થ**—અનુશેરવાંનવાળા એર્વદ કાવસ એ. એદલની અહીં યાદ હોજો.

**આજનો અવસર**—આજે આપણે એક ભલા પુરૂષની બાજ કરવાને ભેગા મળ્યા છીએ. મરહુમ કાવશજી એદલજી કાંગા, જેવણના આ દુનિયાથી ગુજર પાંમવાને આજે બરાબર એક વર્ષ થયું છે. તેવણના આપણ મીત્રો અને શાગેર્દો આજે તેવણની યાદ કરવાને ભેગા મળ્યા છીએ. મરહુમનાં મરણથી જરથોસ્તી તોલાએ એક ભલા અને ભણેલા અને નકલ કરવાજોગ ધર્મગુરૂ ખોયા છે. ઇરાંની સાહીત્યએ અને તેમાં તેની અવસ્તા ભાષાની શાખાએ એક ચહડતી પંકતીનાં પુજારી અભ્યાસી ખોયા છે. તેવણનાં શાગેર્દોએ એક રેહબર ઉસ્તાદ ખોયો છે, અને તેવણનાં મીત્રોએ એક ભલો દીલસોજ યારબાજ મીત્ર ખોયો છે. અલબતે આ આપણ સર્વને મનથી એક ખોત છે. આ દુનિયાના આપણાં ઉપર તપકેનાં વીચારથી તે એક ખોત છે. પણ તે ખોતમાં પણ એક દીલાસો છે,અને તે આ છે કે જેવી રીતે મરનાર પોતાની જીંદગી ગુજારી ગયા છે તેવી રીત આપણને માટે ઘણું વીચારવાનું, ઘણું શીખવાનું, ઘણો ધડો લેવાનું, ઘણું યાદ કરવાનું રજુ કરે છે. આજે આપણે તેવણની યાદ કરવાને ભેગા મળ્યા છીએ ત્યારે તેવણની પોતાની યાદ સાથે, તેવણ પોતા માટેની યાદ સાથે, ઉપર જણાવવા પ્રમાણે, તેવણ પોતાની જીંદગી જે રીતે ગુજારી ગયા છે તે રીત ઉપરથી આપણ પોતા માટે પણ આપણે ઘણું યાદ કરવાનું છે. મરહુમ એર્વદ કાવશજી આપણ સર્વને મોટે ભાગે એક ભલા અને ભણેલા ઉસ્તાદ તરીકે જણાયલા હતા. તેવણ પોતાની ઉસ્તાદીથી આપણને જીવતાં જીવત જણાયલા હતા. પણ તેવણનાં કેટલાક સદગુણો એવા હતા કે જે મરણ બાદ પણ આપણની ઉસ્તાદી કરે, જો આપણ તે હમેશાં આપણાં મનમાં રાખ્યે અને તે પ્રમાણે ચાલવાની કોશેશ કર્યે તો.

**મરનાર માટેની બંદગી અને મરનારનાં નામથી આપણ માટે બંદગી.**—આપણ સાધારણ શબ્દમાં બોલ્યે તો મરનાર માટે આપણે આજે બંદગી કરવા ભેગા મળ્યા છિયે. મરનાર માટે તે દાદાર હજુર આપણી બંદગી—અથવા બરાબર બોલ્યે તો તે દાદાર હજુર આપણ નાકેસ બંદાઓની બંદગી જાહેર કરી ગુજારેલી આપણી દુઆ—આ છે કે "ઓ બક્ષીસનાં કરનાર રહેમવંત મેહેરબાંન ખોદા! અમારા મરહુમ મીત્ર, અમારા મરહુમ ઉસ્તાદ, જેવણ તું દાદારની દરગાહમાં આવ્યા છે, તારી પોસ્તપનાહી હેઠે આવ્યા છે, તેવણ માટેની અમારી આ મોરાદ બક્ષ કે તેવણનું રૂહ ખુશાળી અને શાંતી જોય, તેવણનું અનુશે રવાન અશોઈનાં માર્ગ ઉપર આગલ ને આગલ વધે."

---

(૧) આ વિષય ઉપર રોજ ૨૮ માહ ૬ શેહનશાહી સને ૧૨૭૪ યજદજરદી, તા૦ ૧૦ માર્ચ ૧૯૦૫ ને વાર સુકરને દીને, મરહુમ એરવદ કાવશજી એદલજી કાંગાની પેહેલાં વર્ષની બાજ એવણનાં મીત્રોએ કીધી હતી તેનાં જશન બાદ, સાંજે કલાક ૫ ને અમલે, એક વાએજ જરથોસ્તી અનજુમનનાં આતશબેહરાંમમાં કીધી હતી.

આપણુ ફક્ત મરનાર માટેજ બંદગી કરવા યાને બંદગી જાહેર કરી દુઆ ગુજારવા ભેગા મલ્યા છીએ એટલુંજ નહિ, પણુ મરનારની નૈયતે મરનારનાં નામની યાદ સાથે આપણુ પોતા માટે પણુ બંદગી કરવા અને બંદગી જાહેર કરી દુઆ ગુજારવાને ભેગા મળ્યા છિયે. માટે તે દાદાર હજુર આપણુ તેવણુના મીત્રોની તેવણુનાં નામની યાદ સાથે દુઆ ગુજારી આ છે કે "ઓ દાદાર! તું એવી બક્ષેશ અમારા ઉપર કર, કે મરહુમનું નામ અને મરહુમનાં કામો અમારી ઉરતાદી કરી અમો ઊપર વધુ ને વધુ અસર કરતાં રહે. મરનારની યાદ, મરનારની જીંદગી, વર્તણુંક અને કામોની યાદ અમારા મનમાં તાજી રહે કે તેની બરકતથી અમો પણુ અમારાં જીંદેરવાનમાં અશોઇનાં માર્ગમાં આગળ અને આગળ વધતા રહીએ."

**આપણી યાદથી મરનારને ખુશી**—આજે આપણે ભેગા મળ્યા છીએ તેથી અલબતે મરનારનું રૂહ ખુશી થશે. આપણુ તે દાદાર હજુર તેવણુ માટે જે દુઆ ગુજારીશું, અશોઇનાં માર્ગમાં તેવણુનો હજુર આગલ અને આગલ વધારો થાય તે માટે આપણુ જે દુઆ ગુજારીશું, તેથી અલબતે તેવણુનું રૂહ ખુશી થશે. પણુ તે કરતાં મરનારનું રૂહ વધારે ખુશી આપણી બીજા પ્રકારની દુઆગુજારીથી, આપણી બીજા પ્રકારની તે દાદાર હજુરની દુઆ-ગુજારીથી થશે કે જે દુઆગુજારી અર્જગુજારીમાં આપણે માંગીએ છીએ કે મરનારનાં નામની યાદ સાથે, મરનારનાં કોઇ સદગુણોને સ્મર્ણ કરવા સાથે આપણે પોતે અશોઇનાં ભલા માર્ગ ઉપર આગળ વધીએ. આપણા ધર્મપુસ્તકના આ વારે ઘડીએ બોલાતા શબ્દો છે કે ગુજર પામેલાંઓનાં રવાન અશોઇના ભલાં કામોથી ખુશાળ થાએ છે. ત્યારે જો આજે આપણે મરનારનાં નામની ભલી યાદ સાથે મરનારનો દાખલો લઈ ભલા નીવડવાનો શુભ વીચાર કરીએ અને તે ઉપર અમલ કરતા થઇએ તો તેથી મરનારનું રૂહ ખુશી થાય.

**મનશ્નની અને ગવશ્નની કરતાં કુનશ્નની એક રીતે સર્વોત્તમ**—મનશ્ની, ગવશ્ની અને કુનશ્નીમાં, વિચાર, વચન અને કામમાં એક રીતે મનશ્ની સર્વથી ઉત્તમ છે, સર્વોપરી છે, સર્વથી સરસ છે, કારણકે ભલા વિચાર વચન અને કામનો આધાર ભલી મનશ્ની અથવા હુમત ઉપર રહે છે. ભલો વિચાર પણુ એક બંદગી સમાન છે. કહે છે કે પેલા જર્મન ફીલસુફ હેગેલ (Hegel) ને એક દિવસે, જે ઘરમાં ને રહેતો હતો તે ઘરની ઘરધણીઆની (Land lady)એ ઠપકો આપ્યો કે "આતવારે તમો દેવલમાં કેમ નથી આવતા?" ત્યારે હેગેલે જવાબ આપ્યો કે Meine liebe frau das dinken ist auch Gottes dienst (My dear Madam! To think is also a Divine service), એટલે "ઓ મેહેરબાન બાનુ! (ભલો) વીચાર કરવો, એ પણુ ખુદાતાલાની સેવા કરવા બરાબર છે." પણુ બીજી રીતે મનશ્ની કરતાં ગવશ્ની, એટલે વીચાર કરતાં વચન, અને ગવશ્ની કરતાં કુનશ્ની, એટલે વચન કરતાં કામ, વધારે ચહડીઆતાં વધારે અસરકારક છે. કુનશ્ની અને કામમાં, મનશ્ની અને ગવશ્ની, અને વિચાર અને વચન નજરે પડતું સ્વરૂપ લે છે. એ રીતે જોતાં, મરનારોની બાજને દીને, આપણે મરનારોને પોતા માટે જે દુઆ દાદાર હજુર ગુજારીએ તેથી તે મરનારો ખુશી થાય, તેનાં કરતાં તે મરનારોની નઇઅતે, તે મરનારોનાં નામ અને કામની ભલી યાદ સાથે, તે મરનારોનાં ભલા અને રૂડા દાખલાથી આપણુ પોતા માટે જે દુઆ ગુજારીએ અને તે દુઆ ગુજારી અશોઇનાં ભલા અને રાસ્ત માર્ગ ઉપર ચાલવુ કર્યે, તેથી તે મરનારો વધારે ખુશી થાય, કારણુ જયારે પેહેલી દુઆ, મરનારો માટેની આપણા વીચાર અને વચનની દુઆ, મનશ્ની અને ગવશ્નીનાં તબક્કા

ઉપરજ અટકી રહે છે, ત્યારે મરનારોના નામ અને કાંમની યાદથી મરનારોનો દાખલો લેઇ ભલાં કામો કરવાની આપણી કોશેશ, કુનસ્નીનાં યાને કામનાં ત બકકા ઉપર આગળ વધે છે.

**મરનારો આપણા ઉસ્તાદ**—વારે ધડીએ કહેવાયલું છે કે "મરણ એક વાએજ સમાંન છે," એટલે એક માણસનાં મરણ ઉપરથી એક ચતુર આદમી ચાહે તો, અને પોતાના વીચારોને રમતા મેલે તો એક સરસમાં સરસ વાએજ સમાંન બોધ લે. મરણ ધણાક પ્રકારે એમ ઉસ્તાદ સમાંન સેવા બ જાવે.

(ક) દર રોજ વર્તમાંન પત્રોમાં આપણે મરણની ટીપ વાંચીએ છીએ. તે ટીપ આપણ ચાહીએ તો, આપણ માટે એક વાએજ સમાન છે. ફલાંનો ફલાંનો ધણી ગુજરી ગયો એટલી વાકેફીજ ફકત આપણે તે ટીપ ઉપરથી લેવાની નથી પણ ચોંકી, ચપલ રહી, તે ઉપર ઘણું વિચારવાનું છે કે આપણ પોતા માટે પણ એવો કોઇ વખત આવશે, અને તે ટીપમાં કોઇ વખત આપણું નામ પણ કોઇ બીજાઓ વાંચશે. તે વિષેનો સામાન્ય વિચાર બાજુ મેલી, આપણે તેની ટીપ ઉપરથી આપણ માટે વાએજ સમાન બીજા ઘણા વિચારો કરવાના છે. કેટલીક ધડીઓ ફોકત ગઇ, કેટલીક ટકો ચુકયા, કેટલીક બાજી હાથમાંથી ગઇ. હવે પછી તેમ ફોકત ન જાય, તે ન ચુકાય, તે હાથથી ન જાય, તે માટેનાં વિચારો મરણની આવી ટીપોથી આપણે કરવાનાં છે.

(ખ) આપણે ધણીક વાર કોઇ મરનાર મીત્ર યા ખેશી યા ઓળખાંણવાળાની યા તેનાં ખેશીનાં મરણની મીજલસોમાં જઇએ છીએ તે આપણે મરનાર તરફની આપણી ફરજ સમજીને અથવા મરનારનાં જીવતાં વાહલાંઓ તરફ તેનાં દુ:ખમાં આપણી દીલસોજી દેખાડવાની ફરજ સમજીને જઇએ છીએ. પણ એ ફરજ બજાવવા સાથ આપણે પોતા માટે ત્યાં વાએજ સમાંન ધણો ધડો લેવાનું છે.

(ગ) આપણે ફર્વદીઆંનનાં દીવસોએ આપણી અવલ મજ઼લ પોહોંચાડવાની જગ્યાની મુલાકાત લેઇએ છીએ તે એવા વિચારથી કે આપણે તેમ કરી આપણાં ગુજરેલાં વાહલાંઓ તરફની ફરજ બજા લાવીએ છીએ. એ ખરૂં છે. પણ તે સાથે એ મુલાકાતો આપણે પોતા માટે ધડો લેવા કાજે વાએજ સમાંન થવી જોઇએ.

આ મુજબ ત્યારે મરણ આપણ માટે એક ઉસ્તાદ સમાંન છે. હીંદુઓનાં ઉપાનીશદમાં એક જગ્યાએ એમ મરણને મોટામાં મોટો ઉસ્તાદ ગણ્યો છે. હવે ભલાં મરણ પાંમેલાંઓ પણ એવાજ વીચારથી આપણ સર્વ માટે ઉસ્તાદ સમાંન છે. એક લખનાર અસરકારક રીતે એ બાબે કહે છે કે:

Through history, it was always the dead who were upheld as monitors to the living, with a view of inspiring heroism, subjective devotion and other traits of nobleness essential to cultivate."*

એટલે—"કુલે તવારીખમાં હમેશાં ગુજરેલાંઓને જીવતાંઓના ઉસ્તાદ તરીકે ગણેલા છે. તે એવા વીચારથી કે તેઓ દેલાવરી, ભક્તિભાવ અને બીજી ઉમદા ખાશીએતો, જે ખીલવવાની જરૂર છે, તેની જીવતાંઓને બુધ્ધી આપે."

* C. M. Salway, Asiatic Quarterly Review, October, 1895 428.

આ શબ્દો આપણને આજે આપણા મરહુમ મીત્ર, જેવણની યાદ માટે આજે આપણે ભેગા મલીઆ છિયે, તેવણના સંબંધમાં વધારે અગતનાં લાગે છે. આપણાંમાંથી ઘણાકોનાં તેવણ પોતાની જીંદગીમાંજ ઉસ્તાદ હતા. તેવણ તરફથી આપણ દીનનાં પુસ્તકોની ભાષાનું ગ્નાન મેલવતા હતા. તે સાધારણ ગ્નાન મેલવતી વેલા આપણ તેવણનાં સંબધમાં આવી તેવણનાં કેટલાક સદગુણોનાં પણ સંબધમાં આવતા.

**એ મરહુમ ઉસ્તાદનાં સદગુણો. (ક) મર્યાદશીલતા**—મર્યાદશીલતા ( modesty ) એ એવણનો પેહેલો અને ઉમદા સદગુણ હતો. તે તેવણનાં લખાણોમાં, તેમ તેવણનાં વચનોમાં, તેવણની શીખવણીમાં તેમ તેવણનાં કામોમાં પણ જોવામાં આવતો. ઘણું જાણી થોડું જણાવવાનો તેવણ એકરાર કરતા. પોતાનાં તરજુમાઓમાં જો કોઇ બાબત પોતાને ન સમજ પડતી તો તે ખુલ્લી કબુલ કરતા. વાતચીતમાં પણ તેવણ મર્યાદનશીલ હતા. જાહેર કામકાજોમાં પણ તેમજ હતું. જે નહીં ખબર હોય તેમાં ગ્નાની હોવાના વિચારથી ખોટો ખુલાસો કરી બીજાઓને ખોટે માર્ગે મેલવાને બદલે બોલ્લું ના કહેતા.

**મર્યાદશીલતાની યાદ. બુઝોર્ગચેમેહરનાં સખુનો**—મર્યાદશીલપણાનો એવણનો આ સદગુણ નોશીરવાંન અદલનાં વજીર બુઝોર્ગચેમેહેરની એક વાર્તાની આપણને યાદ આપે છે. કહે છે કે તે ઘણો જાણકાર, હુશીઆર અને ભણેલો હતો. તેની બાયડી કોઇ વખત તેને કાંઇ પુછતી અને તે બાબત તેને નહી ખબર હોતી તો તે કહેતો કે “હું એ નથી જાંણતો” એક વખત તેની બાયડીએ કહયું કે “તું પાદશાહનો મોહટો વજીર થયો છે અને એમ શું ઘડી ઘડી કહે છે કે ‘હું ફલાનું નથી જાંણતો અને ફલાનું નથી જાંણતો’. શું પાદશાહ તુંને આવો મોતો દરમાયો આપે છે તે આવી ઘણીક બાબતો નહી જાંણવા માટે કે?” ત્યારે બુઝોર્ગચેમેહરે થંડે પેતે જવાબ આપ્યો કે “જે હું જાણ છુ તેટલા માટે પાદશાહ મને પગાર આપે છે. જે હું નથી જાંણતો તેટલા માટે મને પગાર આપતો હતે તો પાદશાહનો આખો ખજાંનો તે માટે પુરતો થતે નહિ.”

આ મર્યાદશીલ જવાબથી બુઝોર્ગચેમેહરની કેહવાની બતલબ આ કે “દુનિયામાં જાંણવાનું તો એટલું બધું છે કે આપણ જે જાંણીએ છીએ તે, આપણ જે નથી જાંણતા તેની સાથે સરખાવતાં કાંઇ બીશાદમાં નથી”.

**( ખ )નમનતાઇ**—મરનાર ઉસ્તાદનો બીજો નામીચો સદગુણ નમનતાઇ હતી. મર્યાદશીલતા અને કમીનાંપણું યા નમનતાઇ સાથે સાથે જાય છે. એવણની વર્તણુંકે આપણને દેખાડયું છે કે નમનતાઇ તે શું તેનો જાંણે એવણ સંપુર્ણ નમુનો હતા. આપણી પેલી કેહવત પ્રમાણે “મરતાંને મર નહી કહે” એવી એવણની ભલી વર્તનુક હતી.

**( ગ ) ફર્માન બરદારી**—મર્યાદશીલપણ, નમનતાઇ એ બેઉની સાથે સાથે ફર્માનબરદારી જાય છે. એક મર્યાદશીલ માણુશ ઘણુંખરૂં નમનતાઇવાળું હોય છે. તેમ મરનાર હતા. નમનતાઇ જાંણે એવણનાં ખમીરમાં મલી ગયલો સદગુણ હતો. એ બેઉ સદગુણોની સાથે સાથે ફર્માનબરદારી આવે છે. માતપીતા તરફની ફર્માનબરદારીનો સરસમાં સરસ નમુનો એવણ રજુ કરતા. પોતાની ૬૦ વર્ષની ઉમર છતાં એવણ પોતાના જઇફ પીતા તરફ હમેશાં ફર્માનબરદાર હતા. એ ફર્માનબરદારી એવણ પોતાનાં કાંમકાજમાં પણ દેખાડતા હતા.

૧૨

**(ઘ) કવાયદ. કાયદા કાનુનોની કારસાજી**—ફરમાનબરદારી એક માણસને હમેશ કવાયદ (discpline) માં રાખે છે. મરનારનાં સંબંધમાં તેમ હતું. જેઓ—પછી તે મુલ્લાં ફીરોજ મદ્રેસાની કમીટીના સરનશીન કે સેક્રેટરી, મદદનીસ શીક્ષક કે વીધાર્થીઓ હોય—એવણુ સાથ મદ્રેસાનાં સંબંધમાં આવ્યા હશે તેઓ કહેશે કે એવણુ પોતાનાં વડીલો તરફ કેવી કવાયદ જાળવતા અને કાયદા કાનુનોને માન આપતા. એવણુ પોતે કવાયદ જાલવતા અને કાયદા કાનુનોને માન આપતા, તેથી તેવણુ પોતાનાં હાથ નીચેનાઓ તરફથી પોતાનાં ચેલાઓ તરફથી તેવી કવાયદની આશા રાખતા. એવણુનાં દાખલાથી તેઓ કવાયદ જાલવવાને શીખતા.

કવાયદ પોતા સાથે કામકાજની નીયમીત રીત, (method) લેતી આવે છે. એવણુના દાખલામાં આપણે તે જોઇએ છીએ. એવણુ એક મોટી મદ્રેસાને ફતેહમંદીથી ચલાવતા અને તે સાથે ઘણાંક કીમતી પુસ્તકો બાહાર પાડવાને શકતીવાન થયા હતા. એ સર્વ એવણની એક ચોકસ નીયમીત રૂઢીથી કામકાજ કરવાની તએને લીધે હતું. આજે ગમે તેમ ઉઠયા, કાલે ગમે તેમ ઉઠયા અને ગમે તેમ સુતા, ગમે ત્યારે જમ્યા અને ગમે ત્યારે કામ ઉપર બેઠા, એ, જેઓ ફતેહમંદ અભ્યાસીઓ થવા માગતા હોય તેઓ માટે નુકસાનકારક છે. નીયમીત રીતે કામકાજ કરવાની તએ પાડવાથીજ ફતેહમંદીથી કામ થઇ શકે છે.

**મરનાર તરફ બંદગી યાને તેવણનાં સદગુણો તરફ ફર્માન બરદારી**—ત્યારે આજે આપણુ જ્યારે મરનાર માટે બંદગી કરવા ભેગા મલ્યા છીએ ત્યારે આપણે આપણી બંદગી મરનારનાં તે સદગુણો તરફ પણ દેખાડવાની છે. હું અંહી બંદગી શબ્દ તેનાં બોહલા અર્થે વાપરૂં છું.

ધર્મની શરૂઆત આ દુનિયામાં માણસ જાત વચ્ચે કેમ થઇ તે બાબે તરેહવાર અનુમાનો રજુ થાય છે. એ બાબે આપણે કોઇને સુર્ય તરફનાં ભકતીભાવનાં અનુમાન (Solar Theory) બાબે, તો કોઇને હવાનાં મોટા કુદરતી બનાવોનાં અનુમાન (Meteorological theory) બાબે બોલતા સમજીએ છીએ. વળી કેટલાકો ધર્મ નામેની શરૂઆત ગુજરેલાંઓની સેતાયશ અથવા બંદગી (Worship of the dead)થી થતી માને છે. એવા કેટલાક સબબોએ ધર્મના વિચારો માણસ જાતના મનમાં દાખેલ કરેલા દિસે છે. પણુ જો આપણે એ પાછલાં અનુમાંન બાબે, એટલે ગુજરેલાંઓની બંદગી બાબે વીચાર કર્યે, તો આપણે ઉપર જે વિચાર કર્યો તે મુજબ, ધર્મનીતીનાં બાબમાં તે બંદગી આશીશ રહીત નથી.

ગુજરેલાંઓની બંદગી એટલે કે ગુજરી ગયલાંઓનાં સદગુણોની બંદગી, તે સદગુણો તરફ ભક્તિભાવ, તે સદગુણોની નકલ કરવાની ખાહેશ. એમ જો તમો એ શબ્દોનો ભાવાર્થ લેઓ તો તે બરહક છે.

**બંદગી શબ્દનો અર્થ**—કદાચ બંદગી શબ્દ કેટલાકોને ચોંકાવે કે બંદગી તો ફકત ખોદાતાલાની થાય. અલબતે એ ખરૂં છે, કે બંદગીને લાયક સર્વોતમ તે સાહેબજ છે. પણુ બંદગીને તેને બોહોલે અર્થે લઇએ તો બંદગી આપણે સલામત રીતે તે દાદર પછી બીજાઓને પણુ દેખાડી શકયે. આપણુ સર્વ તે દાદારનાં બંદા છીએ. પણુ તે દાદારનાં બંદા થવા સાથ આપણુ આપણાં માતપીતાના પણુ બંદા થઇ શકીએ. તેમજ આપણે

કોઇ મીત્ર યા કોઇ માહન નર, જેનાં ભલા ગુણો આપણી ઉપર છાપ મારે, તેનાં પણ બંદા થાઇ શકિયે, યાને તેના સુદગુણોનાં ફરમાન બરદાર એટલે નકલ કરનાર થઈ શકિયે.

**ગુરૂ નાનક પ્રમાણે મનશની પણ એક બંદગી**—ગુરૂ નાનક બંદગીનાં નીચલા પ્રકાર જણાવે છે. ૧ સચ્ચઇ, ૨ હકદાર કાંમ, ૩ સખાવત, ૪ ભલો હેતુ અને ૫ ખોદાતાલાની સેતાયશ.

ખુદ ખોદાતાલાની સેતાયશ ગુરૂ નાનકની ટીપમાં ૫)મી જગ્યા રોકે છે. તેની મતલબ આ કે તે સેતાયશ ખરી ગણાવા માટે પેહેલા ૪) ગુણોની જરૂર છે. એઓમાં નેક મનશ્ની અવશ્ય છે. નેક મનશ્નીથી અને નેક રીતીથી નહી મેલવેલા પૈસા માટે તે કહે છે કે તેવા પૈસાથી થયલી સખાવત નેક મનશ્નીની નહી કહેવાય. જે ખોરાક હરામ હોય તે, તેમાં મસાલો નાખવાથી હલાલ ન થાય. તેમ જે પૈસો હરામ રીતે મેલવ્યો હોય, તે સખાવતમાં આપવાથી હલાલ થતો નથી.



# હું, તું, અને તે

અથવા

## કુદરતઊપરથી કુદરતનાં ખાવીંદ પર. (૧)

નિવએધયેમિ હંકારયેમિ, આઓંધહામ અસંધહામ્ચ, ષોઇથ્રનામચ. ગઓયઓતિનામ્ચ, મએથનનામ્ચ, અવોખરેનનામ્ચ, અપાંમ્ચ, જેમામ્ચ ઉર્વરનામ્ચ, અંઘહાઓસ્ચ જેમો, અવંઘહેચ અષ્નો, વાતહેચ અષઓનો, સ્ત્રાંમ, માઓંઘહો, હુરો, અનગ્રનામ રઓચંઘહામ ખધાતનાંમ વીસ્પનાંમ્ચ સ્પેન્તહે મઇન્યેઉશ દામનામ અષઓનામ અષઓનિનામ્ચ અષહે રથ્વાંમ.

યજશ્ને હા. ૧ ફ. ૧૯.

રતવો વીસ્પે મજીશ્ત અપાઉમ અષહે રતવો યેજી વો દિદ્રએષ, યેજી મનંઙહ, યેજી વચંઙહ, યેજી શ્કયઓથ્ન, યેજી જઓષ, યેજી અજઓષ, આ વો અંઙહે ફ્રચ સ્તુયે ની વો વએધયેમિ, યેજી વો અંઙહે અવા ઉરૂરઓધ યત યસ્નહેચ વહમહેચ."

યજશ્ને હા. ૧ ફ. ૨૨.

**અર્થ**—આરાધના કરૂં ને કરૂં છું યાદ,
આ જગા ને શેહેર ને ખેતરો શાદ,
આ મકાનો સઘળાં ને પાણી—ભંડાર,
આ પાણી ને જમીન ને ઝાડોની હાર,
આ પૃથ્વી, આ આકાશ, ખાલેશ પવન,
સેતારા ને ચંદ્ર ને સુર્ય રોશન,
આ કુદરતી રોશની જેનો નહીં અંત,
સ્પેનામીનોની પેદાશ અનંત,
અશોઇના હોય જે અશો સરદાર,
ભલાં કુલ માણસ શું નર હોય કે નાર.
... ... ... ... ...
અશો તમ સરદારો બુલંદ તમામ,
અશોઇનાં ભલાં છે જેઓનાં કામ!
જો રંજીદા થયા હો સરદારો તમ,
મુજ વિચાર વચન ને કામોથી તમ,

---

(૧) આ વિષય ઉપર સનીવાર તા૦ ૨૦ મી મે ૧૯૦૫, રોજ ૯ મો માહ ૯ મો સને ૧૨૭૪ યઝદેજર્દી આદર યજદનાં જશનને દીને, સાંજે ૪—૪૫ ને અમલે, માહાબલેશ્વર ખાતે શેઠ શાપુરજી એદલજી ચીનાઇએ પોતાના શાપુર હોલ બંગલામાં જે જશન કર્યું હતું, તે ખલાસ થવા બાદ એક ભાષણ કરયું હતું.

જો જાણુ કે શું અંજાણુ કર્યાં મેં હોય,
આરાધના સ્તુતિમાં ખામી કંઇ હોય,
તો દરગુજર ચાહી કરૂંછ નેમાજ,
આરાધના કરૂંછું તમારી આજ.

મહાબલેશ્વરના જરથોસતી ભાઇઓ હજુર હું આજે બીજીવાર ઉભો છું. સાત વરસ ઉપર શેઠ રૂસતમજી મેરવાનજી પટેલના "લોકસલી હોલ" માં મેં શાહનામાનાં દાસ્તાનનું એક વાંચન આપ્યું હતું. આજે હું દસ્તુરજી હોશંગજીની અને અને આજના આપણા મેહેમાન શેઠ શાપુરજી એદલજી ચીનાઇની એહતેમાસથી તમો સાહેબો હજુર ઉભો છું. હું આ મકાનમાં થોડાક દિવસ ઊપર દસ્તુરજી હોશંગજીની મુલાકાતે આવ્યો ત્યારે એ સાહેબોએ આ સાલ આ મેળાવડામાં એક વાએજ આપવા મને જણાવ્યું હતું. એ સાહેબોની ખાહેશનાં જવાબમાં હું આજે ઊભો છું પણ દલગીર છું કે દસ્તુરની સાહેબને બીમારીને લીધે અત્રેથી જવું પડયું છે અને તેવણુ આજે મારી બાજુએ નથી. પણ દલગીરી વચે ખુશીનો અંશ આ છે કે અત્રેથી જવા પછી તેવણુની તબીયત સુધરી છે અને હું ધારૂં છું કે આ ભેગી મળેલી મીજલસ મારી સાથે એ બુજોર્ગ ભલા અને ભણેલા દસ્તુરજી માટે દુઆ ગુજારવામાં સામેલ થશે કે ખોદા તેવણુને તનદરોસ્તી બક્ષે અને પોતાના યજમાનોને અને પોતાના પારસી ટોળાને પોતાની કીમતી સેવાઓ ચખાડવાને લાંબો વખત કાયમ રાખે.

**વિષયની બાબત.**—આજે મારી વાએજ માટે મેં જે વીષય હાથ ધર્યો છે તે "હું તું અને તે"નો છે. આ સુંદર શીતલ ટેકડી ઉપર મારી સહવારની લાંબી સેહેલગાહો મારી મોટી મોજ છે. એ સેહેલગાહોમાં મેં કેટલીક ટોંચો ઉપર અને કેટલાંક એકાંત ખુણાઓમાં ઘણીક પળો કુદરતના શાંત વીચારોમાં પસાર કરી છે. ત્યારે આજનો વીષય મને આ સુંદર ટેકરીની ટોંચો અને ખુણાઓમાંથી નજરે પડતા દેખાવો ઉપરથી સુજ્યો છે. કુદરત ઉપરથી આવતા વીચારો અને મલતા ધડાઓ ઉપર હું આગળ બોલ્યો છું. પણ તે સઘળા વિચારો આના જેવી બુલંદ ટેકરી ઉપર વધારે જોશ સાથે આપણા મન સનમુખ આવી ઉભા રહે છે. આ ટેકરીના કોઇ શીખર ઉપર ઉભું રહેતાં આપણુ દરેકને વિચાર આવે છે કે "આપણુ આશરે પાંચ છ ફીટની જગયા રોકનાર આદમીની બાહેર બોહોળી કુદરત પડી છે". દરેક આદમી પોતાને 'હું' થી અને પોતાની બહારની કુદરતને, બહારની જગતને 'તું' થી બોલાવી શકે. તેના એ 'તું' માં તેના પોતા સીવાય તે દાદારની સઘળી કુદરત, સઘળી જગત સમાઇ જાય છે. એ 'તું' ઉપરથી દરેક આદમીને 'તે' નો વીચાર આવે છે. એ 'તે' તે 'હું' અને 'તું' ને પેદા કરનાર ગેબી સાહેબ ખુદા છે. વ્યાકરણુ રચનારાઓ "હું તું અને તે" ને પહેલો, બીજો અને ત્રીજો પુરૂષ સર્વનામ ગણે છે. એ વ્યાકરણુને અર્થેજ તમો આજના વિષયના શબ્દો ચોકસ હદે સમજો. એમ સમજતાં તમો જોશો કે દરેક 'હું' ને એટલે દરેક આદમીને 'તે' નો એટલે તે ગેરહાજર દિસનાર પણુ સઘળે હાજર ગેબી ખુદાનો વીચાર, 'તુ' ઉપરથી, એટલે પોતા સીવાય પોતાની બહાર તે જે બોહોળી પોહોળી અને ચોહોળી કુદરત જોય છે તે ઉપરથી આવે છે. મારા આજના વિષય, "હું તું અને તે" ને, જો હું બીજું નામ આપું, તો તે "કુદરત ઉપરથી કુદરતના ખાવીંદ ઉપર" (From Nature te Nature's God) છે.

**આફ્રીનામાં મલતો બોધ કે "કુદરત પરથી કુદરતનાં ખાવીંદઉપર"**— હવે જો ખુદાતાલાને એવી રીતે, એટલે તેની પેદાયશ (દામ) ઉપરથી, તેની કુદરત ઉપરથી પીછાનવાને કોઇ ધર્મે ખાસ રીતે ફરમાવ્યું હોય તો તે જરથોસ્તી ધર્મ છે. આફ્રીનગાન તમામ થતાં ભણાતી આફ્રીનમાં અને લગ્નનાં આશીર્વાદમાં દુઆ દેવામાં આવે છે કે "કામ અંજામ બેદ ચુન અહુરમજ્દ ખુદાએ ૫ દામાને ખેશ" એટલે "જેમ દાદાર અહુરમજ્દ પોતાની પેદાયશ (કુદરત) માં મોરાદ પામેલો થયો તેમ તમો મોરાદ પામેલા થજો."

પોતાની જીંદગીમાં એક આદમી એમ મોરાદ પામેલો અને મોરાદ પામી પોતાની જીંદગીનો ફેરો ફતેહમંદ કરેલો કેમ થઇ શકે? તેનો જવાબ આપણને એજ આફ્રીનમાં મળે છે. ત્યાં કહે છે કે "હુ કેર્દાર બેદ ચુન અહુરમજ્દ ખુદાએ ૫ દામાને ખેશ" એટલે "દાદાર અહુરમજ્દ જેમ પોતાની પેદાયશમાં ભલી રીતે કામ કરનારો છે તેમ તમો ભલી રીતે કામ કરનારા થાઓ". એજ મતલબે પેગામ્બર જરથોસ્તની આફ્રીનમાં દુઆ દેવામાં આવે છે કે "સોશયન્તો બવાહી યથ અહુરોમજ્દાઓ" એટલે "અહુરમજ્દના જેવો ફાયદો પહોંચાડનારા થજો." આ દુઆઓ અને દુઆ રૂપી શીખામણની મતલબ આ છે, કે દરેક આદમીએ જો પોતાની આ દુનિયાની સફરનો ફેરો સફળ કરવો હોય અને મોરાદ પામેલા અને સુખી થવું હોય, તો ખુદાતાલાની નકલ કરવી.

**આ બોધની યાદ આપનાર રોમન વાર્તા**—આ શીખામણની યાદ આપનારી પેલા રોમન શાહાનશાહ જુલીયનની એક વાર્તા છે કે જે જુલીયને આપણા ઇરાની પાદશાહ બીજા શાપુર સાથે કેટલીક લડાઇઓ કરી હતી. કહે છે કે તેણે પોતાનાં એક લખાણમાં સીકંદર, ત્રેજન, જુલીયસ સીજર, ઓગસટસ સીજર અને માર્કસ ઓરેલીયસ નામના ગુજર પામેલા મોટા પાદશાહોના રવાનોને એક પછી એક પોતાના દેવતા આગળથી—અથવા આપણા શબ્દોમાં બોલયે તો પોતાના મેહેર દાવર આગળથી—ઇનસાફ માટે પસાર થતાં બતાવ્યાં છે. તે દેવતા તેઓના રવાનોને એક પછી એક સવાલ કરે છે કે "જયારે તમો આ દુનીયામાં જીવતાં હતાં તયારે તમારી જીંદગીની ઉમદા નેમ શી હતી"? સીકંદરનાં રવાંને જવાબ દીધો કે "મારી નેમ કુલ દુનિયા જીતવાની હતી." ત્રેજનનાં રવાને પણ એવોજ જવાબ દીધો. જુલીઅસ સીજરનાં રવાને જવાબ દીધો કે "રાજયમાં મોટામાં મોટો ઓધ્ધો મેળવવો એ મારી નેમ હતી". ઓગસ્ટસ સીજરનાં રવાને જવાબ દીધો કે "સારી રીતે રાજય કરવું એ મારી નેમ હતી". સેવટે માર્કસ ઓરેલીઅસનાં રવાને જવાબ દીધો કે "ખોદાની નકલ કરવી, એ મારી નેમ હતી". કહે છે કે સર્વ જવાબોમાં આ છેલ્લો જવાબ દેવતાઓને પસંદ પડયો. આ જવાબ તયારે આફ્રીનની આપણી ઉપલી દુઆ અને શીખામણને મળતો છે. આ શીખામણને અનુસરીનેજ ત્યારે એક જરથોસ્તી પોતે એક જરથોસ્તી તરીકે કબુલ થાય છે કે "યા વરનો અહુરોમજ્દાઓ......તા વરેનાચા ત્કએષાઆ" એટલે "જે તરીકાનો દાદાર અહુરમજ્દ છે તે તરીકાનો હું થાઉં"

**'હું' ઉપરથી 'તે'નો વિચાર**—આ સઘળી દુઆ અને શીખામણ મુજબ તયારે આપણાં ધર્મ પુસ્તકો, 'હું' ને યાને દરેક આદમીને ફરમાવે છે કે તેણે 'તે'ની યાને દાદારની નકલ કરવી. હવે તે દાદાર તો દિસતો નથી, તયારે તેની નકલ કેમ કરવી? તેને કયાં જોવો? તો તેનો જવાબ એ ફકરાઓમાંજ મળે છે કે "૫ દામાને ખેશ"

એટલે " તેની પોતાની પેદાયશમાં," તેની કુદરતમાં તેને જોવો. તે દાદાર દેખાતો નથી, પણ તેની કુદરત, તેની પેદાયશ તેનુ નજરે પડતું રૂપ (manifestation) છે. તે તેની કુદરતમાં દિસે છે. તેની કુદરતમાં તે દાદાર કેમ કામ કરે છે, કેમ વયવસ્થા ચલાવે છે, કેમ કારોબાર ચલાવે છે, તે નીહાળો અને તેની નકલ કરો. એમ કરવું તે દાદારની નકલ કરવા બરાબર થશે. આપણા વિષયની શબ્દ રચનામાં બોલ્યે તો "હું" એ, યાને દરેક આદમીએ, "તે"ને, યાને તે સાહેબને "તું"માં, યાને પોતાની આગળની કુલ કુદરતમાં જોવો. આ પહાડ ઉપર તમો કેયે પણ ઊભા રહો અને નીચે અને ઉંચે નજર કરો. એમ કરશો તો તમો આ બોહોળી જગતમાં તમારા ગમે તેટલા દોર દમામ, જર-જવાહેર, માલ મતા છતાં પોતાને એક નાકેશ ચીજ જોશો. તમારા સીવાય આજુબાજુના સઘળાઓને આજુબાજુની સઘળી પેદાયશને "તું" નામથી બોલાવી શકશો અને તે "તું"માં તમો તે "તે"નો, તે દાદારનો હાથ જોશો. તયારે "હું તું અને તે"થી આ જગત વયાપી રહી છે. "હું" ને એટલે દરેક આદમીને "તે" "તું" માં દિસે છે.

**'હું' અને 'તું'ને બીજી રીતે વિચાર**—એ "હું અને તું"નો બીજી રીતે વીચાર કરો. હું યાને દરેક આદમી પોતાને આ જગતમાં એક નાની દુનિયા (microcosm) તરીકે જોશે અને 'તુ' ને યાને પોતા સિવાય કુલ કુદરતને, કુલ જગતને મોટી દુનિયા (macrocosm) તરીકે જોશે. પોતાને એક રીતે તે એક માહેલી દુનાયા (inner world) તરીકે જોશે, અને પોતાની બાહારની સઘળી કુદરતને, બાહારની દુનીયા (outer world) તરીકે જોશે. 'હુ' પોતાને, પોતાની નાની જગતને, પોતાની માહેલી દુનીયાને, 'તું' ઉપરથી, બહારની મોટી દુનીયા ઉપરથી તે ઘણો ધડો આપી શકશે.

**કુદરતમાં નજરે પડતા ધડા**—કુદરત ઉપરથી મળતા ધડાઓમાં આપણે નીચલા જોઇયે છાયે.

(ક) આ જગતનો બોહોળો વીસતાર આપણ પોતાને તેની હજુર ઘણા કમીના દેખાડે છે અને અહંકાર તોડવાનો ધડો દે છે.

(ખ) તે દાદર આપણ સર્વનો નેગેહબાન છે અને પાળનાર છે. માટે એવો ખ્યાલ આપણી ગરીબાઇ વચે આપણને ટેકવે છે. ડા૦ લીવીંગસ્ટન માટે કહે છે કે આફ્રીકાનાં બીઆબાન જંગલમાં એક વખત રાહ ભુલી તે નીરાશ થઇ બેઠો હતો. તેવામાં તેની નજર જમીનપરનાં સુકાઇ ગયલાં ઘાસના એક લીલાં તણખાં ઉપર પડી. કહે છે કે તે ઉપરથી તેને હીંમત આવી કે "ખુદા આ બીયાબાન જંગલમાં આ ઘાસનાં તણખાંને જીવાડે છે તો તે મને બચાવવા વગર રહેશે નહી." એમ હીમત ધરી તે ઉઠયો અને પાછો આગળ ચાલ્યો તો સલામત જગ્યાએ પુગો.

(ગ) આ જગતમાં પદાર્થ (matter), જગ્યા (space) અને વખત (time), એ સઘળાં હદ વીનાનાં (infinte) છે. એ હદ વીનાનાં ત્રણ સાધનો હદ વીનાના તે ખોદાનો ખયાલ આપે છે અને સુચવે છે કે જયારે એ ત્રણે પોતે હદ વીનાના હોવા છતાં સંપુર્ણતાનો ખેઆલ આપતાં નથી ત્યારે તે સર્વોપરી સાહેબ પોતેજ ખરેખર સંપુર્ણ હસ્તી ભોગવનાર છે.

(ઘ) કુદરતમાં આપણે સઘળે કામ, કામ અને કામ, એક પ્રકારની ચાલુ ચપળતા જોઇયે છાયે. તે આપણુ સર્વને ચપળ થવા શીખવે છે, કે પેલી કહેવત મુજબ "કીતાવા કરતાં ઘસાવું એ બેહેતર છે" અને "કામ એ ખોદાતાલાની બંદગી છે."

( ક ) કુદરતમાં આપણે સઘળે કરકસર જોઇયે છીયે. કોઇ પણ ચીજ વ્યર્થ જતી નથી; સઘળું કામનું છે. કુદરતની એ કરકસર આપણને કરકસર શિખાડેછે.

( ચ ) કુદરતની સઘળી પેદાયશો એકમેક ઉપર આધાર રાખે છે. આફતાબ જેવા બુલંદ ગોળાને પણ પોતાની હસતી અને ગરમી અને ચળકાટ માટે બીજા ગોળાઓ ઉપર અને બીજાં સાધનો ઉપર એક રીતે આધાર રાખવો પડે છે. દાદારે સઘળી પેદાયશ કોઇ એક માણસ, યા વર્ગ માટે પેદા કરી નથી પણ સર્વના સામાનય ભોગવતા માટે પેદા કરી છે. એ આપણને ભાસ આપે છે કે તે દાદારે આપણને પણ જે નેઆમતો આપી હોય તે એ નેઆમતોથી બેનસીબ રહેલાઓને નેઆમતો પહોંચાડતા રહેવાની કોશેશ ચપળતા, કરકસર અને એકમેકને મદદ, એ ત્રણનાં કુદરતમાં દીસતા નિયમો આપણ કરવી. માણુસ જાતને જાણે આ સોનેરી શીખામણની યાદ આપે છે કે

Get all you can.
Save all you can.
Give all you can.

એટલે બનતી ચપળતા દેખાડી નેઆમતો અને પઇસા પેદા કરો; બનતી કસરભરી રીતે તે પોતા ઉપર ખરચી તેમાંથી બચાવો; અને બનતી રીતે તે બચાવેલાંમાંથી આજુબાજુનાં લાયક હાજતમંદોને આપો.

( છ ) કુદરતની કેટલીક ઓહોળી પેદાયશો પોતે જે સદગુણો દર્શાવે છે તે ઉપરથી આપણને કેટલાક સદગુણોનું ભાન આવે છે. દાખલા તરીકે આજે આદર યજદનું જશન છે જે આતશ સાથે તાલુકો રાખે છે. પોતે બળી આજુબાજુ રોશની અને ગરમી પાથરનારો આતશ આપણને આપણાં જીગરના અ તશને તેજ રાખી આજુબાજુ ભલાઇની ગરમી અને રોશની તરેહવાર રીતે ફેંકવાને શીખવે છે. આપણ અતરેનાં જરથોસ્તીઓ આજે આ મકાનમાં આજની ક્રીયાથી પવીત્ર થતા આતશની આજુબાજુ ભેગા મળયા છીયે. આપણ વચે ઘણીક બાબદોમાં મતફેર હશે પણ તે મતફેર વચે ગરમી અને રોશની આપનાર આ આતશની આજુબાજુ એક પ્રકારના એકયતાના વિચારથી આપણ ભેગા મલ્યા છીએ. કાંઇ નહી તો આપણી મતફેરીમાંથી કડવાશ દુર કરી આપણે એક દીન પાળનારા તરીકેની એકયતા જાળવવી જોઇયે. કુદરતની બીજી પેદાયશ, બીજી ઉત્તમ નેઆમત, પાણીનો દાખલો લેવો. પાણી નમ્રતા ( Gentleness ) ની ઉપમા છે. આ પહાડોમાંથી વહેતા ઝરાઓ અને નદી નાળાંઓ કેવી નર્મ નમ્રતા સાથે સુંદર અવાજ કરતાં વહે છે, પણ તે નમ્રતા છતાં તેઓ મજબુત અસર કરે છે. તેઓ પહાડોના પાતાળ આસ્તે આસ્તે ફોડી નાખે છે. તમો સાલેસાઇ અને નમ્રતાથી કામ કરશો તો તમારા પોતાના હકમાં, કુટુંબના હકમાં, સર્વના હકમાં ઘણું સારું કરી શકશો. તુંડાઇ અને તકોબરીએ મોટાઓને નાના બનાવ્યા છે. નરમાસ અને મીઠાશે નાનાઓને મોટા કર્યાં છે.

( જ ) કુદરતમાં નજરે પડતી વ્યવસ્થા ( order ) આપણને શીખાડે છે કે આપણે આપણું કામ એક કાનુન મુજબ, નીયમ મુજબ, વ્યવસ્થા મુજબ કરવું. કુદરતની એ વ્યવસ્થા એક પ્રકારની અશોઇ છે.

( ઝ ) કુદરતમાં નજરે પડતી એકયતા અને ખુબસુરતી ( Harmony and Beauty ) આપણને ધડો આપી એક રીતે સબુરીવાળાં ભવીશ માટે સારી આશા રાખ-

નારા ( optimist ) બનાવે છે અને નિરાશી ( pessimism ) થી દુર રાખે છે. આ ટેકરી ઉપરથી તમો કેથે બુલંદ પહાડો તો કેથે ઉંડી ખીણો, કેથે લીલાલેહેર તો કેથે વેરાન, એમ ઉલટું જોશો. પણ સામાનય રીતે કુદરત પોતાની એકયતા અને ખુબસુરતી દેખાડે છે. એ ધડો આપે છે કે જોકે ખુદાતાલાએ સુખ અને દુઃખ બેઉ સરજ્યાં છે તોપણ સેવટે તે સાહેબ આપણું ભલું ચાહે છે. આ દુનીયામાં અલબતે આપણે દુઃખ પણ જોઇયે છીયે. પણ સામટી રીતે દુઃખ કરતાં સુખ તે દાદારે વધારે સરજેલું છે.

( ૮ ) ધર્મનાં મુળતત્વો ત્રણ ગણાય છે. ( a ) ઇશ્વરની હસ્તીનું આકીન. ( b ) આ દુનીયાની જીંદગી પછી કોઇ બીજી જીંદગીની આશા અને ( c ) તે માટે આપણાં કામોની જવાબદારી. એ ત્રણ મુળ નિયમોની કુદરત દલીલ રજુ કરે છે.

( a ) વ્યવસ્થા ઉપરથી મળતી દલીલ ( Argument from Design ) એ ઇશ્વરની હસ્તી બાબેની દલીલોમાંની એક દલીલ ગણાય છે. તે દલીલ તેની કુદરત પુરી પાડે છે. તર્કશાસ્ત્ર જેને અવયવ ઘટીત વાકય ( syllogism ) કહે છે તે એ દલીલ નીચે મુજબ રજુ કરે છે.

૧—વ્યવસ્થા ( order ) હંમેશાં કોઇ ચતુર મગજની હાજરી દેખાડે છે.

૨—કુદરતનાં કામો વ્યવસ્થા દેખાડે છે.

૩—ત્યારે કુદરતનાં કામો કોઇ ચતુર મગજની હાજરી દેખાડે છે, પછી તે ચતુર મગજને તમો ખુદા કહો, અહુરમજ્દ કહો, બ્રહ્મ કહો, કે સપેન્સર જેવા ફીલસુફોથી વપરાતા શબદોમા " નહીં પીછાની શકાય " એવો ( The unknowable ) કહો.

( b ) ભવિષ્યના જીંદગી માટે પણ કુદરત દલીલ રજુ કરેછે. કુદરતમાં સઘળે નાશ ( destruction ) છે પણ કેથે સમુળગી નીસ્તી ( annihilation ) નથી. સઘળે ચાલુ ફેરફાર છે પણ કેથે સમુળો નાશ નથી. જ્યારે કુદરતમાં પેદાયશનો સમુળો નાશ નથી તો આત્માનો સમુળો નાશ કેમ હોય? આગ્રાના તાજમેહેલ જેવું એક મકાન ત્રણ સોથી ચાર સો વર્ષ બાદ આજે પણ " વાહવાહ "ના પોકાર આપણી પાસે કરાવતું હયાત રહે, પણ શું તે મકાનને બરપા કરનાર પાદશાહ કેથે હઇયાત નહિ હોય ?

( c ) ધર્મનું ત્રીજું મુળતત્વ જવાબદારી છે. તેનો પણ કુદરત ખેયાલ આપે છે. કારણ અને તેનું પરીણામ, એ આપણ કુલ કુદરતમાં જોઇએ છિયે.

**તે નહીં પીછાણી શકાય એવા સાહેબની થોડી પણ પીછાણ તેની કુદરત-માંજ**—હાલના કોઇક વિદ્વાનો, કુદરતની પછવાડે તેના ખાવીંદ તરીકે હસ્તી ભોગવનારને, જુના ધર્મોથી સામાન્ય રીતે વેગળા પડી, નહિ પીછાની શકાય એવો ( The Unknowable ) ગણે છે. પણ એ બેઉ વચ્ચે ફરક નથી. સઘળા ધર્મવાળાઓ કુદરતનાં સ્વરૂપ પાછળ જે ઇશ્વરનો હાથ જોય છે તે હાથને બરાબર પીછાણી શકવાની પોતાની શક્તિ ના પાડે છે. એક ગ્રુનાની ફીલસુફ સીમોનીડીસ (Symonedes) માટે કહે છે કે કોઇએ તેને કહયું કે ખોદા શું છે? તેણે કહયું કે " હું કાલે જવાબ દઇશ." બીજે દહાડે તેજ સવાલ થતાં જવાબ આપ્યો કે " બે દહાડા રહી જવાબ દઇશ." બે દહાડા રહીને સવાલ થતાં ચાર દહાડાનો અને પછી આઠ દહાડાનો અને એમ બેવડા થતા દહાડાનો વાયદો દીધો. તેની કહેવાની મતલબ આ કે તે દાદાર આપણી હદસરની સમજ

શક્તિથી નહીં પીછાણી શકાય તેવો છે. તે કયે પણ પીછાણી શકાય તો એક માણસનાં પોતાનાં ભીતરમાં છે અને બીજું કુદરતમાં છે. જૂદા જૂદા ધર્મોના પુસ્તકો ખુદાતાલા માટે કાંઇ ને કાંઇ બોલે છે. પણ તેઓના બોલોમાં મતફેર પડે છે અને તેથી વાદવીવાદ ઉઠે છે. પણ કુદરતનું પુસ્તક (Book of Nature) એક એવું પુસ્તક છે કે જેનો બોલ જેબી કોઇ ચાહે તેને સમજ પડે છે. કુદરતમાં મળતો એક પત્થર પણ, પેલી કહેવત મુજબ, એક વાએજ સમાન બોલે છે. વળી જૂદા જૂદા ધર્મોનાં જૂદાં જૂદાં ધર્માલ્યો હોય છે કે જેમાંથી તે દાદાર હજુર જતા અવાજોમાં, તેઓની ગમે એવી સુંદરતા છતાં, કદાચ મતફેરની કઠોરતા હોય. પણ કુદરતનું ધર્માલ્ય, કુદરતનું મંદીર (Temple of Nature) એક એવું મંદીર છે કે જ્યાં ઉઠાડેલા તે દાદરની યાદોના શબ્દો, કદાચ કઠોર હોય તોપણ, મીઠાશ ધરાવે છે. કુદરતને નિહાળવી તે, એક લખનારના શબ્દોમાં, તે દાદારની દરબારમાં હાજર થવા બરાબર છે. તે દાદાર સાથની એ ઘડીની ગોફ્તગો તે દાદાર સાથની ખાસ દરબાર છે. તે દાદાર સાથની એવી ગોફ્તગો, એવી બંદગી, મારા જેવા એકસો ધણીની એકસો વાએજ કરતાં સરસ વાએજ છે. તે પોતે પોતાને કરેલી વાએજ (a self-preached sermon) ભીસાલે છે.



# રિસ્તાખેજ.(૧)

"અત્યા તોઇ વએમ ખ્યામા યોઇ
ઇમિ ફ્રષેમ કેરેનઓન અહુમ."

(ઇજસ્ને અહુનવઇતી ગાથા હા. ૩૦ ફ. ૯ વેસ્ટરગાર્ડ પા. ૫૮).

**અર્થ**—અને એ મુજબ અમો તારા (તોઇ) થઇએ; તેઓ, કે જેઓ આ દુનિયાને તાજી બનાવે છે, તેઓનાં જેવા થઇએ (અથવા તારા તેઓ, કે જેઓ દુનિયાને તાજી કરે છે તેઓના જેવા થઇએ).

ગાથાનો આ ફકરો આપણા આજના વિષયનો આધાર છે. એ ફકરાના શબ્દોમાં આપણે આ પવીત્ર દિવસો ઉપર પેગમ્બર જરથોસ્તના શબ્દોમાં દુઆ ગુજારીશું કે તે દાદાર આપણને, આપણી કમીની શક્તિ પ્રમાણે, તેઓ, કે જેઓએ આ દુનિયાને તાજી બનાવી છે અને બનાવે છે, તેઓના જેવા થવાને શક્તિવાન કરે.

**રિસ્તાખેજ એક અગતનો સવાલ**—મરણ બાદની જીંદગીનાં જ્ઞાન (Eschatology *i. e.* discourse of last (eschatos) things)ની બાબતમાં રિસ્તાખેજનો સવાલ એક અગતની જગ્યા લે છે. મરણ બાદની જીંદગીની બાબત હમેશાં વિચાર માટે મુશકેલ છે. તે તરેહવાર મતફેરો અને મુશકેલીઓ ઊતપન્ન કરે છે. પણ એ સઘળી મુસ્કેલીઓ વચ્ચે આપણે જો એક માર્ગ અખત્યાર કરવાની કોશેશ કર્યે, તો તે મુસ્કેલીઓ ઘણીક હદે ટળે છે. તે માર્ગ આ, કે મરણ પછીની જીંદગી વટીકનો ખ્યાલ, પેલી દુનિયા વટીકનો ખ્યાલ, તેને બરાબર સમજવા માટે, કેટલીક હદે, આ દુન્યાના બનાવ ઊપરથી, આ દુનિયાની જીંદગી ઊપરથી બાંધવાની કોશેશ કરવી. આ દુનિયામાં સઘળું કુદરતના કાયદા પ્રમાણે બને છે. જે આપણને સપાટી ઊપર કુદરતની બાહેર (supernatural) દિસે તે કદાચ આપણી સમજશકિત ટુંકી હોવાને લીધે હોય છે. આપણે કુદરતના કાયદા અને ભેદો બરાબર સમજતા નહીં હોઇએ તો તે આપણને કુદરતની બાહાર દિસે. એમ તો આપણ થોડુંક ભણેલાઓ ઘણાક બનાવો, કુદરતી અભ્યાસના સાધારણ કાયદાઓ પ્રમાણે બનતા સમજીએ છીએ. પણ ઘણાક અજ્ઞાનો તે બનાવો બનતા જોઇ અજાયબીથી દંગ થઇ જાય અને તેઓને કુદરતની બાહાર (supernatural) ગણે. ત્યારે જે કાંઇ કેટલાકોની નજરે યા સમજમાં એમ અલૌકીક અથવા કુદરતની બાહેર દિસે, તે વધારે ચંચળ, ચતુર અને સમજદારને મનથી કુદરતના કાયદા પ્રમાણે દિસે. સઘળું તે દાદારે સરજેલા કાયદા પ્રમાણે બને છે.

**વિષયની મતલબ**—ત્યારે કુદરતના કાયદા મુજબ રિસ્તાખેજ એટલે શું અને રિસ્તાખેજનાં યાકીનમાં કુલ સેવટની મતલબ શું સમાયલી છે તે સમજવું, એ આપણા

---

(૧) આ વિષય ઉપર બન્દે જશને રૂજે ઓહરમજદની મંડળી તરફથી રોજ ૩૦ મો માહા ૧૨ મો શેહેનશાહી સને ૧૨૭૪ યઝદેજરદી, તા૦ ૮ મી સપટેમ્બર ૧૯૦૫ ને દીને જરથોસ્તી અનજુમનનાં આતશબેહેરામનાં શેઠ દાદાભાઇ કનત્રાકટરવાળાં દીવાનખાનાંમાં એક જાહેર ભાષણ આપ્યું હતું.

આજના વિષયની મતલબ છે. ધર્મનાં મતો યા યાકીનોને તળીયે જે નીતિમાન ભાવાર્થ હોય તે આપણુ બરાબર નહીં સમજીયે તો તે યાકીનો અને મતો માનવાની નેમ બર આવતી નથી. ઘણાંક મતો યા યાકીનો સપાટી ઉપરથી વ્યવ્હારૂ રીતે તપાસતાં અમથાં ખાલી દિસે છે. પણ આપણે જે જોવાનું છે તે તેની સપાટી હેઠે સમાયલો કોઇ અંશ છે.

ગાથાના ઘણાક ફકરાઓના તરજુમામાં કેટલાક તરજુમો કર્તાઓ જૂદા પડે છે. પણ આ ઉપર ટાંકેલા ફકરાના સંબંધમાં જોકે તેઓ કેઠે જૂદા પડતા દેખાય છે તોપણ મતલબ એકજ દિસે છે. આપણે એ જૂદા જૂદા તરજુમો કરનારાઓના તરજુમાઓ તપાસીએ.

**મથાળે મેલેલા ફકરાનો જૂદા જૂદા વીદ્વાનોનો અર્થ**—એ ફકરાનો ડા૦ સ્પીગલ નીચે મુજબ અર્થ કરે છે (૧):—

May we belong to Thee, we who seek to further this world.

એ ફકરાનો ડા૦ હાઊગ અર્થ કરે છે કે,

"Thus let us be such as help the life of the future." (૨)

ડા૦ મીલ્સ તરજુમો કરે છે કે,

"And may we be such as those who bring on this great renovation, and make this world progressive." (૩)

પોતાના ગાથાનાં પુસ્તકમાં તરજુમામાં ડા. મીલ્સ અર્થ કરે છે કે,

Thus may we be like those who bring on this world's completion. (૪)

ડા૦ ડાર્મેસ્ટેટર તરજુમો કરે છે કે,

"Et nous, puissions-nous être à toi! Être de ceux qui travailleront au renouveau du monde." (૫)

---

(૧) બ્લીકનો તરજુમો વા. II પા. ૮૫.

(૨) "In this passage we have the germs of the doctrine of the resurrection of the dead" Haug's Essays, 2nd edition p. 150.

(૩) S. B. E. Vol. XXXI. pp. 33-34

(૪) The Gathas p. 49. The Gathas of Zarathushtra in metre and rhyme (1900) p. 45.

(૫) The Zend Avesta I p. 223. નોટમાં ડા૦ ડાર્મેસ્ટેટર કહે છે કે "*Frashem kerenâun ahûm* "qui feront le *Frashkart.*" L' objet de la lutte soutenue par le bon principe est d' amener la Frashô kereti, le renouveau du monde, l'avènement d'un monde d'où le mal et la mort seront bannis. Ceux qui y travaillent sont des Saoshyant et sont dits *frashô-caretar;* Cf. Y. XXIV, 5 et Yt XIX, 94 sq.

**અર્થ**:—"ફ્રષેમ કેરનાઓન અહુમ" એટલે "જેઓ ફ્રશકર્દ બનાવે છે." ભલો મીનો જે જગરો ટકવી રાખે છે તેની મતલબ આ કે ફ્રશોકર્દ, એટલે કે દુનિયાની તાજગી ઉત્પન્ન કરવી, દુનિયાને એવી બનાવવી કે જેમાં બદી અને મોત નાબુદ થાય. જેઓ એ કામ માટે મેહેનત કરે છે, તેઓ સોશ્યન્તો છે અને તેઓ 'ફ્રશો કેરતર' કહેવાય છે.

**અર્થ**—અને અમો તારે લગતા થવાને શકિતવાન થઇએ, તેઓ, કે જેઓ દુનિયાને પાછી નવી બનાવવાની મેહેનત કરે છે, તેઓનાં જેવા થવાને શકિતવાન થઇએ.

હાર્લે અર્થ કરે છે કે,

Puissions-nous être ceux qui opéront la reconstitution du monde.

**અર્થ**—તેઓ કે જેઓ દુનિયાને નવી બનાવવાનું કામ કરશે તેઓ (માંના એક) થવાને અમો શકિતવાન થઇયે.

પ્રો० હાર્લે[1] એ કામ બાબે નોટ આપે છે કે,

"La résurrection générale, dit la glose pehlvic, mais le texte ne parle pas que d'un progrès ou de la perpétuité du monde."

**અર્થ**—પહેલવી સરેહ પ્રમાણે સામાન્ય રસ્તાખેજ, પણ અસલ લખાણ તો ફકત વધારો અથવા દુનિયાનું જારી રહેવું કહે છે.

ડા० ગાઇગર અર્થ કરે છે કે We "may be included among those who will help to renovate the world."(૨)

એરવદ કાવસજી એદલજી કાંગા અર્થ કરે છે કે "જેઓએ આએ દુનિયાને આબાદ કીધી તેઓના જેવા અમો ખચીત થઇએ."

પ્રો. બાર્થોલોમી(૩) અર્થ કરે છે કે,

Und die möchten wir sein, die die Menschheit tauglich machen.

*i. e.* And may we be (like) those who make the world (lit. mankind or humanity) fit.

પહેલવી તરજુમો કરનારાઓ એનો તરજુમો નીચે મુજબ કરે છે.

"અએતુનચ લેન્મન મુન લક હુમનમ આઇગ લક નપ્શમન હુમનમ અમાન દેન્મન ફ્રશકર્દ કુનશ્ન દયન જેહાન.

**અર્થ**—એ મુજબ અમો પણ કે જેઓ તારા છઇએ, એટલે જેઓ તારા પોતાના છઇએ, તેઓનું, અમારૂં દુનિયામાં આ ફ્રશોકર્દનું કામ છે.

મારી પાસેની એક અવસ્તા પહેલવી ઇજશનેમાં(૪) ઉપલી ઇબારતની સેવટે "યહ્મન યેહણુનીત" એટલે "સતા આપ" શબ્દો ઊમેર્યાં છે. અને ફારસીમાં તેનો "ગાલેબી એદેહીદ" એટલે "ગાલેબી આપો" અર્થ કર્યો છે.

નવસારીવાળા મરહુમ દસ્તુર રૂસ્તમજીની નકલમાં(૫) એ ઇબારત "યેહણુનયેઇત" છે.

(૧) Zend Avesta 321.

(૨) Civilization of the Eastern Iranians in ancient times. દસ્તુર દારાબજીનો તરજુમો I p. ૧૦૯.

(૩) "Die Gathás des Awesta" (1905) von Christian Bartholomae p. 15.

(૪) શેઠ મા. રૂ. આશાબરનરવાળી નકલ પા. ૩૯૨.

(૫) ફોલીઓ ૧૪૪ ક.

નેર્યોસંગ એનો સંસ્કૃત તરજુમો નીચે મુજબ કરેછે:—

"ઇવામ્ચા તે વયમ સ્ત્રા દીનાહ સ્મહ યે ઇદમ અક્ષયતવામ કર્મેહે ભૂવહાની."

એ સંસ્કૃતનો અર્થ ડા૦ મીલ્સે કર્યોછે તે મુજબ નીચે પ્રમાણે થાયછે:—

"અને એ મુજબ અમો તારા પોતાના છઇએ, (અમો) કે જેઓ દુનિયામાં નાશ નહીં થાય તેવી હાલત ઉત્પન્ન કર્યે છીએ".

એ વાક્યનો ફારસી તરજુમો નીચે પ્રમાણે છે:—

અએદુન હમ મા કે આને તો હસ્તીમ, કે આને તો ખેશ હસ્તીમ, ઇન રસ્તાખેજ કર્દન અન્દર જેહાન.

**અર્થ**—એ મુજબ હમો પણ કે જેઓ તારા છઇએ, કે જેઓ તારા પોતાના છઇએ, તેઓ જેહાનમાં આ રિસ્તાખેજ કર્યે છીએ.

મારી પાસેની અવસ્તા પેહેલવી ફારસી ઇજશનેમાં એ ફારસી નીચે મુજબ છે:—

"બદીન રવેશ મા અજ આને શુમા હસ્તીમ યાની ખીશે તો હસ્તીમ. માયાનરા દર હંગામે રિસ્તાખેજ દર દુનિયા ગાલેબી બેદેહદ.

**અર્થ:**—આ રવેશે અમો તારા છઇએ એટલે તારા ખેશ છઇએ. અમોને રિસ્તાખેજને વખતે દુનિયામાં ગાલેબી આપે.

**એ ફકરાનો ભાવાર્થ:**—એ સઘળા તરજુમો કરનારાઓ જે તરજુમાઓ કરે છે તે તરજુમાઓ ઉપરથી ઘણી મતલબો આપણે જોઇએ છીયે.

૧. પેહેલી મતલબ તાજગી યા વધારા યા સંપુર્ણતાની દિસે છે. દાખલા તરીકે સ્પીગલ રિસ્તાખેજના વિચારમાં "દુનિયાનો વધારો" (to further the world) જોય છે. હાઊગ ભવિષ્યની જીંદગીને મદદ (help the life of the future) જોય છે. ડા૦ મીલ્સ નવી તાજગી અને વધારો અને સંપુર્ણતા (renovation and progress and completion) નો ખ્યાલ જોય છે. ડાર્મેસ્ટેટર પણ દુનિયાની તાજગી (renouveau) જોય છે. હાર્લે નવી બનાવત (reconstitution) નો અર્થ જુએ છે અને તેમાં વધારો અને કાયમી (progress et prépetuité) નો ખ્યાલ જોય છે. ગાઇગર પણ નવી હાલત (renovation) નો વિચાર બાંધે છે.

પેહેલવી તરજુમો કરનારાઓ આપણુને ખુદ ફ્રશો કેરેટીના અર્થ બાબે જરા નિરાશ કરે છે. તેઓ તરજુમામાં ફ્રશોગર્દ શબ્દજ વાપરે છે, તેથી તેઓ એ શબ્દથી શું સમજ્યા છે તે બરાબર માલમ પડતું નથી. પણ બીજી બાબતમાં તેઓનો તરજુમો વધારે ઉપયોગી છે. ડાર્મેસ્ટેટર તેઓના તરજુમા તરફ વધારે ઢળેલો છે.

૨. સઘળા તરજુમો કરનારાઓ મુજબ ગાથાના આ ફકરામાં બીજું જે આપણે જોઇએ છીએ તે આ છે કે આ ફ્રશોકર્દ યા રિસ્તાખેજ—પછી તમો તેને (ક) નવી તાજગીની હાલત લેઓ, (ખ) કે વધારાની હાલત લેઓ, (ગ) કે સંપુર્ણતાની હાલત લેઓ,—ઊપજાવવામાં આપણ સર્વનો થોડો કે ઘણો ભાગ છે, થોડો કે ઘણો હાથ છે. તે માટે પેગામ્બર જરથોસ્ત અને તેનાં લખાણુ મારફતે દરેક જરથોસ્તી દુઆ માંગે છે કે તેમાં તેનો હાથ (યદ્દમન) ઘણો રહે. ભાગ્યશાળી તે ધણી, કે જે એ હાલત ઉપજાવવામાં

ઘણો ભાગ લેવાને શક્તિવાન થાય. પાછલા પહેલેવી તરજુમો કરનારા મુજબ તે એ માટે દુઆ ગુજારે છે કે "યદ્દમન યેહબુનીત"—"મને સત્તા આપ." તે ધણી કે જેની આ દુઆ બર આવે તે ખરે ભાગ્યશાળી.

૩. આ નાના પણ મતલબથી ભરપુર ફકરા ઉપરથી ત્રીજો સાર જે નીકળે છે તે આ છે, કે એ ફ્રશોકેરેતી, ફ્રશોગર્દ, રિસ્તાખેજ, અથવા આ તાજગી, વધારા યા સુધારાનું કામ કાંઇ ફક્ત ભવિષ્યનું નથી, પણ ચાલુ જમાનાનું પણ છે, દરેકની જીંદગીનું છે. તે તેમ છે તેથીજ દરેક જરથોસ્તી એ હા ભણતાં જાણે દુઆ ગુજારે છે અને કહે છે કે "જેઓ ફ્રશોકેરેતી ઉત્પન્ન કરે છે તેના જેવા અમો થઇએ." તે માટે તેઓ સત્તા માંગે છે. એ દેખાડે છે કે ફ્રશોગર્દ દરેક ચાલુ જમાનાનું પણ કામ છે. એ કામમાં મોટો અને આગેવાન ભાગ લેનારાઓ 'સઓશ્યન્ત' એટલે "દુનિયાને ફાયદો કરનારાઓ" ગણાયા છે. હવે એ ફાયદો કરનારાઓ સઘળા હવે પછીજ આવશે એમ નથી. એવા કોઇક સઓશ્યન્તો આવી પણ ગયાછે અને કોઇ માયના પુતો હાલમાં પણ હશે અને પોતાનું કામ ચુપચુપ કરતા પણ હશે. આપણે એવા માએના પુતોમાંના કોઇ નહીં હોઇશું. પણ તે છતાં આપણે તેઓના જેવા થઇ, આપણી પોતાની નાની શક્તિ મુજબ અને નાની હદમાં, એ તાજગી, એ વધારો, એ સંપુર્ણતા આણવાનાં કામમાં આપણો નાનો હીસ્સો આપી શકીશું અને એમ હીસ્સો આપવાની આપણી ફરજ છે. એમ આપીએ તોજ આ દુનિયાનો આપણો ફેરો સફળ થયલો ગણાય, નહીં તો ફોકટ.

૪. આ નાના ફકરામાં એક ચોથો અર્થ પણ સમાયલો છે, જે બધા તરજુમો કરનારાઓથી બાહાર પડયો નથી પણ જે પેહેલવી તરજુમો કરનારાઓમાં આપણે જોઇએ છીએ. તેઓ કહે છે કે "અએતુનચ લેનમન મુન લક હુમનમ આઇગ લક નફ્શમન હુમનમ ........." એટલે "અમો પણ કે જેઓ તારા છઇએ એટલે જેઓ તારા પોતાના છઈએ તેઓનું આ દુનિયામાં ફ્રશોગર્દનું કામ છે." નેર્યોસંગ અને ફારસી તરજુમો કરનારાઓ પણ એજ અર્થ (આને શુમા હસ્તીમ) લે છે. એઓ માફક ડાર્મેસ્ટેટર પણ એ અર્થ લે છે. તે અર્થ આ કે "અમો તારા પોતાના છઇએ."

**એ ભાવાર્થનો સાર**—ત્યારે આ ટુંકા ફકરા મુજબ, (૧) ખોદાતાલાએ આ દુનિયાની તાજગી, યા વધારો, યા સંપુર્ણતા સરજેલી છે. (૨) તે માટે તેણે વધુ સરજેલું છે કે તેનાં માણસો તે તાજગી, વધારો યા સંપુર્ણતા લાવવામાં ભાગ લે. (૩) પસાર થઈ ગયલા જમાનાનાં માણસોએ, અને તેમાં ખાસ કરી સઓશ્યન્તો તરીકે જણાયલા મહાત્માઓએ તેમાં ભાગ લીધો છે, હાલનાઓ પણ લેછે અને તેઓએ લેવો જોઇએ અને હવે પછીનાઓ પણ લેશે. (૪) માણસ જાત એમ તે દાદારે સરજેલાં કામમાં ભાગ લીધ થી તેનાં પોતાનાં (ખોશ) થાય છે.

આ ફકરો ત્યારે એક આકીન દેખાડે છે કે જે આકીન પ્રમાણે દુનિયાના જૂદા જૂદા તબક્કાઓમાં કોઇ મહાન પુરૂષો થઇ ગયા છે કે જેઓ દુનિયાને તાજી કરતા ગયા છે અને તેનો વધારો આગળ ચલાવતા આવ્યા છે. એવા દુનિયાને તાજી કરનારાઓ, તેને આગળ વધારનારાઓ, તેના "સઓશ્યન્તો" ગણાયા છે. એવા સઓશ્યન્તો આગળ થઈ ગયા છે અને હવે પછી થશે. આગળ થઇ ગયા છે તેઓમાંનાં કેટલાકોનાં નામો ચોકસ છે. દાખલા તરીકે હોશંગ, જમશેદ, હોમ વીગેરે. હવે પછી

થનારાઓનાં નામો આગલા લખનારાઓએ પૃથકવિચારોનો અર્થ ધરાવનારા શબ્દો ઉપરથી આપ્યાં છે, જેમકે હોશેદરમાહ (હુક્ષથ-માઓ) એટલે "ભલી પાદશાહી ચલાવનાર ચંદ્ર;" હોશેદરબામી (હુક્ષથ બામ્ય) એટલે "ભલી પાદશાહી ચલાવનાર બામદાદ;" અને સઓષ્યોસ, એટલે ભલો ફાયદો કરનાર. હોશેદરમાહ અને હોશેદરબામી નામો સુચવે છે કે ચંદ્ર સાથ સંબંધ રાખનાર દર માહ યા મહીના સાથે, અને સૂર્ય સાથ સંબંધ રાખનાર દર બામદાદ યા દર દિવસ સાથે આ દુનિયામાં જાણે નવી રિસ્તાખેજ દરરોજ અને દર મહીને ચાલુ છે.

**આ ફકરાવાળો હા અને તેની રચના**—ઇજિશ્નેનો આ અત તા વક્ષ્યાનો હા ઘણો અગતનો છે. ડાૅ૦ મીલ્સ એ બાબે કહે છે કે "It is one of the most important pieces in the Avesta, and indeed one of the most important of its kind in ancient literature; for it has formed the centre of one of the greatest theologies which the world had ever seen"(1).

એ ફકરાનો તેના હા સાથ શું સંબંધ છે તે તે હાની રચના સમજવાથી માલૂમ પડે છે.

શરૂઆતમાં (ફ. ૧) લખનાર બે શક્તિઓ ઉપર ધ્યાન ખેંચે છે અને (ફ. ૨) તે બેમાંથી એકની તરફદારી માટે દરેકને પોતપોતાના વિચારો મક્કમ કરવાને આગ્રહ કરે છે. (ફ. ૩) પછી તે બેઉ મીનોઇ શક્તિનું ટુંક વર્ણન કરે છે. (ફ. ૪) એ બેઉ શક્તિઓથી આ દુનિયામાં જીંદગી અને નાશ ચાલુ છે. (ફ. ૫) એ બે મીનોમાંથી બૂરા મીનોએ બુરાઇ પસંદ કરી અને ભલાએ રાસ્તી પસંદ કીધી. નેક દીનદારો પણ ભલા મીનોની સંફમાં રહી રાસ્તી પસંદ કરે છે. (ફ. ૬) દેવના તરીકાવાળાઓએ બૂરા મીનોનો માર્ગ પસંદ કીધો. (ફ. ૭) આર્મઇતીએ ઉપલા ભલા આત્માઓના શરીરને જોર આપ્યું કે તેઓ ભલાઇ પર ઉસ્તવાર રહે. (ફ. ૮) સેવટે બુરાઓને સજા થશે. (ફ. ૯) પછી ફકરો નવ, જેમાં આપણી તપાસવાળો ફકરો છે, તેમાં જરથોસ્ત પોતાના મળતા વિષકો સાથે દુઆ ગુજારે છે કે ભલા મીનોની તરફેણ કરનારાઓ, જેઓ આ દુનિયાને આબાદ કરે છે, તેઓના જેવા અમો થઇએ. આ ફકરાને ડાૅ૦ મીલ્સ ફતેહ (Victory) નું નામ આપે છે, કે જાણે તેના બોલવાથી ઘણાકો તેનાં બોલવા ઉપર ધ્યાન આપી આ દુનીયાનાં વધારાનાં કામમાં તેને તાજી યા આબાદ કરવાના કામમાં સામેલ થયા. પછી આગળ ચાલતાં કહે છે કે (ફ. ૧૦) ભલાઇના વધારાથી બૂરાઇ તુટે છે અને (ફ. ૧૧) સેવટે કરણી તેવી પાર ઉતરણી છે.

**ફ્રશો કેરેટી શબ્દનો અર્થ**—આ ફકરામાં "ફ્રશેમ કેરેનઓન અહુમ" શબ્દ ઉપરથી આપણો ફ્રશો કેરેટી અથવા ફ્રશો ગર્દ શબ્દ નીકળ્યો છે. એ શબ્દ 'ફ્રશ' અને 'કેરેટી' એટલે 'કામ' શબ્દો ઉપરથી નીકલ્યો છે. એમાં 'ફ્રશ' શબ્દનો અર્થ તાજું થાય છે અને તે અંગ્રેજી fresh (જર્મન frisch ફ્રેંચ frais) ને મળતો છે. ત્યારે ફ્રશો કેરેટી એટલે "દુનિયાને તાજુ કરવાનું કામ." એ 'ફ્રશ' શબ્દ, જે અસલમાં ફ્રાંશ છે, તેનો અર્થ (ફ્ર એટલે આગળ અને અન્ચ अन्च એટલે ચાલવું ઉપરથી) આગળ વધવું પણ થાય છે. ત્યારે ફ્રશો કેરેટી એટલે "આગળ અને આગળ વધારાનું કામ."

---

(૧) Gatha. 2nd edition p. 40.

ત્યારે આપણે અવસ્તામાં એક પ્રકારની રિસ્તાખેજ માટેનો વિચાર પેહેલવહેલાં ગાથાના આ ફકરામાં મળે છે. એ ફકરાને રિસ્તાખેજ માટેનો વિચાર જણાવતો આપણા આગલા દસ્તુરો ગણુતા આવ્યા છે. તેની સાબેતી મને આ ઉપરથી માલુમ પડે છે કે મારી પાસે નૌસારીવાળા દસ્તુર ઇસતમજી મેહેરજીરાણા, જેવણુ આશરે ૭૫ વરસ ઉપર થઇ ગયા છે, તેવણુને હાથની લખેલી એક અવસ્તા પેહેલવી ઇજશ્ને[1] છે, તેમાં એ ફકરાની આગમચના ફકરાના એક શબ્દના સંબંધમાં એક હાંસીયાની નોધ તરીકે ફારસી હરફે લખ્યું છે કે "દર રિસ્તાખીજ" એટલે "રિસ્તાખેજમાં એમ બનશે."

હવે મથાળે મુકેલા ગાથાના ફકરામાં ફ્રશો કેરેતી એટલે દુનિયા તાજી અથવા નવી થતી જવાનો સાદો સુતરો સુંદર સાએરી ખ્યાલ સમાયલો છે. એ ફકરા ઉપરથી નીકળતો આપણો ફ્રશો કેરેતી અથવા ફ્રશોગર્દ શબ્દ વધારે દરૂસ્ત, અસલ મતલબને વધારે બંદબેસતો છે. રિસ્તાખેજ શબ્દ, જે પાછળથી દાખલ થયો છે, તેમાં એટલી સાદાઇ, એટલી અસલ મતલબ નથી. તેમાં આપણે જેને શારીરીક તત્વ (Material element), શારીરીક વિચારોનો ખ્યાલ કહીયે તે દાખલ થયો છે. ફ્રશો કેરેતીનો બરાબર અર્થ દેખાડનાર શબ્દ તરીકે રિસ્તાખેજ શબ્દ આપણને અવસ્તામાં મળતો નથી.

**રિસ્તાખેજ શબ્દનો અર્થ :**—રિસ્તાખેજ શબ્દમાં પેહેલો ભાગ રિસ્ત તે અવસ્તા "ઇરિસ્ત" એટલે "ગુજરી ગયલું" ઉપરથી છે અને 'ખીજ' એ કોઇ અવસ્તાનો ધાતુ, જેને મળતો પહેલવીમાં આપણને 'ખાસ્તન' એટલે ઉઠવું મળે છે, તે ઉપરથી છે. એ ધાતુને હીશ (દાખલા તરીકે જે હીશ, ઉસા હીસ્તાતમાં આવેછે તે) સાથે સંબંધ છે. ત્યારે "રિસ્તાખીજ" એટલે "ગુજરેલાંઓનું ઉઠવું." એ અર્થ ઉપરથી જો આપણે "રિસ્તાખેજ" શબ્દને "ફ્રશો કેરેતી" શબ્દ સાથ સરખાવીએ તો તુરત દિસે છે કે એ બેઉ શબ્દો, જોકે તેઓ આપણામાં પાછળથી એકમેક માટેના શબ્દો (Synonyms) તરીકે વપરાય છે, તોપણ અર્થમાં બરાબર સરખા નથી. રિસ્તાખેજમાં "ગુજર પામવા અથવા મરણ પામવાનો" અર્થ, જે સીધી રીતે જોડાયલો છે તે ફ્રશો કેરેતીમાં સીધી રીતે જોડાયલો નથી.

એ મુજબ ત્યારે આપણે જોઇએ છીએ કે ગાથામાં "ફ્રશો કેરેતી"ની જે મતલબ છે તે આસ્તે આસ્તે ફેરવાતી યા ફળદ્રુપ થતી યા વધતી ગઇ છે અને પાછળથી દાખલ થયલા ખુદ રિસ્તાખેજ શબ્દમાં પણ આપણે તે જોઇએ છીએ. તે મતલબ આ કે 'તાજું થતાં' યા 'વધારો થતાં' કોઈ એક ચીજે "ગુજરેલી યા પસાર થયલી હાલતમાંથી પાછું ઉઠવું." ગાથા પછી યશ્ત ઉપર આવતાં આપણે એ ખ્યાલ જોઇયે છીએ. જમ્યાદ યશ્તમાં આપણે એ ખ્યાલ જોઇયે છીએ અને ત્યાં જાણે આપણે "રિસ્તાખેજ" શબ્દની ઉત્પતી પણ જોઇએ છીએ.

**જમ્યાદ યશ્તમાં રિસ્તાખેજનો વિચાર**—જમ્યાદ યશ્તમાં એ બાબતનો ફકરો નીચે મુજબ છે :—

"યત કેરેનવાંન ફ્રષેમ અહૂમ અજરેષન્તેમ અમેરેષેન્તેમ અફ્રિથ્યન્તેમ અપુયન્તેમ યવએજિમ યવએસુમ વસો-ક્ષથ્રેમ. યત ઇરિસ્ત પઇતિ ઉસેહિસ્તાંન જસાત જવયો અમેરેખ્તિશ દથઇતે ફ્રષેમ વસ્ન અંઘૂહુશ. બુન ગએથાઓ અમર્ષન્તીશ યાઓ અષહે

(૧) પા. ૨૫૯.

સ્પૂઇહઇતીશ. નિસ્તત પઇતિ દ્રક્ષ નાષાઇતે યધાત આઇવિચિત જ્યમત્ અપવનેમ મહર્ક-શાઇ અઓમ ચિથ્રેમ્ચ સ્તીમ્ચ આથત્ય મરે નાષાતએચ વઇર્યો અથ રતુશ.

(જમ્યાત યસ્ત ક્. ૧૧-૧૨)

અર્થ—"જે (ખોરેહ) દુનિયાને તરોતાજગીવાળી, જુની નહીં થતી, નાશ નહીં પામતી, ખરાબ નહીં થતી, કોહી નહીં જતી, હમેશાં હૈયાતી ભોગવનારી, હમેશાં ફાયદો કરનારી તથા પોતાની મરજી મુજબ હકુમત ચલાવનાર કરશે. ગુજરેલાંઓ પાછાં સજીવન થશે. જીંદગી (અને) અમરપણું આવશે, (તથા તમામ) દુનિયા પોતાની મરજી મુજબ તરોતાજગીવાળી થશે.

(વલી) અશોઇ (ના તોખમ) ની ફાએદાકારક (તમામ) હયાતી ભોગવનારી પેદાએશો અમર થશે. અશો (માણસ)ને, (તે અશો માણસનાં) આએ તોખમને તથા (તેને લગતી) પેદાએશને હાની પોહોંચાડવાને માટે, જોકે દરૂજ આસપાસ (અથવા અંહીં તંહીં) દોડધામ કરશે, તોપણ (આખરે) (તે) ઊંધો પડીને નાશ પામશે" ([1]).

**અવસ્તાના એક છુટક ફકરા (fragment) માં રિસ્તાખેજનો વિચાર—** અવસ્તાના છુટક ફકરાઓ (Fragments) નામે જણાયલા ફકરાઓમાં પણ આપણે જમ્યાદ યસ્તને મળતો નીચલો ફકરો જોઇએ છીએ:—

"ઊસ ઇરિસ્ત પઇતિ અરાઓન્તિ. વીજવાઓંધહુ પઇતિ તનુષુ અસ્તવાઓ ગયો દારયેઇતે" (વેસ્ટરગાર્ડ છુટા ફકરા. નો. ૪).

**અર્થ**—ગુજરેલાંએ ા પાછાં ઉભાં થશે. મજબુત શરીરમાં હાડમંદ જીંદગી રાખવામાં આવશે.

**પેહેલવી લખનારાઓ મુજબ ફ્રષેમ શબ્દમાં રિસ્તાખેજનો વિચાર—** મોં૦ હાર્લે કહે છે તેમ પેહેલવી લખનારાઓએ અવસ્તામાં ઘણીક જગ્યાએ રિસ્તાખેજના ઇસારા જોયા છે, જોકે તે ખરેખર રિસ્તાખેજના ઇસારાઓ નહીં હોય. દાખલા તરીકે, અવસ્તામાં ઉપર જણાવેલા ફકરાઓમાં (ફ્રષેમ કેરેનઓન અહુમ) ખરેખરો રિસ્તાખેજનો ઇસારો છે. તે ઉપરથી તે વાકયમાં આવેલો ફ્રષો શબ્દ જ્યાં ઘણેક બીજે ઠેકાણે અવસ્તામાં આવ્યો છે, ત્યાં તેઓ રિસ્તાખેજનો ઇસારો સમજ્યા છે.([2]) એ સબબે આંકુએટીલ દુ પેરોંએ પણ પોતાના ઉસ્તાદ દસ્તુર દારાબ, જેવણ આગલા દસ્તુરો માફક પેહેલવી તરજુમાને આધારે ચાલતાં, તેવણની શીખવણી મુજબ, ઘણેક ઠેકાણે એમ "ફ્રષેમ" શબ્દનો રિસ્તાખેજ અર્થ લીધો છે. દાખલા તરીકે ઇજશને હા. ૫૫ ફ. ૬. (આંકુએટીલ મુજબ હા. ૫૨ Zend Avesta Tome I Partie II p. 221). ત્યાં સ્તઓત યસ્નની સીફતમાં કહે છે કે "સ્તઓત યસ્નય યજમઇદે યા......ફ્રષેમ વસ્ન અહુમ દથાન." અંહી આંકુએટીલ "ફ્રષેમ અહુમ" નો અર્થ રસ્તાખેજ કરે છે.

**હીરોડોટસના એક લખાણ ઉપરથી રિસ્તાખેજ બાબે હુખામીનીયન**

---

(૧) એરવદ કા. એ. કાંગા.

(૨) એ બાબે મોં૦ હાર્લે કહે છે કે "Les Parses, qui voient la résurrection des corps partout où ils rencontrent le mot *frasho*" (Le Zend Avesta p. 310. n. 3).

**જમાનામાં ધારવામાં આવતું આકીન:**—ગાથા અને યસ્તના જમાના પછી હખામનીઅન જમાનામાં રિસ્તાખેજ બાબે કોઈ વિચાર હતો એમ હીરોડોટસનાં એક લખાણ ઉપરથી કહેવામાં આવે છે. હીરોડોટસ સાઇરસના બેટા કેમ્બાઇસીસ બાબે જે એક લખાણ કરે છે તે ઉપરથી કોઇક ધારે છે કે તેમાં રિસ્તાખેજના આકીનનો ખ્યાલ છે. તે લખાણમાંની હકીકત નીચે મુજબ છેઃ—

કેમ્બાઇસીસે ઇજીપ્ટ ઉપર હુમલો કીધો હતો. એ દેશ જીતી તેમાંથી તે ઇથીઓપીઆના મુલક ઉપર હુમલો લઇ ગયો. પણ ત્યાંના રેતાળ મુલકમાં તેનું લશ્કર પાયમાલ થયું. તે મેમ્ફીસ તરફ પાછો ફર્યો. તે વખતે ઇજીપશીઅનોના એપીસ નામના દેવતાની સેતાયશનો ખાસ તેહેવાર પડ્યો હતો.

એ એપીસ દેવતાની સેતાયશની ક્રીયામાં તેઓ એક કાળો ગોધો, જેને પણ તેઓ એપીસ કહેતા તેને પવિત્ર ગણતા. એ તેહેવાર ઉપર ઇજીપશીઅનો નવો પોષાક પેહેરી ખાણીપીણી અને મોજ મજાહ કરતા. ઇજીપશીયનોએ આ વખતે તેમ કરવાથી, કેમ્બાઇસીસનાં મનમાં વેહેમ આવ્યો કે "હું ઇથીઓપીઆ ઉપરની ચહડાઇ ઉપરથી નિષ્ફળ થઇ પાછો આવ્યોછું તેથી તેઓ એમ ખુશી ખુશાલી કરે છે. તેથી તેણે મેમ્ફીસના ન્યાયાધીસોને પોતાની પાસે બોલાવી મંગાવ્યા અને આ ખુશીખુશાલીનું કારણ પુછ્યું. તેઓએ ખરૂં કારણ સમજાવ્યું. પણ તે તેણે માન્યું નહીં અને તેઓ જુઠું બોલે છે એમ કહી તેઓને મારી નંખાવ્યા. પછી તેણે ઇજીપ્ટના ધર્મગુરૂઓને તેડાવી મંગાવી તેઓને એ ખુશી ખુશાલીનો સબબ પુછ્યો. તેઓએ પણ ન્યાયાધીસો માફક ખુલાસો કીધો. ત્યારે કેમ્બાઇસીસે કહ્યું કે "જોઉં, તમારા એપીસ દેવતાને મારી આગળ લાવો." એમ કહી તેઓના પવિત્ર ગોધાને પોતા આગળ મંગાવ્યો. પછી તેણે તે પવિત્ર ગણાતાં પ્રાણીનાં શરીરમાં ખંજર ભોંકી તેને મારી નાંખ્યું અને પેલા ધર્મગુરૂઓને પણ મારી નાંખ્યા અને જે ઇજીપશીયનો ખુશીખુશાલી અને ઉજાણી કરતા હતા, તેઓમાંનાં ઘણાકોને મારી નાંખ્યા. ઇજીપશીયનો કહેવા લાગા કે આ ધર્મ વીરૂદ્ધ, ઘાતકી કામ કરવાને લીધે કેમ્બાઈસીસ દીવાનો થઇ ગયો.

હવે હીરૉડોટસ મુજબ કેમ્બાઇસીસ એક ભલો પાદશાહ તો નહીં હતો. હીરાડોટસ તેને અવારનવાર બેવકુફ યા ગાંડો કહે છે. ઇજીપશીયનો માનવા લાગા કે એ અર્ધો ગાંડો તો હતોજ, તે આ પાપી કામથી પુરો ગાંડો બની ગયો. એવાં દીવાનાપણાનાં એક કામ તરીકે તેઓ તેણે પોતાના ભાઇ સ્મર્ડીસને મારી નાંખવાનું કામ ગણે છે. કહે છે કે ઇજીપ્ટના એક ભાગના "ઇક્થીઓ ફેગાઇ" નામના લોકો તેની આગળ ઇથીએ પીઆના મુલકમાંથી એક તીર મારવાની કમાન લાવ્યા. તે એવી મજબુત હતી કે કોઇ પણ ઇરાની તે ખેંચી શકયો નહીં. પણ ફકત એક જણે તે ખેંચી અને તે તેનો સગો ભાઇ સ્મર્ડીસજ હતો. તેથી ખુશી થવાને બદલે તે હવે તેની અદેખાઇ કરવા લાગો. તે ઉપરથી તેણે તે ભાઈને ઇજીપ્ટમાંથી ઇરાન ભણી પાછો મોકલી દીધો.

કહે છે કે એ બનાવ પછી તેણે એક વખત સ્વપનું જોયું કે ઇરાનથી એક કાસદ આવ્યો છે અને કહે છે કે સ્મર્ડીસ પાદશાહી ગાદી ઉપર બેઠો છે અને તેણે આસ્માન સાથે પોતાનું સર લગાડયું છે. પોતે પોતાના ભાઇને અદેખાઇને લીધે મોકલી દીધો હતો, તેથી તેનાં મનમાં આવ્યું કે આ સ્વપના મુજબ કદાચ એ ભાઇ સ્મર્ડીસ

ઇરાનની ગાદી લઇ લેશે અને તેને મારી નાંખશે. માટે તે ચીંતા ટાળવા તેણે પોતાના પ્રીક્ષારપીસ નામના સરદારને ઇરાન બણી હોકમ આપીને મોકલ્યો કે તેણે ત્યાં જઇને સ્મર્ડીસને મારી નાંખવો. પ્રીક્ષારપીસ ગયો અને ચુપચુપ સ્મર્ડીસને મારી નાંખ્યો.

હવે કેમ્બાઇસીસે ઇજીપ્ટમાં હુમલો લઇ જતી વખતે એક પેટીજીથીસ (Patizithes) નામના માજીને પોતાના મહેલમાં તેના નેગેહબાન તરીકે રાખ્યો હતો. એ માજીને ખબર પડી હતી કે કેમ્બાઇસીસે છુપી રીતે પોતાના ભાઈ સ્મર્ડીસને મારી નંખાવ્યો હતો, અને ઇરાની પ્રજા એ બાબત જાણુતી હતી નહીં, તેથી તેઓ તો સ્મર્ડીસને જીવતો ધારતા હતા. હવે આ માજીને એક સ્મર્ડીસ નામનો ભાઇ હતો, જે દેખાવમાં પણ કેમ્બાઇસીસનાં મરનાર ભાઈ સ્મર્ડીસને મળતો આવતો હતો. પોતાને કેમ્બાઈસીસના ભાઈ સ્મર્ડીસનાં ખુનની મળેલી છુપી ખબર ઉપરથી અને પોતાનો ભાઇ સ્મર્ડીસ તે મરનાર સ્મર્ડીસના જેવા ચહેરાનો હોવાથી, તેનાં મનમાં આવ્યું કે હાલ કેમ્બાઇસીસ ઈજીપ્ટમાં છે તેટલાં કેમ્બાઇસીસના ભાઈ સ્મર્ડીસને નામે બળવો ઉઠાવવો અને પોતાનો ભાઇ સ્મર્ડીસ, જેનો ચેહેરો મરનાર સ્મર્ડીસને મળતો આવતો હતો, તેને ગાદીના દાવાદાર, કેમ્બાઇસીસના ભાઇ સ્મર્ડીસ તરીકે ઉભો કરવો. એમ વિચાર કરી તેણે બળવો ઉઠાવ્યો અને પોતાના ભાઇ સ્મર્ડીસને સમજાવીને ગાદીએ બેસાડયો અને લોકોને જાહેર કીધું કે "પાદશાહ કેમ્બાઇસીસનો ભાઇ સ્મર્ડીસ હવે ગાદી ઉપર બેઠો છે માટે સર્વએ તેને માન આપવું." પાદશાહના ભાઇ સ્મર્ડીસને તો કેમ્બાઇસીસે મારી નખાવ્યો હતો તે વાતની લોકોને ખબર ન હતી. તેથી લોકો આ દાવાદાર સ્મર્ડીસને તો ખરેખર કેમ્બાઇસીસનો ભાઇ સ્મર્ડીસ સમજવા લાગા કારણકે તેનો ચહેરો પણ મરનાર સ્મર્ડીસને મળતો આવતો હતો. પેટીજીથીસે એ બાબે ગામે ગામ ઢંઢેરો ફેરવ્યો અને એક કાસદને ખાસ ફરમાવ્યું કે જ્યાં કેમ્બાઇસીસની છાવણી હોય ત્યાં તેનાં લસ્કરમાં જઇ એ ઢંઢેરો પોકારે કે સર્વએ હવે કેમ્બાઇસીસને નહીં પણ તેના ભાઇ સ્મર્ડીસને માન આપવું. તે કાસદને માલૂમ પડયું કે કેમ્બાઇસીસની છાવણી સીરીઆમાં એકબેટાના ખાતે હતી. તેથી તેણે ત્યાં જઇ તેનાં લસ્કર વચ્ચે ઢંઢેરો ફેરવ્યો. તેનો પોકાર કેમ્બાઇસીસને કાને પડયો. તેણે ધાર્યું કે "મેં પ્રીક્ષારપીસને ફરમાવ્યું હતું કે સ્મર્ડીસને મારી નાંખે. પણ તેણે તેમ કીધું નહીં અને તેના પરીણામમાં સ્વપનામાં જે જોયલું તે આખરે ખરૂં પડયું." તે ઉપરથી તેણે પ્રીક્ષારપીસને પુછયું કે "મેં જે કામ તુંને સોંપ્યું હતું તે કામ તેં કીધું હતું કે?" પ્રીક્ષારપીસે જવાબ આપ્યો કે "તારા ભાઇ સ્મર્ડીસે બળવો ઉઠાવ્યો છે એ ખરૂં નથી.........મેં પોતે તારો હોકમ અમલમાં મેલ્યો છે અને મારે પોતાને હાથે તેને ડાટયો છે. પણ જો ગુજરેલાંઓ પાછાં ઉઠતાં હોય તો (If however the dead rise again) આશા રાખ કે મીડીઅન એસ્ટાઇજીસ તારી સામે ઉઠી ઉભો થાય." હવે આ વાતનો છેડો લાવીયે તો કેટલીક ખરી હકીકત ખબર પડતાં કેમ્બાઇસીસ પેલા માજી સામે સુસા ખાતે જવા નીકળ્યો. પણ ઘોડાપર ચહડતાં તેની તલવાર મેઆનમાંથી નીકળી પડતાં તેને પોતાને લાગી અને તેના જખમથી તે મરી ગયો અને પેલો ઠગારો સ્મર્ડીસ ઇરાનની ગાદી ઉપર થોડો વખત કાયમ થયો. પણ સેવટે તેને દારાયસે મારી નાંખ્યો અને દારાયસ ગાદી ઉપર આવ્યો.

હવે આ વાર્તામાં પ્રીક્ષારપીસે જે ઉપર કહેલા શબ્દો વાપર્યા છે કે "ગુજરેલાંઓ પાછાં ઉભાં થાય તો," તે ઉપરથી હખામીનીયન વંશના વખતમાં રિસ્તાખેજનો ખ્યાલ

હતો એમ ગણવામાં આવે છે. પણ મોં. ([1]) હાર્લે કહે છે તેમ હીરોડોટસ ઉપલાં વર્ણન ઉપરથી એવો સાર કાહાડી શકતો નથી.

**પેહેલવી લખાણો:**—પેહેલવી લખાણો ઉપર આવતાં આપણે જોઇએ છીએ કે તેમાં રિસ્તાખેજના વિચારે વધારે જડ ( Material ) રૂપ લીધું છે. અવસ્તામાં અને ખાસ કરી ગાથામાં જે ફકત આતમીક ( Spiritual ) રૂપ હતું, તે હવે વધારે જડ થતું ગયું છે. બુનદેહશનો આખો ૩૦ મો બાબ એ રિસ્તાખેજની બાબતમાં છે અને તેમાં જે અવસ્તામાં નથી તે કેટલુંક વધુ જણાવ્યું છે, તે એટલે સુધી કે રિસ્તાખેજનો વખત આવશે ત્યારે માણસ કેવા પ્રકારનો ખોરાક લેવા માંડશે વીગેરે તે પણ જણાવ્યું છે.

**રિસ્તાખેજનો વિચાર અસલ જરથોશ્તી છે કે?**—હવે રિસ્તાખેજ, જે ધર્મ સંબંધી બાબતોમાંની કેટલીક મુશકેલ બાબતોમાંની એક છે, તેનો વિચાર અસલ જરથોશ્તી છે કે પાછલા વખતોનો છે, તે વીદ્વાનોમાં એક સવાલ થઇ પડયો છે અથવા વધારે વાસ્તવીક રીતે બોલીયે તો સવાલ થઇ પડયો હતો, કારણ હવે ઘણાઓ આ સેવટ ઉપર આવ્યા છે કે તે અસલ જરથોશ્તી વિચાર છે. રિસ્તાખેજ બાબે, યાહુદીઓમાં, ખ્રાસ્તીઓમાં, મહોમેદનોમાં સામાન્ય રીતે, અથવા વધારે બરાબર બોલીયે તો, સપાટી ઉપરથી જેમ રિસ્તાખેજ સમજવામાં આવેછે તેવી રીતે, કેટલીક હદે સામન્ય વિચાર છે. હવે એ ધર્મોમાંથી ખ્રીસ્તી અને મુસલમાન ધર્મો બાજુએ મેલવા જોઇએ, કારણ તેઓ પાછલા જમાનાના છે. પણ તેઓને બાજુએ મેલી યાહુદીઓના સંબંધમાં વિચાર કરતાં કોઇક વીદ્વાનો કહેતા કે જરથોસ્તી ધર્મમાં તે બાબેનું યાકીન પાછળથી યાહુદીઓ ઉપરથી દાખલ થયું હતું.

પણ આપણે ઉપર ટાંકેલા ફકરાઓ ઉપરથી જોયું છે કે રિસ્તાખેજનો અથવા વધારે બરાબર બોલીયે તો ફ્રશોકેરેતીનો ખ્યાલ અસલ જરથોસ્તી છે. તે ખુદ ગાથામાં છે.

અવસ્તામાં 'યવએચ યવ તાતએચ' શબ્દો જે કેટલીક વાર આવે છે, તેઓનો અર્થ "હંમેશ ને હંમેશ" થાયછે. એ ઇસ્તેલાહનો આંકુએટીલ દુ પેરોંએ તરજુમો કરતાં તેનો અર્થ "રિસ્તાખેજ સુધી" (a'la Résurrection) કર્યો છે. ([2])

હવે બર્નુફે આંકુએટીલનો એ અર્થ તપાસીને ખોટો કીધો અને જણાવ્યું કે તેનો અર્થ તો ફકત "હંમેશ ને હંમેશ સુધી," થાય છે. તે ઉપરથી ત્યારે કેટલાકોએ

---

( ૧ ) મોં૦ હાર્લે કહે છે કે "on a cru trouver dans Hérodote la preuve de l'existence de cette croyance en Perse, aux temps de Darius, mais l' historien grec ne dit rien qui permette de conclure cela de son recit ......... Il n'y a évidemment dans ces paroles de Prexaspès rien d'autre qu'une fine ironie destinée à rassurer Cambyse" ( Le Zend Avesta, Introduction CXL VII )

( ૨ ) દાખલા તરીકે ( ક ) વંદીદાદની ત્રીજી પરગરદ ફ. ૧૪માં (Zend Avesta Tome I Partie II p. 282), જ્યાં કહે છે કે, ગુજરેલાંને એકલો લઇ જનાર હંમેશ ને હંમેશ સુધી અપવિત્ર થાય છે.

( ખ ) વંદીદાદ પરગરદ ૩ ફ. ૨૧.

( ગ ) વંદીદાદ પરગરદ ૩ ફ. ૩૯.

( ઘ ) વંદીદાદ પરગરદ ૫ ફ. ૨૬ ( Zend Avesta Tome II Partie II p. 302 ).

( ઙ ) વંદીદાદ પરગરદ ૭ ફ. ૩૭ અને ૩૯ વીગેરે.

અનુમાન કરવા માંડયું કે આંકુએટીલે, એ શબ્દોને આધારે, અવસ્તામાં જે રિસ્તાખેજનો ખ્યાલ હાજર ધાર્યો હતો, તેનો વિચાર ખોટો પડે છે. તેથી પાછલી પેહેલવી કેતાબો, જેવી કે બુનદેહશ (બાબ ૩૦)માં રિસ્તાખેજનું જે વર્ણન આવે છે તે યાહુદીઓનાં પુસ્તકને આધારે હોવું જોઇએ.

પણ પાછળથી હાઉગ અને બીજાઓએ દેખાડયું છે અને કબુલ કીધું છે કે રિસ્તાખેજનો અસલ ખ્યાલ અસલ અવસ્તામાં પણ છે. (¹)

હવે એ મત યાહુદીઓએ ઇરાનીઓ ઉપરથી લીધું છે કે ઇરાનીઓએ યાહુદીઓ ઉપરથી લીધું છે તે બાબે ડાં૦ હાઉગ પોતાના રેસાલામાં એક જગ્યાએ પેહેલે શક દેખાડે છે કે એ નક્કી કહેવું મુશ્કેલ છે.(²) પણ બીજી જગ્યાએ (³) ઉપર મથાળે ટાંકેલા ફકરાને આધારે તે એ મતને "ખરેખરૂં જરથોસ્તી મત" ગણે છે. વળી આગળ ચાલતાં તે એ બાબે વધારે મજબુત રીતે નીચે પ્રમાણે બોલે છે :—(⁴)

"In consequence of Burnouf's inquiries into the phrase *Yavaêcha Yavatâtaêcha* (which had been translated by Anquetil "till the resurrection", but which means nothing but "for ever and ever"), the existence of such a doctrine in the Zend-Avesta was lately doubted. But there is not the slightest reason for doubting it, as any one may convince himself from the passage quoted in p. 217, where it is clearly stated that the dead shall rise again. That the resurrection of the dead was a common belief of the Magi, long before the commencement of our era, may be learned, from the statement of Theopompos. Now the question arises, had Spitama Zarathushtra already pronounced this doctrine, which is one of the chief dogmas of Christianity, and of the Jewish and Mahommedan religions, or is it of later, perhaps foreign origin?

Though in the Gâthâs there is no particular statement made of the resurrection of the dead, yet we find a phrase used which was afterwards always applied to signify the time of resurrection, and the restoration of all life that has been lost during the duration of creation. This is the expression *frashem kerenaon ahûm* (Yas XXX 9), 'they make the life lasting', *i.e.*, they perpetuate the life. Out of this phrase the substantive *frashô-kereti*, 'perpetuation' of life, was formed, by which, in all the later Avesta books, the whole period of resurrection and palingenesis at the end of the time is to

(૧) એ બાબે જુઓ શેઠ ખ. રૂ. કામાનો "જરથોસ્તી અભ્યાસ" અંક પા. ૨૮૮–૩૦૨.
(૨) Haug's Essays on Parsis 2nd Edition પા. ૫.
(૩) એજ પુસ્તક પા. ૨૧૬.
(૪) એજ પુસ્તક પા. ૩૧૨.

be understood. The resurrection forms only a part of it. That this event was really included in the term of *frashô-kereti* one may distinctly infer from Vend. XVIII. 51, where Spenta-Armaiti (the earth) is invoked to restore 'at the triumphant renovation' of creation, the lost progeny, in the form of one 'knowing the Gâthas, knowing the Yasna, and attending to the discourses'. According to these statements, there can be no doubt that this important doctrine is a geniune Zoroastrian dogma, which developed itself naturally from Spitama Zarathushtra's sayings. There is not the slightest trace of its being borrowed from a foreign source."

પ્રો. જેકસન પણ એજ અનુમાન ઉપર આવે છે. તે કહે (૧) છે કે—

"A question may arise as to whether the Saviour-idea in Mazdaism was a tenet that was taught by Zoroaster himself, or whether it may not possibly be due to some influenee of the Messianic idea in Judaism............ A metrical fragment of the Avesta (Frag. IV 1-4), an extract from Yasht XIII. 89 seq. and the well-known passage in the Bundahishn......... (Bd. XXX, 1. seq), all lend their weight in ascribing this particular teaching to Zoroaster himself. The whole system of the faith appears to be built upon this tenet".

પોતાનાં એક બીજા' લખાણમાં પણ તે કહે છે કે તે અસલી જરથોસ્તી મત હતું. તે કહે છે કે It "was a tenet undoubtedly inculcated by Zoroaster some centuries before the Christian era.(૨)"

ડા૦ શેન (Dr. Cheyne) પણ એજ વીચાર ધરાવે છે. (૩)

પ્રો. ગ્રેટજ પોતાની યાહુદીઓની તવારીખમાં એ બાબે નીચે પ્રમાણે કહે છે. (૪).

"One belief emanating from the Iranian religion became part of the spiritual life of the Judæans, until it grew at last to be a binding dogma; it was that of the resurrection of the dead from their graves."

---

(૧) The Biblical World o August 1896 p. 157.

(૨) American Oriental Society's Proceedings, April 1893 pp. XXXVIII–XXXIX.

(૩) The Origin and Religious contents of the Psalter by Dr. Cheyne (1891) pp. 400-01.

(૪) "History of the Jews", by Prof. Graetz I pp. 417-18.

મી૰ આલજેર નામના વીદ્વાને "ભવિષ્યની જીંદગીનાં મતની તવારીખ" એવે નામનું એક ઉપયોગી પુસ્તક લખ્યું છે તેમાં પણ એવાજ વિચાર જણાવ્યા છે (૧).

**ત્યારે રિસ્તાખેજનો અસલ ખ્યાલ શું છે:**—હવે ત્યારે ગાથા, યસ્તો, પેહલવી લખાણો વીગેરેની લંબાણ તપાસ ઉપરથી આપણે શું સેવટ ઉપર આવીયે? રિસ્તાખેજનો અસલ મુળ વિચાર, અસલ મુળ ખ્યાલ શું છે? પેહેલવી પુસ્તકોમાં તો, સપાટી ઉપરથી તપાસતાં, તે એક હવે પછીના બનાવ તરીકે મુખ્ય ગણવામાં આવ્યો છે. શું તે એમજ છે? ના. અલબતે, પેહેલવી પુસ્તકોમાં એક ભવિષ્યનાં સેવટનાં રિસ્તાખેજ માટે કહે છે તે ખરૂં છે. કોઇ અનીયમિત સેવટના વખત માટે કહેવામાં અને માનવામાં આવે છે કે ત્યારે સર્વ સારૂં થશે. પણ અસલમાં એનો ખ્યાલ શું છે? શું અસલ ખ્યાલ તે સેવટના ખ્યાલ સાથે કોઇ ચાલુ બનાવને નથી જોડતો?

ગાથામાં, જ્યાં આપણે રિસ્તાખેજની બાબતનું અસલ બીજ જોઇએ છીએ, ત્યાં હાડકામાંથી ઉભું થવાની બાબત યા સઘળાં ગુજરેલાંઓ એક ચોકસ વખતે ઉભું થવાની બાબત નથી. તેમાં જે ભાવાર્થ છે તે આ છે કે એક જાતની તાજગી યા વધારો, યા સંપુર્ણતા તરફ સર્વની કુચ ચાલુ છે. તેમાં ઘણા ભલાઓ (સઓષ્યન્તો)એ ભાગ લીધો છે અને લેશે. તે તાજગી, વધારા અને સંપુર્ણતા તરફની કુચમાં પેગામ્બર જરથોસ્ત પોતે, તેના મળતા વીરેકો અને ત્યાર પછી તેનાં પવિત્ર કલામો ઓચરનારઓ ભાગ લેવાની મરજી દેખાડે છે.

ગાથા મુકી જમ્યાદ યસ્ત ઉપર આવતાં આપણે એ અસલના વિચારને જરા આગળ વધેલો જોઇએ છીએ અને તે એમ કે એવા ચાલુ વધારાને માટે જાણે કોઇએક સેવટનો વખત ધાર્યો છે અને તે વખત સાથે સઘળાં ગુજરેલાંઓને પાછા તાજાં થઇ ઉભા થવાનો વિચાર જોડ્યો છે. એ યસ્તમાં પણ અસલ ફ્રશો કેરેતી યા તાજગીનો ખ્યાલ રાખ્યો છે પણ તે સાથે એક ચોકસ વખતે ગુજરેલાંઓને ઉઠવાનો વિચાર જોડ્યો છે. પણ તે છતાં હજુર તે બનાવ સાથે હાડકાંઓનો સંબંધ જોડ્યો નથી. તે બનાવમાં અગતનો ભાગ લેનાર એક ભવિષ્યનાં સઓષ્યન્ત અથવા સોસ્યોશ માટે ફરવરદીન યસ્ત (ફ. ૧૨૯) માં બોલવામાં આવે છે. ત્યાં તે સોસ્યોશનાં "અસ્તવત એરેત" નામમાં આપણે પહેલે હાડકાંનો જરાક ખ્યાલ જોઇએ છીએ. પણ તે ઉપરથી પણ હાડકાંમાંથી ઉભાં થવાનો ચોકસ ખુલ્લો ખ્યાલ મળતો નથી. એમ ત્યાં ખુલ્લો ખ્યાલ મળતો નથી, તે છતાં વંદીદાદમાં જ્યાં મરણ પામેલી લાસને અવલમંજલ પોહોંચાડવા માટે બોલવામાં આવે છે ત્યાં હાડકાંને જૂદાં રાખવા કહે છે. તે ઉપરથી દીસે છે કે રિસ્તાખેજનો ખ્યાલ હવે હાડકાં સાથે વધારે જોડાવા માંડ્યો.

અવસ્તા મુકી પેહેલવી સાહીત્ય ઉપર આવીયે છીએ ત્યારે આપણે એ રિસ્તાખેજની બાબતને તરેહવાર રીતે, અને જરાક ગુંચવાડો પણ ઉતપન્ન કરે તેવી રીતે, આગળ વધેલી જોઇયે છીએ. દાદેસ્તાને દીની, બુનદેહશ, બહમન યસ્ત, શાયસ્ત લા શાયસ્ત, મીનોખેરદ અને વીરાફનામું, એ સઘળાંમાં આપણે રિસ્તાખેજનો વિચાર આગળ વધેલો જોઇએ છીએ. તે બનાવ સાથે હાડકાંઓને જોડવાની બાબત પણ આપણે દાદેસ્તાને દીની અને બુનદેહશમાં આગળ વધેલી જોઇએ છીએ.

---

(૧) History of the Doctrine of Future Life by W. R. Alger, pp.140-141; જુઓ દસ્તુર દા. પે. સંજાણાની Civilization of the Eastern Iranians I p. 108.

**રિસ્તાખેજ એક ચાલુ બનાવ**—હવે હું જે કહેવા માંગું છું તે આ છે કે રિસ્તાખેજ કાઇ સેવટનો, કોઇ એક ચોકસ વખતનોજ બનાવ નથી, પણ ચાલુ બનાવ છે. એમ પેહેલ્લવી લખનારાઓ પણ માનતા હતા, તે વીરાફ્નામા ઉપરથી માલૂમ પડે છે. તે પુસ્તક પ્રમાણે સરોશ યજદ અને આદર યજદ વીરાફ્ને બેહસ્તમાં લઇ જાય છે. તે માટે કહે છે કે (બાબ ૫ ફ. ૧૦–૧૧):

"અવત નુમાયમ...યેહવુન્તને રિસ્તાખેજ." એટલે "અમો તુંને રિસ્તાખેજનું બનવું દેખાડીએ." હવે જો રિસ્તાખેજ ફકત હવે પછી બનવાનો એક ચોકસ વખતનો બનાવ હોય, તો વીરાફ-એનાં એ વર્ણનની હકીકત તમો ગમો તેવી રીતે સમજો-આજથી ૧૫૦૦ વરસ ઉપર તે કેમ જોવા પામ્યો હોય? એ દેખાડે છે કે એ એક ચાલુ બનાવ છે.

**રિસ્તાખેજ એક ચોકસ વખતનો બનાવ નથી**—રિસ્તાખેજ ત્યારે એક ચોકસ વખતનો બનાવ નથી. તે એક ચાલુ બનાવ છે. આ દુનિયામાં, આ જગતમાં શારીરીક ફેરફાર ચાલુ છે. કોઇ ગુજર્યું કે નાશ પામ્યું, તે હંમેશનું નાશ પામ્યું યા નીસ્તીમાં ગયું, એમ નથી. તે ફેરફારમાંથી પસાર થાય છે. તે કોઇ નવા રૂપે જીવતુંજ છે. એક લીલાં ઝાડ ઉપરથી એક ફળ યા બીજ પડયું, તે સુકાયું, તેનો ભુકો થઇ ગયો, તે મટી સાથે મટી મળી ગયું, તે મટીમાંથી પાછું બીજાં ઝાડ તરીકે ઉગશે, મોટું થશે, ફળ આપશે. એ મુજબ ગુજરેલાં (રિસ્ત) ઝાડ યા ફલમાંથી નવું ઉભું (ખીજ) થયું. એ એક જાતની શારીરીક રિસ્તાખેજ થઇ. એમ શારીરીક રિસ્તાખેજ રાત દહાડો ચાલુ છે. જેમ ધર્મ પુસ્તકો, તેમ કુદરત, જે પોતે ખોદાનું એક મોટું ધર્મ પુસ્તક છે, તેની વીધી રિસ્તાખેજ માટે એ પાઠ આપણુને શીખવે છે.

**કુદરતમાં રિસ્તાખેજ ચાલુ**—કુદરતમાં રિસ્તાખેજ ચાલુ છે. એક રીતની રિસ્તાખેજ આપણ દરરોજ જોઇએ છીએ. બીજી રીતની રિસ્તાખેજ આપણ દર મોસમે જોઇએ છીએ. ત્રીજી રીતની રિસ્તાખેજ આપણ દર સાલ જોઇએ છીએ. ચોથી રીતની રિસ્તાખેજ આપણ ચોકસ વર્ષોને ગાળે જોઇએ છીએ. તેમ પાંચમી રીતની રિસ્તાખેજ જીંદગીની સેવટે જોઇએ છીએ. એવી છટ્ઠી અને બીજી વધુ રિસ્તાખેજોની આશા આપણે ભવિષ્યની જીંદગીના તબક્કામાં રાખીયે.

ત્યારે આપણે ઉપર કહ્યું તેમ રિસ્તાખેજ દરરોજ ચાલુ છે. દીવસ તમામ થતાં, સુર્ય અસ્ત પામતાં કુદરત જાણે નીંદ્રાને વસ થાય છે અને સવાર પડતાં જાણે તાજી થઇ ઉઠે છે. એ જાણે કુદરતની દરરોજની રિસ્તાખેજ (daily resurrection) છે. ઉનાળો તમામ થાય છે કે શીયાળો બેસે છે. મોટે ભાગે ઝાડપાનો પોતાની લીલોતરી જાણે ખોહે છે. ઝાડોમાંનો રસ જાણે નીચે ઉતરે છે. ઉનાળો બેસતાં જાણે સઘળું પાછું સજીવન થાય છે. એ જાણે વાર્ષીક રિસ્તાખેજ (annual resurrection) છે.

એક ખેડુત અનાજનો સુંદર ભરેલો દાણો લે છે. તેને જમીનમાં નાંખે છે. તે દાણો કોહી જાય છે, જાણે મરણ પામે છે. થોડા વખતમાં તેમાંથી એક સુંદર રોપો ઉગી નીકળે છે. તે મોટો થતો જાય છે અને એકના એકવીસ દાણા આપે છે. એ ત્યારે મોસમની રિસ્તાખેજ (Seasonal resurrection) છે.

**આત્મીક રિસ્તાખેજ**—જેમ શારીરીક રિસ્તાખેજ તેમ આત્મીક રિસ્તાખેજમાં પણ એમજ છે. તે એક ચાલુ બનાવ છે. એવી રિસ્તાખેજ થતી આવી છે, ચાલુ છે અને

ચાલુ રહેશે. કોઇ કહેશે કે ધર્મ પુસ્તકોમાં તો એ વીષે ભવિષ્યના બનાવ તરીકે બોલાયું છે. અલબતે તેમ છે. પણ ભુત, વર્તમાન અને ભવિષ્ય કાળ ફક્ત સરખામણીના શબ્દો છે. જે ગઇ કાલે ભવિષ્ય જણાતું હતું, તે આજે વર્તમાન ગણાયું છે અને આવતી કાલે ભુત ગણાશે. આવતી કાલ તે આજને મનથી ભવિષ્ય છે. તે કાલે વર્તમાન થશે અને પરમ દાહાડે ભુત થશે.

**રિસ્તાખેજ કરતાં ફ્રશો.કેરેતી બેહેતર શબ્દ**—આ બાબતના સંબંધમાં રિસ્તાખેજ કરતાં આપણાં અવસ્તાનો "ફ્રશો કેરેતી" શબ્દ વધારે સહી અને ગુંચવાડો ટાળે એવો શબ્દ દિસે છે. ફ્રશોકેરેતી એટલે "દુન્યાને તાજી રાખવાનું કામ." ત્યારે ફ્રશોકેરેતીમાં કામ કરવાનાં નવાં ખેતર (a fresh field of action) નો ખ્યાલ સમાયલો છે. આ શબ્દ મુજબ ત્યારે જે પણ ગુજરે યા પસાર થાય તે જાણે નવી હાલતમાં પસાર થાય. એ મુજબ રિસ્તાખેજ યા ફ્રશો કેરેતો કાંઇ ચોક્કસ વખતનો બનાવ નથી પણ એક ચાલુ દોડનો બનાવ છે.

**મરણ તેજ જન્મ:**—આ વિચાર મુજબ મરણ તેજ જન્મ. આપણે કોઇ પુરૂષ માટે કહીએ કે તે મરણ પામ્યો. તેજ પુરૂષ માટે કહી શકીયે કે તે જન્મ પામ્યો. તે શખ્સ મરણ પામ્યો યા ગુજર પામ્યો તે આ જીંદગીથી. પણ તેમ મરણ પામતાં યા ગુજર પામતાં તે બીજી જીંદગીમાં જન્મ પામ્યો. આ વિચારમાં મરણ ત્યારે પોતાનો ઘણો ડંખ ખોહે છે. મરણ અને જન્મ, કાળ યા હાલતનાં સંબંધમાં, જાણે સરખામણીના શબ્દો થઇ પડે છે. તે રીતે વિચાર કરતાં આપણે ત્રીજી બામદાદે પુલ ગુજર થવા બાબે યા બીજી દુનિયામાં જવા બાબે બોલીએ છીએ તે જાણે આપણી પોતાની એક જાતની જૂદી રિસ્તાખેજ છે. આપણ આ જેહાનમાંથી ગુજરી જઇ તે બીજી જેહાનમાં પાછા ઉઠીશું. ખ્રીસ્તીઓ ક્રાઇસ્તને મરણ પછી ત્રીજે દીવસે ખરેખર પાછો ઉઠેલો માને છે. તે માટે તમો ગમે તેમ ધારો, પણ, આપણે ઊપર વિચાર કર્યો તેમ, તેઓ તે બનાવ માટે resurrection( રિસ્તાખેજ ) શબ્દ વાપરે છે તે એક રીતે દરૂસ્ત છે.

**વર્ષી તેજ વર્ષ:**—આપણે એક માણસનાં ગુજરવા પછીનાં એક વર્ષના અરસા માટે વર્ષી તરીક બોલાયે છીએ. તેના જન્મ પછીના એક અરસા માટે વર્ષ તરીકે બોલીયે છે. વર્ષી અને વર્ષ બેઉ એકજ શબ્દ છે. પણ જ્યારે એક મરણ સાથ જોડાયલો છે ત્યારે બીજો જન્મ સાથ જોડાયો છે. પણ જયારે જીંદગીનો ઉપર મુજબનો ફ્રશો કેરેતીના ખ્યાલ સાથનો ચાલુ દોર જોઇએ છીએ ત્યારે ઉપલા વિચાર મુજબ વર્ષી તેજ વર્ષ છે. એક માણસની આ જીંદગીનાં સંબંધની વર્ષી તે તેના બીજી જીંદગીનાં સંબંધનું વર્ષ છે. એક દલગીરીનો બનાવ ગણાય છે. બીજો ખુશાલીનો બનાવ ગણાય છે. પણ તે આપણ જીવતાંઓના સંબંધમાં છે. તે એક જાતના આપણા સ્વાર્થને લીધે છે. મરનારની સંગતથી આપણે જે લાભ ભોગવતા હોઇએ—પછી તે લાભો ધનના હોય કે તન અને મનના હોય—તે લાભો દુર થવાથી આપણે મનથી તે દલગીરીનો બનાવ છે. પણ મરનારને મનથી તે તેમ નથી.

એક અસલી તાયફાવાળાઓને માટે કહે છે કે કોઇની સાલગીરેહનો દિવસ પણ તેઓમાં ખુશાલીનો દિવસ નહીં ગણાતો, પણ દલગીરીનો ગણાતો. તેઓ કહેતા કે "એક માણસનુ વર્ષ ઉગે એટલે તેના જીંદગીનું એક સાલ ઓછું થયું. તે એક વર્ષ તેનાં સેવટની, તેના મરણના વખતની નજદીક પોંહોચ્યો. માટે તે બનાવ ખુશીના બનાવ કરતાં

દલગીરીના બનાવ સમાન હતો." આ વિચાર વીષે તમે ગમે તે ધારો, પણ તે દેખાડે છે, કે વર્ષા કે વર્ષ, એ પણ એક રીતે સરખામણીના શબ્દો છે અને તેઓ સાથે દલગીરી અને ખુશી આપણે ચોકસ વિચારોથી જોડીયે છીએ.

એક લખનાર કહે છે તેમ—

"All life is a mere progression, a pressing on and on, and death itself but a higher development into a more perfect life." એટલે "કુલે જીંદગી એક વધારો છે, આગળ અને આગળ વધવું છે, અને મોત પોતે ફક્ત વધારે સંપુર્ણ જીંદગીમાં પસાર થતો એક ચહડતો પ્રફુલ્લીત થતો વધારો છે." ત્યારે વર્ષા અને વર્ષ જાણે સરખામણીના શબ્દો થઇ પડે છે.

**રિસ્તાખેજનો ખ્યાલ આશાવંતો છે:**—ત્યારે આત્મીક રિસ્તાખેજનો ખ્યાલ આશાથી ભરપુર છે. તે ગુજરેલાંઓ માટે પણ આપણને આશાવંતા બનાવે છે, કે તેઓ માટે કોઇ ભવિષ્ય સરજેલું છે. જો આપણું કોઇ ગુજરેલું ભલું વાહલું હક થયું હોય તો તેને માટે પણ આપણને ખુશીવંતી આશા છે કે તેના વધારા માટે કોઇ ચાલુ વધારા અને વધારાના તબક્કા છે, જે સર્વે તબક્કા જાણે તેને માટે નવી રિસ્તાખેજો છે. જો તે ભુલેલે માર્ગે જીંદગી ગુજારી હક થયું હોય તો તેને માટે પણ આપણને આશા છે કે તે પરમકૃપાળુ બાપની મેહેર અને માયા હેઠળ તેને માટે કોઇ રિસ્તાખેજ, કોઇ ફ્રશો કેરેટી છે, જેમાં તે આગળ સુધારો અને વધારો કરશે. જેમ આપણે કહયું કે આપણા "રિસ્તાખેજ" શબ્દ કરતાં આપણો ફ્રશો કેરેતી અથવા ફ્રશોકર્ન્ટ શબ્દ બેહેતર છે, તેમ કહે છે કે ખ્રીસ્તી ધર્મ પુસ્તકોમાં રિસ્તાખેજ માટે વપરાતા Resurection શબ્દ કરતાં તે માટેનો અસલ યુનાની શબ્દ 'Anastasis બેહેતર શબ્દ છે અને તે ખરો ભાવાર્થ દેખાડે છે. એ પાછલા શબ્દમાં "Ana" નો અર્થ "આગળ" "ઉપર" (forward, upward) થાય છે. તેથી એ શબ્દ વધારા (advance or ascent) નો ખ્યાલ દરસાવે છે.

**ખ્રીસ્તી 'એનાસ્ટેસોસ' (Anastasis) ને ઇરાની ફ્રશો કેરેતી:**—ફ્રશો કેરેતી માટેના આપણા ઉપલા વિચારોનાં સંબંધમાં અસલી ખ્રીસ્તીઓના "એનાસ્ટેસીસ" શબ્દનો વિચાર અહીં કરવો દરૂસ્ત દીસે છે. આ બાબે રેવરંડ ચેમ્બર્સ પોતાના "આત્મીક દુનિયાના વિચારો," નામની ચોપડીમાં નીચે મુજબ કહે છે:—

"There is an *anastasis*, or advancement, that comes at physical death, when the "inner-man"—the spirit encased in its spirit-body leaves the earthly tabernacle, and rises into a higher phase of existence. We do not think that this is the only *anastasis*. There may be many goings-forward in the Spiritual World, and we believe there will be one great consummating *anastasis* when the perfected man-spirit shall be made in spiritual bodily presence" ("Thoughts of the Spiritual", by Rev. Arthur Chambers, p. 62).

એટલે "શારીરીક મરણ વેળાએ એક 'વધારો' બને છે કે જ્યારે તે માણસનું ખરૂં સ્વરૂપ, તેના મીનોઈ તનમાં રહેતું રૂહ, આ ખાકી શરીર છોડે છે અને હયાતીના ચહડતા તબક્કામાં પસાર થાય છે. અમો ધારતા નથી કે ફક્ત આજ એક વધારો છે.

આત્મીક દુનિયામાં એવા ઘણા આગળ વધારાઓ હોય અને અમો માનીયે છીએ કે સેવટનો એક સંપુર્ણ વધારો થશે જ્યારે સંપુર્ણ થયલું માણસાઇ રૂહ મીનોઇ શારીરીક રૂપમાં ઉત્પન્ન થશે."

હવે આપણે આગળ ફ્રશો કેરેતી શબ્દનો અર્થ તપાસ્યો ત્યારે જોયું કે તેનો ધાતુ ( ફ્ર–અન્ય ) પ્રમાણે અર્થ " આગળ વધારો " થાય છે. ત્યારે એ શબ્દ ખ્રીસ્તીઓના anastasis ને મળતો છે.

આ લખનાર કહે છે કે ખ્રીસ્તી શબ્દ resurrection ( રિસ્તાખેજ ) જે લાટીન રૂપ છે તે અસલ યુનાની લખાણમાં anastasis ( વધારો ) છે. એ અસલ એનાસ્ટેસીસ શબ્દ 'રીસરેકશન' કરતાં વધારે દુરસ્ત છે. તે એ માટે નીચે પ્રમાણે કહે છે(૧):—

"The adoption of the Latin word "resurrection" as a translation of the Greek word *anastasis* is most unfortunate, and has caused mankind to lose sight of a great truth. The two words are not of like significance. The preposition "Ana", in the word "anastasis", devotes *upward* or *forward*, while "re", in the word "resurrection", signifies *backward*. "Anastasis" suggests the idea of an advance or an ascent, and as the Fathers of the early Eastern Church discribed it—the passage of a being from a lower to a higher plane of life and experience. From the Latin word "Resurrection" has come the materialistic notion of the soul's return to the physical body-a resuscitated dead body rising up out of its grave : an idea not contained in the Greek word "anastasis".

આજ વિચાર આપણે આપણા ફ્રશોકેરેતી અને રિસ્તાખેજ શબ્દને લગાડીયે કે ફ્રશોકેરેટી, જેમાં (ફ્ર–અન્ય) આગળ વધારાનો અર્થ છે, તે રિસ્તાખેજ કરતાં વધારે બેહેતર શબ્દ છે. તેમાં શારીરીક કરતાં આત્મીક ખ્યાલ વધારે છે.

**ખુદ રિસ્તાખેજ શબ્દનો ભાવાર્થ :**—આપણો ફ્રશોકેરેટી શબ્દ મેં ઉપર કહ્યું તેમ anastasis (વધારા) ને મળતો છે. તેથી ઉતરતા શબ્દ તરીકે રિસ્તાખેજ શબ્દ આપણે લેઇએ તો પાછલાં ઘણાંક બીગડેલાં રૂપ કરતાં તેને અંગ્રેજી પેલીજેનેસીસ (Palingenesis) ને અર્થે લેવાનું હું પસદ કરૂં, કે જેમાં ગુજરેલાંઓએ પોતાના કોઇ હાડપીંજરમાં ઉભા થવાનો ખ્યાલ નથી, પણ કોઇ નવી હાલતમાં પસાર થવાનો ખ્યાલ છે.

ત્યારે અસલ અવસ્તાની રૂહી ( Spirit ) મુજબ રિસ્તાખેજનો બોધ આપવા માટે યા ઘડો લેવા માટે આપણે જે ખ્યાલ બાંધવો જોઇયે, તે મારા વિચાર પ્રમાણે અંગ્રેજી Palingenesis શબ્દ પ્રમાણેનો હોવો જોઇએ અને નહીં કે સાધારણ રીતે Resurrection પ્રમાણેનો સમજવામાં આવે છે તે મુજબનો. અંગ્રેજીમાં પણ એ બેઉ શબ્દો એકમેકને અર્થે વપરાય છે. પણ ધાતુ પ્રમાણે Palingenesis નો અર્થ (palin again and genesis birth) "ફરીથીનો જન્મ" એ મુજબ લેવો. હું "ફરીથીનો જન્મ" શબ્દો વાપરૂંછું તેથી ખાખસુસ કોઇએ "અવતાર" શબ્દ, જેમ તેને સાધારણ અર્થે સમજવામાં આવે છે તેમ, લેવાની જરૂર નથી.

---

(૧) Thoughts of the Spiritual p. 61.

**મોં૰ બાલાંશનું પાલીનજેનેસીસ નામનું પુસ્તક :—**મોં. પીએર સીમોં બાલાંચ (M. Pierre Simon Ballanche) નામનો એક ફ્રેંચ ફીલસુફ ઇ૦ સ૦ ૧૭૭૬ થી ૧૮૪૭ માં થઇ ગયો છે. તે "થીઓક્રેટીક સ્કુલ" (Theocratic School) ના વર્ગનો એક ફીલસુફ ગણાતો હતો. થીઓક્રસી (Theocracy) નો અર્થ ધાતુ મુજબ "ખોદા (Theos, Deus) સાથે સંબંધ" એમ થાયછે. એ પંથવાળા ફીલસુફો પુરાણી ફીલસુફી પ્રમાણે પોતાના ચીંતનથી ખોદા સાથ અતલગના સંબંધ (an intimate union of the soul with God in contemplation) માં આવવા માટે, આપણા શબ્દોમાં બોલીએ તો "ખેશી એ દાદાર હોરમજદ" માટે વિચાર કરતા હતા.

હવે આ ફ્રેંચ ફીલસુફ માટે કહે છે કે તેણે "Paligénésie Sociale" નામનું એક પુસ્તક લખવા માંડયું હતું. એ તે વર્ગનું એક પુસ્તક ગણાતું કે જે પુસ્તક "થીઓડોશીઆ" (Theodcœa) વર્ગનું એટલેકે "ખોદાતાલાનાં ઇનસાફને બરહક દેખાડનારૂં" પુસ્તક ગણાય. આપણે જાણીયે છીએ કે ફીલસુફોમાં આ એક તકરારી સવાલ છે કે ખોદાતાલાની શકિત અને ઇનસાફને આ છાજતું કેમ હોય કે આ દુનિયામાં બદી (Evil) આમેજ હોય ? ત્યારે કુદરતી બનાવોના સંબંધી યા નીતિ સંબંધી બદી (natural or moral evil) તે દાદારે દુનિયામાં આમેજ રાખી છે યાને ચાલુ રહેવા દીધી છે, તે તેના ઇનસાફને કોઇ રીતે આડે આવતી નથી એમ તે દેખાડવા માંગે છે. આ દુનિયાની ગુજશ્તે વખતની તવારીખમાં એક પછી એક જે બનાવો બન્યા છે, તે તે દાદારના ઇનસાફને અનુસરતા બનેલા છે અને તેથી માણસોએ જાણવું અને ધડો લેવો, કે હવે પછી પણ તેમજ બનશે. તેના ફીલસુફીભર્યાં લખાણની આ મતલબ કહેવાયછે. એ પુસ્તકના ત્રીજા ભાગમાં સેવટે તેણે જે દેખાડવાની મતલબ રાખી છે તે આ કહેવાય છે કે સામટી રીતે માણસ જાત (Humanity) સેવટે પોતાનાં સંપુર્ણ વધારા અને સુધારાની સેવટની નેમ (final aim) પામશે અને તે દાદારની પેદાયશમાં ટોચે પોહોંચતી કીર્તિ (Crowning glory) મેલવશે કે જે ટોંચે માણસ પોહોંચે એમ તે દાદારની પોતાની મરજી છે. પોતાના ફીલસુફીભર્યાં લખાણના તેણે ત્રણ ભાગ કીધા હતા. ૧ L'orphæ (Orpheus). ૨ La Formale, અને ૩ La Ville des Expiations. એમાં L' Orphæ નું "ઓર્ફીઅસ" નામ એ નામના જુનાના દેવતા સાથે જોડાયલી તરેહવાર વર્તાઓ અને ક્રિયાઓ અને વિચારો સુચવે છે. પણ કહે છે કે એનાં નામ સાથે જોડાયલી ક્રિયાની અસલ મુળ નેમ અને શુભ મતલબ જીંદગીની પવિત્રાઇ (purity of life) હતી.

La Formale (*i.e.* formula or Prescription) નું નામજ દેખાડે છે કે તેમાં એક ચોકસ નેમી આપેલા મુકરર (precribed) કરેલા નિયમ પ્રમાણે ચાલવાનો બોધ હતો.

L' Expiation નું નામ દેખાડે છે કે નેમી આપેલા નિયમ યા કાનુન ઉપર નહીં ચાલવામાં કાંઇ ભુલ થઇ હોય તો તેથી પસ્તાવો કરી ખરા નિયમ, ખરા માર્ગ ઉપર આવવું, એ આગળ વધવાનો એક માર્ગ છે.

એ ફીલસુફનાં લખાણની સેવટની મતલબ આ કહેવાય છે કે માણસ જાતની પેદાયશના સંબંધમાં તે દાદારની નેમ, સેવટનો સંબંધ (ખેશીએ દાદાર હોરમજદ), અસલ પવિત્ર હાલત ઉપર આવવું (rehabilitation) છે. દાદારે નેમેલા નેકીના સંપુર્ણ કાયદા ઊપરથી માણસ હટેલો છે તો તેણે સેવટે તે કાયદા ઊપર ચાલીને તે દાદારની

મેહેરમાં પાછું ફરતા ( rehabilitate ) થવું. એ માણુસ જાતની, જેમ દરેક માણુસની તેમ સર્વ માણુસોની સેવટની નેમ હોવી જોઇએ.

**રિસ્તાખેજ એક સ્થીતી (plane) પરથી બીજીપર જવું છે—ત્યારે રિસ્તાખેજ—** દરેક માણુસની રિસ્તાખેજ—તેની એક સ્થાતી (plane)માંથી બાજી સ્થાતીમાં જવાની હાલત છે કે જ્યાં તે વધારે ચપળ હાલત ભોગવે છે. આ દુનિયામાંથા મરણને શરણ થઇ પસાર થઇ બીજી જીંદગીમાં જવું એ પણ એક જાતની રિસ્તાખેજજ છે. આ દુનિયામાં મારૂં રવાન, જે કેટલાક શારીરીક અટકાવો (Physical restrictions) પામતું હતું તે અટકાવોથી મરણ બાદ છુટું થશે. મારૂં રવાન પોતાને માટે હવે વધારે ચપળ ખેતર જોશે. ત્રીજી બામદાદે મારૂં રવાન ચીનવદ પુલ પસાર કરી બીજી જીંદગીમાં જો ભલી હાલતમાં, ચહડતી હાલતમાં પસાર થાય તો તે મારી એક પ્રકારની રિસ્તાખેજ છે. મારે માટે જો એવી બીજી ચહડતી હાલતના તબક્કાઓ, ચહડતા વધારાઓ સરજેલા હોય તો તે સઘળા મારી બીજી રિસ્તાખેજો છે. મારી સેવટની રિસ્તાખેજ તે છે કે જ્યારે હું વધારામાં આગળ વધતો વધતો અને સુધરતો સુધરતો ચહડતી હાલત પામી સંપુર્ણતાની હદે પોહોચતાં તે દાદારની સંપુર્ણ ખેશી (ખેશાએ દાદાર હોરમજદ)માં આવું. આ વિચાર મુજબ ત્યારે રિસ્તાખેજ કાંઇ એક ચોકસ વખતનો, સર્વ માટે એક વખતનોજ બનાવ નહીં ગણાય. કદાચ એમ ધારે કે જે સેવટની રિસ્તાખેજ માટે હું બોલ્યો તે શેવટની રિસ્તાખેજ આપણ સર્વ માટે એકી વેળાએ હોય. પણ તે માટે આપણ કહીયે કે તે આપણ ચોકસ જાણી શકતા નથી. ત્યારે રિસ્તાખેજ દરેક માટે એક ચાલુ બનાવ છે. તે એકજ બનાવ યા એકજ ચોકસ વખતનો બનાવ નથી.

રિસ્તાખેજના અથવા વધારે બરાબર બોલીએ તો ફ્રશોકર્દના ચાલુ અને ચાલુ વધારાના આવા વીચારો ઉપરથી, ઉપર નામ દીધેલો રેવરંડ ચેમબર્સ, આ દુનિયાની આપણી જીંદગીને એક જાતની કીન્ડર ગાર્ટન (kindergarten) ની જીંદગી સાથ સરખાવે છે, જેમાં પુર્વીન થઇ આપણ બીજી દુનિયામાં ચહડતી નિશાળ (Higher School ) માં જઇશું. તે કહેછે કે મરણથી તે ચહડતી નિશાળમાં જતાં આપણે આપણું આ શારીરીક હાડપીંજર છોડીશું. પણ આપણે કાંઇ તદન તન વીનાની હાલત (bodiless entities)માં પસાર થઇશું નહીં પણ આપણું રવાન એક પ્રકારનાં મીનોઇ તન (Spirit-body) માં પસાર થશે કે જે મીનોઇ તનમાં પણ, જેમ આપણ આ શારીરીક તનની હાલતમાં એકમેકથી પરખાઇ શકાયે છીએ તેમ પરખાઇ શકાશું.

આ દુનિયાથી ગુજર પામતી વખતની આપણી આત્મીક હાલત—પછી તે વખતે આપણે એક પીર પેગામ્બર હોઇએ કે એક ગુનેહગાર હોઇએ—ત્રીજી બામદાદે, ઇનસાફ થતાં કોઇ નહીં ફેરફાર થાએ તેવી (stereotyped) નહીં થશે. પણ ખોદાની જગતનો કાયદોજ છે કે " આગળ વધો (onward)," તેમ આપણે વધારે અને વધારે ચહડતી હાલતે આગળ વધતા રહીશું. આપણે ગુનેહગાર હોઇશું તો તેની સજા પામીશું. પણ તે સજા સાથ સ્વચ્છ થઇ તે દાદારની મેહેર અને યારીમાંથી એક વખત પસાર થઇશું અને આગળ અને આગળ વધી સેવટે તે દાદારની દરગાહમાં તેની ખેશીમાં પોહોંચવાના માર્ગ ઉપર ચહડીશું.

આ દુનિયામાંથીજ આપણે બેહેસ્તી જીંદગી શરૂ કરી હશે તો આપણો માર્ગ, આપણો વધારાનો માર્ગ આસાન અને ખુશાલ રેહશે. જો આપણે તેમ નહીં કર્યું હશે અને ભુલેલા

માર્ગે ચાલ્યા હોઈશું તો, શરૂઆતમાં આપણો માર્ગ દુઃખી, આપણો અનુભવ કડવો થઇ પડશે. તે કડવા અનુભવમાંથી, તે દુઃખ સાથના માર્ગમાંથી પસાર થતાં, પણ આપણે ચાલીશું તો, આપણુ માટે તે દાદારે સારૂં સેવટ સરજેલું છે. એક પછી એક રિસ્તાખેજોમાંથી પસાર થઇ આપણુ આગળ વધીશું. ભવિષ્યમાં તે દાદારે સર્વ સારૂં સરજેલું છે. પોતાની કુદરતને સંપુર્ણું સુદ્ધ થતી જોવી, તેને પોતાના ખેશીપણામાં આવતી જોવી એ તે દાદારની નેમ છે. તે નેમ પ્રમાણે સઘળું બનશે. જો તે દાદારની નેમ પાર ન પડે તો પછી કોણુની નેમ પાર પડે ?

**રિસ્તાખેજનો આવો વિચાર મરણ બાદની જીંદગીને ભયાનક બનાવતો નથી**—રિસ્તાખેજ માટેનો આવો ઊમદા આશાવંત વિચાર (a) મરણનાં દરનો ડંખ ઘણો કમી કરે છે અને (b) આ જીંદગીનાં કામને મોજીલું બનાવે છે.

(a) **એ વિચાર મરણનાં દરનો ડંખ કમી કરે છે.**—એ વિચાર મરણના દરનો ડંખ કમી કરે છે—તે ફક્ત આપણુ પોતા માટે નહીં, પણ આપણાં ગુજર પામેલાં વહાંલાંઓ માટે પણ. આ વિચાર, આપણુ પોતા માટે, જો આપણે ઊપર મુજબ ધીરજથી ખ્યાલ કરીએ તો તે ડંખ કમી કરે છે. એ વિચાર આપણુને દરશાવે છે કે મરણ કાંઇ નીસ્તીનો યા સદાના દુઃખનો દરવાજો નથી. પણ કોઇ ચાલુ ચપળ હાલતનો, ભલાં ભવિષ્યનો દરવાજો છે, કે જે ભલાં માટે આપણે આ જીંદગીમાં તૈયાર રેહેવું જોઇએ.

(b) **એ વિચાર, ગુજરેલાંની જુદાઇનો ડંખ કમી કરી, સંબંધ દેખાડે છે**—વળી એ વિચાર આપણાં ગુજરેલાં ખેશીઓની જૂદાઇનો ડંખ પણ કમી કરે છે. આપણી ફ્રર્વર્દીન યશ્તનો ૧૩ મો "યાઓવીસાત"નો કર્દો આપણુને કહે છે કે ગુજરેલાંઓ અને આપણુ વચ્ચે એક પ્રકારનો સંબંધ (Communion), જો આપણે તે ચાલુ રાખવા માંગતા હોઇએ તો અને તે માટે લાયક થઇએ તો ચાલુ છે. એ યશ્ત કહે છે કે આપણુ જીવતાંઓનાં શરીરમાં સમાયલું રવાન (incarnate Spirit) આ હાદમંદ શરીરથી છુટા પડેલાં રવાન (disincarnate spirit) સાથે સંબંધ ધરાવી શકે છે.

**ગુજરેલાંઓ સાથના સંબંધનો એક માર્ગ, તેઓ માટે બંદગી :**—ગુજરેલાં સાથનો સંબંધ યા વેહેવાર જાળવવાનો એક માર્ગ તેઓ માટેની બંદગી છે. કેટલાક સાહેબો એમ કહે છે કે "એવી બંદગીની અસર કબુલ રાખતાં કુદરતનો કાયદો તુટે છે, ઇનસાફનો કાયદો—કે કરણી તેવી પાર ઉતરણી—તુટે છે, તેથી આપણે માનવું જોઇએ કે એક માણસને તેની ચાહારમની બામદાદે જે સજા થઇ હોય યા બદલો મળ્યો હોય તે જાથુકનો છે. હંમેશનો જાથુકનો નહીં તો આ દોર અથવા જમાનાના આ ચક્રના સેવટ સુધીનો, તે ચકરાવાની સેવટના રિસ્તાખેજના વખત સુધીનો તે જાથુકનો છે." આપણુને વધુ એમ કહેવામાં આવે છે કે "આપણે ઇનસાફના કાનુનને ખાતર એમ માનવું જોઇએ." પણ આપણે કહીશું કે "માનવું જોઇએ એ એક વાત છે અને ખરેખર માનવું એ બીજી વાત છે. માણસો શું એમ ખરેખર માને છે કે ?"

રેવરંડ ચેમ્બર્સ આ બાબે વાજબી રીતે કહે છે કે "કોઇ પણ મોહોબતવંતો મરદ યા સ્ત્રી, જેની બાયડી અથવા છોકરૂં અથવા વાહલું ગુજરી ગયું હોય, અને તે એવી હાલતમાં ગુજરી ગયું હોય કે તેની જીંદગી ઉપરથી આપણે એવું કહી નહીં શકીયે

કે 'તે મુક્તી પામ્યું છે,' તે મરદ યા સ્ત્રી, જો તેઓ એમ માને કે તેના તે વાહલાંનું રવાન મરણ બાદ એવી (દોજખી) હાલતે પોહોચ્યું છે કે ખોદાની માફ કરતી મેહેરબાની વડીક તેને પોંહોચી શકે નહીં, તો તેનું મગજ સલામત રાખી શકે નહીં. શુકરાના ખોદાના કે માણસ જાતનાં ભલાંને અર્થે, માણસ જાતે ઉત્પન્ન કરેલા ધર્મો કરતાં પ્રેરણા બુદ્ધી (intuitive instincts) વધારે ચહડતી છે.''[1]

રિસ્તાખેજ આવશે—અને કોણ જાણે કે તે કયારે આવશે—ત્યાંસુધી ગુજરેલાંઓ તેઓની ચાહારમની આમદાદે તેઓની જે હાલત થઇ હશે તે ભોગવ્યા કરશે, એવો ખ્યાલ, આપણી વિચારશક્તિ માનવાને ના પાડે છે. રિસ્તાખેજ આવશે ત્યાં સુધી તે બીચારાઓ એકજ હાલતમાં રવડયા કરશે એવો ખ્યાલ કબુલ રખાતો નથી. ત્યારે માણસની કુદરતી લાગણી રિસ્તાખેજ માટેનો એ ખ્યાલ કબુલ રાખતી નથી.

આ દુનિયામાં આપણે જોઇએ છીએ કે જેઓ સુખી હોય છે તેઓ પણ—પોતાનાં ગમે તેવાં સુખ છતાં—દુખીઓનાં દુ:ખથી દુ:ખી થાય છે. પણ જો રિસ્તાખેજનો ઉપલો કઢંગો ખ્યાલ મનમાં રાખીયે તો આપણને એમ માનવું પડે કે પેલી દુનિયામાં કેટલાક દોજખી આત્માઓ પડેલા છે કે જેઓ સદાનું દુ:ખ દેખે છે, અને કેટલાક સુખી આત્માઓ સદાનું સુખ દેખે છે, અને પાછલાઓ પોતાના સુખ વચ્ચે આગલાઓનાં દુ:ખથી જરાક પણ દુ:ખી થતા નથી. એ વિચાર બીજી દુનિયા માટે આપણા મનમાં સારો વિચાર ઉત્પન્ન કરવાને બદલે આ દુનિયા કરતાં સામો માઠો વિચાર ઉત્પન્ન કરે છે.

**રિસ્તાખેજ ચાલુ છે તે બાબે એક લખનારના વિચાર**—"The day of Judgment was a synonim for the present moment. It was eternally going on. We are a living part, however small, of things as they are. If we believe that things, as they are, can be made better than they are, and in that faith set to work, to help the betterment to the best of our ability, however limited, we are, and cannot help being children of the Kingdom. If we disbelieve in the possibility of betterment or do not try to keep it forward, we are and cannot help being damned."[2]

---

(૧) No loving man or woman, whose wife, or child, or dear one has passed hence in a condition which could not be called "saved", could possibly retain his or her reason, if it were really believed that death places a human soul beyond the reach of God's redeeming Love.

Thank God!—for the happiness of humanity—Man's intuitive instincts are better than his formulated creeds." (Thoughts of the spiritual by Rev. Chambers p. 75.)

(૨) The Review of Reviews April 1905.



# અસલી ઇરાની જશનો.



"હમા જોર બાદ અર્દાફ્રવશ પીરોજગર કે રાદ યજશ્ને કર્દ-હોમ, દરૂન યસ્ત-હોમ, મ્યજદ હમા રાઇનીમ. અયોકર્દીહા પ ગન્જે દાદાર અહુરમજદ રયોમંદ ખોરહેમંદ અમેશાસ્પંદાન બેરેસાદ (આફ્રીને અર્દાફ્રરોશ, આફ્રીને ગાહમબાર. એરવદ તે. દી. અંકલેશ્વરિયાની આવૃતિ પા. ૧૯૬ ફ. ૪).

**અર્થ**—ફ્રેહમંદ અશો ફ્રરોહરો સાથે હમાજોર હોજો, કે જેઓને માટે આરાધના કીધી, દરૂન ઇજીવા, મ્યજદ કીધી. એ સઘળું કીધેલું રયોમંદ અને ખોરેહમંદ દાદાર હોરમજદના અને અમેશાસ્પંદોના ખજાનામાં પોંહચો."

"અયાફ્રત ખાસ્તાર-હોમ કુ કારે કેર્ફે, યજશ્ને, દરૂન, મ્યજદ, દહીશ્ને એ અશોદાદ, રાદી઼ ઓ જોર-બરશ્ને, ઓ અશોઆન-શ્નાઇશ્તેદાર, અવરે હમા કારે કેર્ફે અન્દર દામ હમા કુનમ નામ ચીસ્તાહાતર રવાન એ એમાં અએધર પ હમ-કેર્ફે ગુહાન કર્દ ઓ રાઇનીદ પ ખીશી-પઝીરશ્ને વ શ્નાયશ્ને એ ફ્રવશી અશોઆન પ ગન્જે દાદાર અહુરમજદ રયોમંદ ખોરહેમંદ અમેશાસ્પન્દાન બેરસાદ."

(આફ્રીને ગાહમબાર. એ. તેહમુરસની આવૃતિ પા. ૧૯૬-૯૭ ફ. ૫).

**અર્થ**—હું દુવા માગું છું, કે સવાબનાં કામો, ઇજશ્ને, દરૂન, મ્યજદ, અશોદાદનું આપવું, સખાવત, જોર (ક્રિયાની ચીજો)નું લઇ જવું અને અશોને ખુશી કરવું અને બીજાં સઘળાં સવાબનાં કામો, કે જે હું દુનિયામાં કરૂં, જે નામ બ નામ મેં (એમાં) અંહી, સઘળા સવાબ કારો (કેર્ફે ગુહાન) સાથે ચાલુ કર્યાં (રવાન કર્દ) હોય અને બજાવ્યાં હોય, તે અશો ફ્રરોહરોનાં ખેશીપણામાં કબુલ થઇને અને તેઓની ખુશનુદી સાથે દાદાર ઓહરમજદ, જે રયોમંદ અને ખોરેહમંદ છે, તેનાં અને અમેશાસ્પન્દોના ખજાનામાં પોંહોચે.

**વિષયની બાબત**—આજે આપણે આપણા જમશેદી નઓરોજનાં જશનની યાદ કરવાને ભેગા મળ્યા છીએ. વળી આજે આપણે આપણામાં ઉભી થયલી એક નવી મંડળી "શેહેનશાહી જશન મંડળી"ના આમંત્રણથી ભેગા મળ્યા છીએ. આજે મેં મારો વિષય પણ જશનનો લીધો છે. જશન વિષે અને જશનની ચાશ્ની વીષે હું આગળ બે જુદે જુદે પ્રસંગે બોલ્યો છું. આજે હું આપણાં પુરાણાં જરથોસ્તી જશનો માટે સામાન્ય રીતે બોલવા માંગું છું.

જે મંડળી મારફતે આજે આપણે ભેગા મળ્યા છીએ, તે એક નવી મંડળી છે. આપણામાં એવી અવારનવાર કોઇક મંડળીઓ ઉભી થાય છે, પણ તે થોડા વખતમાં બંધ પડે છે. તેનો સબબ મને આ દિસે છે કે એ મંડળીઓ એક ચોકસ હેતુ રાખવા વીના

૧ આ વિષય ઉપર શેહેનશાહી જશન મંડળી સનમુખ રોજ ૯ મો માહા ૬ ઠો શેહેનશાહી સને ૧૨૭૫ યજદજરદી, તા૦ ૨૧ મી માર્ચ ૧૯૦૬ ને વાર બુધને "જમશેદી નઓરોજ"ને દિને, સાંજે ૬ (સ્ટેનડર્ડ ટાઇમ)ને અમલે જરથોશ્તી અંજુમનનાં આતશબેહેરામના મરહુમ શેઠ દાદાભાઇ નશરવાનજી કંત્રાકટરવાળા હોલમાં એક જાહેર ભાષણ આપ્યું હતું.

ઊભી થાય છે, અથવા રાખે છે તો તે હેતુને વળગી રહેવા વીના પોતાનું કામ કરે છે. અલબત્ત આ સઘળી ધર્મ સંબંધી મંડળીઓ છે. તેઓએ ધાર્મીક વિચારોને વધારવાની પેહેલી નેમ રાખવી જોઇએ. પણ તે નેમ પછી બીજી કોઇ ચોકસ નેમ જાળવવી જોઇએ, કે જેથી તે, એક હાથ ઉપર, જે બીજી મંડળીઓનું કામ તે પોતે પણ કરવાથી બીનજરૂરે પોતાની ચપળતા વ્યર્થ જવા દે નહીં, અને બીજા હાથ ઉપર, જે ચોકસ નેમ પોતા માટે ધારી રાખેલી હોય તે ઉપર પોતાની સઘળી ચપળતા વાપરે. ત્યારે આ મંડળી માટે હું જે ખાસ કામ જોઉં છું, તે આપણાં જશનોનું છે. તે કાંઇ ફક્ત જશનો કરાવવાનું નથી. તે તો ઘણાંક થયાં છે, થાએ છે અને થશે. પણ તે જશનોની સાથે ખાસ ભાષણો અને વાએજો મારફતે તે જશનોની ઉત્પતી, નેમ વિગેરે બાબતોનું જ્ઞાન ફેલાવવાનું અને તેવી રીતે જ્ઞાન ફેલાવી તે દાદાર તરફ ભક્તીભાવ વધારવાનું છે. એ કામ માટે તેણે ફક્ત આ લત્તાને, કે એક આતશબેહેરામને, યા આતશકદેહને વળગી રહેવાનું નથી, પણ જૂદા જૂદા લત્તાઓ તરફ પણ જવાનું છે. જો મુંબઇ માટે એ બાબતમાં પોતાની ચપળતા ફાજલ પાડવા પછી તેની પાસે વધુ ચપળતા હોય તો તેણે મુંબઇ બહાર જરથોસ્તી ગામો તરફ નજર ફેંકવાની છે.

**વિષયના ભાગો**—મારા વિષયને હું તમો હજુર ત્રણ ભાગમાં રજુ કરીશ :—

I. જશન શબ્દમાં તેના ધાતુ પ્રમાણે શું અર્થ સમાયલો છે.

II. આપણા અસલી ઇરાની જશનોની થોડીક હકીકત.

III. જશનોની નેમ અને તે ઉપરથી લેવા જોઇતા ધડા.

## I.

## જશન શબ્દનો ધાતુ પ્રમાણે અર્થ.

**જશન શબ્દનો અર્થ**—જશન શબ્દ "યજશન" શબ્દનું ટુંકુ રૂપ છે. યજશ્ન શબ્દનો અર્થ 'યજ' એટલે 'ઇજવું, આરાધવું,' ઉપરથી "આરાધના," થાયછે. ત્યારે જશન અથવા યજશ્ન એટલે "આરાધના, સ્તુતી," ખોદાતાળાની આરાધના અથવા સ્તુતી.

કોઇક સાહેબો જશન શબ્દને અસલ 'ચશન' લેછે અને તેનો અર્થ 'ચશ' એટલે "ચાખવું અથવા ચાશની કરવી" ઉપરથી "સાથે ભેગા મળી ચાશની કરવાનો અવસર" એમ લે છે. એવો અર્થ કરનારાઓને માસુદી, આલબીરૂની જેવા ઇસલામી લખનારાઓનો ટેકો છે, જેઓ 'જશન' માટે 'ચશન' શબ્દ વાપરે છે.

ત્યારે પેહલા ધાતુ પ્રમાણે જશનમાં ખોદાતાળાની આરાધના, સ્તુતીની નેમ સમાયલી છે. બીજા ધાતુમાં ભાઇચારો જાળવી ચાશની કરવાની નેમ સમાયલી છે.

જશનને માટેના અંગ્રેજી શબ્દમાં પણ ખોદાતાળાની પવિત્ર યાદનો અને તે સાથે એશઆરામનો વિચાર સમાયલો છે.

**જશનને મળતા અંગ્રેજી ફીસ્ટ (Feast) શબ્દનો અર્થ**—અંગ્રેજી 'ફીસ્ટ' શબ્દનો ધાતુ કોઇ લાટીન ફેરીઆરી એટલે "તેહેવાર પાળવો" (feriari, to keep holiday) લેછે. કોઇ ગ્રીક "હેસ્ટીઓ" એટલે "હું ઉજાણી આપું" (hestio I entertain) લેછે. એ ધાતુ પોતે hesta a hearth or fire ઉપરથી નીકળેલો છે.

હવે ત્યારે કોઇ પણ ધાતુ લેઓ તો જશન શબ્દમાં એક પવિત્ર દિવસનો અને તે સાથે એક જાતના ઉજાણીનો ખુશીખુરમીનો ખ્યાલ સમાયલો છે. વળી તે સાથે ઘરના

આતશનો ખ્યાલ જોડાયલો છે, એટલેકે જાણે ઘરના આતશની આજુબાજુ, કુટંબનો, યા મોહલ્લાના આતશની આજુબાજુ, મોહલ્લાના લોકોનો, યા શેહેરના પવિત્ર આતશની આજુબાજુ, શેહેરનાં લોકોનો મેળાવડો ભેગો મળતો. લોકો મેળાવડામાં એમ ભેગાં મળી એક દિવસ પવિત્ર તેહેવાર તરીકે પાળતા અને એમ પવિત્ર દિવસ તરીકે ખોદાતાળાની યાદમાં તે પાળી, તે દિને તેઓ ખુશીખુશાલી કરતા હતા, અને વળી સાથે ભેગા મળી ભાઇબંદી અને મિત્રાચારી જાળવતા.

**જશનોની મતલબ**—ત્યારે એ શબ્દ દેખાડે છે કે એક જશન ('ફીસ્ટ' અથવા 'ફેસ્ટીવલ') નો દાહડો તેની અસલ નેમ પ્રમાણે નીચલી ત્રણ મતલબો માટે હતો:—

૧. એક પવિત્ર દિવસ તરીકે ખોદાતાળાની બંદગી અને યાદનો હતો.

૨. તે આગલા દિવસોના ચાલુ કામકાજ પછી એશઆરામ, આસાયશ, રાહત અને ખુશીખુશાલીનો હતો.

૩. તે ખાણીપીણી સાથે ભાઇબંધી વધારવાનો, મિત્રાચારી જાળવવાનો, અને સંસારી મેળાવડાનો દાહડો હતો.

**સઘળી પ્રજાઓમાં જશનો**—સઘળી પ્રજાઓ, શું પૂર્વ ભણીની કે પશ્ચિમ ભણીની, શું અસલી કે હાલની, શું ભણેલી કે નહીં ભણેલીમાં, વર્ષનાં ચોકસ દિવસો તેહેવાર અથવા જશનોના હતા અને છે. અસલી યુનાનીઓ, રોમનો, હીબ્રુઓ ઇજીપ્શીયનો, હિંદુઓ અને ખ્રીસ્તીઓ પોતપોતાનાં જશનો એમ પાળતા. તેમજ હાલમાં પણ સર્વ પ્રજાઓ તે પાળે છે. જેમ કોઇ પ્રકારના ધર્મ યા ધાર્મીક વિચારો વગરની કોઇ પ્રજા હોતી નથી, તેમ કોઇ પ્રકારના ધાર્મીક તેહેવારો વગરની કોઇ પ્રજા હોતી નથી. સઘળી પ્રજાઓનાં અસલી પુરાણું જશનોને ખોદાતાળાની યાદ સાથે સંબંધ છે. તેઓ ખોદાએ આ જગત પેદા કીધી તેના સંબંધની યાદનાં યા તે પેદાયશ સાથ તાલુકો રાખનારી રૂતુઓ યા મોસમોનાં જશનો છે.

ત્યારે એવાં જશનોની કીર્તિ જાળવી રાખવી, તેઓને તેઓની અસલ નેમ પ્રમાણે ધાર્મીક રીતે ચાલુ રાખી ધાર્મીક ભક્તીભાવ વધારવાને ચાલુ રાખવાં, એ એક ભલું કામ છે. એવાં જશનો બંધ થાય તો એક ટોળાના ધાર્મીક વિચારોને નુકશાન થાય એટલુંજ નહીં, પણ તે ધાર્મીક વિચારો, જે સંસારી બંધારણ ઉપર ભલી અસર કરતા હોય તે સંસારી બંધારણને પણ નુકસાન થાય. તેથી એવાં જશનો બંધ પડે તો તે એક પ્રજા યા ટોળા માટે એક ખરાબીની ઇન્ત્રાણી ગણાય. એ બાબે સાઉધીના આ શબ્દો છે કે "જશનો જ્યારે બરાબર રીતે પાળવામાં આવે છે ત્યારે માણસોને પોતાના દેશનાં સંસારી અને ધર્મ સંબંધી ખાતાંઓ સાથે વળગેલા રાખે છે. તેથી જ્યારે તેઓ બંધ પડે ત્યારે તે બનાવ એક ખરાબી ગણાય[1]."

## II.

## અસલી ઈરાની જશનો.

હવે આપણે આપણાં અસલી જરથોસ્તી જશનો તપાસીયે કે તેઓ કયાં કયાં છે.

---

૧. "Festivals when duly observed, attach men to the civil and religious institutions of their country; it is an evil, therefore, when they fall into disuse" Southey.

કમભાગ્યે આપણાં પોતાનાં કોઇ પુરાણાં પુસ્તકોમાં, આપણાં પુરાણાં જશનોની સંપૂર્ણ ટીપ બચી રહી નથી. જો કોઇ પુરાણાં પુસ્તકોમાં એવાં જશનોની ટીપ બચી રહી હોય, તો તે ઇસલામી ગ્રંથકારોનાં પુસ્તકો છે.

**ફીરદોસી પ્રમાણે આપણાં જાણીતાં જશનો**—એ ઇસલામી લખનારાઓમાં મુખ્ય અને આપણને વધારે જાણીતો અને માનીતો લખનાર ફીરદોસી છે. તે અસલી ઇરાનીઓનાં ત્રણ મુખ્ય જશનો માટે ઘણીક જગ્યાએ બોલે છે. તે જશનો નીચલાં છે:—

૧. જમશેદી નઓરોજ, જે તે ફ્રવર્દીન મહીનો ને હોરમજદ રોજે પોતાના વખતમાં પડતું જણાવે છે.

૨. મેહેરગાન, જે તે મેહેર મહીનો ને હોરમજદ રોજે (સરે માહે મેહેર) પડતું જણાવે છે. આપણે તે મેહેર મહીનો ને મેહેર રોજે પાળીયે છીએ. એમ આપણે સગવડને ખાતર કર્યે છીએ, કે તે મેહેર મહીનામાં પડે છે તેથી તે મેહેર મહીનાનાં મેહેર રોજે પાળીયે તો સારૂં.

૩. જશને સદેહ, જે દેહ મહીનો ને આવાં રોજે પડતું. દબેસ્તાનનો તરજુમો કરનાર મોં. ત્રોયેર[1] એ જશનનો દિવસ હેરબેલો (Herbelot) ને આધારે બહમન મહીનો ને મેહેર રોજે આપે છે. કહે છે કે એ દિવસે શેહેરમાં અને ખેતરોમાં મોટો આતશ સળગાવવામાં આવતો.

તબરી ફકત એક જશન—જમશેદી નઓરોજ—નો, એક જગ્યાએ ઇસારો કરે છે[2].

**માસુદી પ્રમાણે ઇરાની જશનો**—માસુદી નીચલાં ઇરાની જશનો માટે બોલે છે:—

૧. નઓરોજ, ફ્રવર્દીન મહીનો ને હોરમજદ રોજે.
૨. મેહેરજાન (મેહરગાન), મેહેર મહીનો ને મેહર રોજે.
૩. આબાનગાહ, આવાં મહીનો ને આવાં રોજે.
૪. કોસજ[3], આદર મહીનો ને હોરમજદ રોજે.
૫. આજરખુશ (આદરગાન), આદર મહીનો ને આદર રોજે.

ઉપલાંમાંથી ૪ થાં જશન વિષે આપણે હાલ આપણાં પુસ્તકો પ્રમાણે કાંઈ જાણતા નથી. માસુદી પોતે કહે છે કે "તે ફકત ઇરાક, અને ફારસમાં પાળવામાં આવતું હતું." સીરીઆ, જઝીરેહ (યુફ્રેટીસ અને ટાઇગ્રીસ વચ્ચેનો મુલક), ઇજીપ્ટ અને યમન, એ મુલકનાં ઇરાંનીઓ આ જશન વિષે કાંઈ જાણતાં નહીં હતાં. એ તેહેવાર ઉપર લોકો અખરોટ, લસણ, ફર્બે ગોસ્ત અથવા એવો ગરમ ખોરાક સાધારણ રીતે ખાતા. તેજ પ્રમાણે ગરમી આપનારૂ પીણું પીતા, કે જેથી ઠંડી દૂર થાય. તેઓ એક જનને "ઠંડીના દુશ્મન" તરીકેનું રૂપ આપતા અને તેની ઉપર ઠંડું પાણી રેડતા. તે ધણી ત્યારે "ગર્મા, ગર્મા," એટલે

---

૧. Debistan by Shea and Troyer I p. 112 n. 2.

૨. Tabari per Zotenberg I p. 103.

૩. સ્ટાઇનગાસ પ્રમાણે એ શબ્દ અરબી છે. ફારસીમાં એ શબ્દ 'કુસે' છે, જેનો અર્થ "પાટલો શખ્સ" થાયછે. એ લખનારાઓ પ્રમાણે ફારસીમાં એ જશનને "કુશે બરનશીન" કહેતા. માસુદી પ્રમાણે તેના વર્ણનને વખતે ફર્વર્દેગાનનાં પાંચ વધારાના (ગાથાના) દાહડા આવાં મહીનાની સેવટે આવતા હતા. ત્યારે દીસે છે કે શીયાળો ખલાસ થવા પછી ઉનાળાને આવકાર દેવાનું એ કોઈ જશન હોય.

"ગર્મી, ગર્મી," એમ પોકારતો. એ રૂપ લેનાર ધણીને ખચ્ચર ઉપર બેસાડીને તેનું સરધસ કાહાડવામાં આવતું. એ તેહેવારપર સઘળા ઇરાનીઓ ખુશીખુરમી કરતા.

**મેહેરંગાનનાં જશનનાં નામ બાબે માસુદી**—માસુદી[1] મેહેરંગાનનાં નામની ઉત્પત્તી નીચે મુજબ જણાવે છે:—

અસલના વખતમાં ઇરાનીઓનો એક પાદશાહ હતો, કે જે સર્વ નાના મોટા ઉપર જુલમ કરતો હતો. તેનું નામ મેહર હતું. તે વખતે પાદશાહોનાં નામ ઉપરથી મહીનાના નામ આપવામાં આવતાં. તેથી એ મેહેર પાદશાહના નામ ઉપરથી એક મહીનાને "મેહેર-માહ" એટલે "મેહેર પાદશાહનો મહીનો" એમ નામ આપવામાં આવ્યું. એ પાદ-શાહ ઘણું સુધી જીવ્યો હતો, અને ઘણો મોટો અને શક્તિવાન હતો. તે એ મેહેર મહી-નાની અધવચમાં મરણ પામ્યો, તેથી તેના મરણના દિવસને લોકો "મેહેરજાન" એટલે "મેહેર (પાદશાહ)નો જાન (જવાનો દીવસ)" કહેવા લાગા. આ એક પાછળથી ઉભું કરેલું વર્ણન છે. તોપણ દિસે છે કે તેમાં જે લાંબી જીંદગી ગુજારનાર, મજબુત અને જુલમગાર પાદશાહનો ઇશારો છે, તે ઝોહાક પાદશાહનો છે.

**ગુર (ફીરોઝાબાદ)'નાં આતશબેહેરામનું જશન**—માસુદી[2] નામ દીધા વગર એક બીજા ઈરાની જશનનો ઇશારો કરે છે. તે જશન, તે કહે છે, કે જુર, જેનું બીજું નામ ફીરોઝઆબાદ હતું, ત્યાં દર વર્ષે પાળવામાં આવતું. ત્યાં અર્દેશર બાબેગાને એક આતશકદેહ સ્થાપ્યું હતું, અને ત્યાં દર વર્ષે એક જશન કરવામાં આવતું હતું. તે જશન ઇરાનમાં મોટી ખુશીખુશાલી સાથે પાળવામાં આવતું. એ જશન ત્યારે ત્યાંનાં આતશબેહેરામની સાલગીરેહનું જશન હોય. માસુદી પોતાના વખત માટે કહે છે કે તેના વખત સુધી તેમ બનતું અને તે પોતે ત્યાં ગયો હતો.

માસુદી જુર ગામમાં થતાં વાર્ષીક જશન માટે બોલતાં, તે કયું જશન છે, તે કહેતો નથી. પણ બીજા લખનારાઓને આધારે દીસે છે કે તે એ શેહેરનાં આતશબેહેરામની સાલ-ગીરેહનું વાર્ષિક જશન હોય. એ શેહેરની અર્દેશર બાબેગાનના હાથની સ્થાપનાનો ઈશારો આપણને શત્રોઇહા એ અઈરાનમાં પણ મલે છે. ફીરદોસી[3] પણ કહે છે કે ત્યાં અર્દેશરે એક આતશકદેહ સ્થાપ્યું હતું, અને ત્યાં તેણે મેહેરંગાન અને સદેહના જશન તાજાં કીધાં હતાં (બર ઊ તાઝે શુદ મેહેરો જશ્ને સદેહ). એ શેહેરને અર્દેશર નામ ઉપરથી ખોરરેહ અર્દેશર પણ કહેતા. શત્રોઇહા એ અઇરાનમાં એને "અર્તશરી ગદમન" કહયું છે. પેહેલવી "કારનામે એ અર્દેશીર બાબેગાન"માં પણ એ શેહેરમાં આતશબેહેરામ સ્થાપવાનો ઇશારો મળે છે.[4] એબ્ન અલ ફકીબ અને ઇસ્તખરી નામના લખનારાઓ પણ એ બાબે બોલેછે.[5] ત્યારે માસુદી એ શેહેરનાં જે વાર્ષિક જશન માટે બોલે છે, તે કદાચ એ આતશબેહેરામની સાલગીરેહનું વાર્ષિક જશન હોય, યા ફીરદોસી કહેછે તેમ, અર્દેશર બાબેગાનને હાથ તાજાં થયલાં મેહરંગાન યા સદેહના જશનોમાંનું એક હોય.

---

૧. Maçoudi par B. De Meynard I I. p. 404.

૨. Maçoudi par B De Meynard IV p. 78.

૩. મોં. મોહલ વોલમ પાંચમું, પા. ૩૦૨, લીટી ૪૩૯–૪૪.

૪. દસ્તુર કેકોબાદ આદરબાદની નકલ પા. ૧૫.

૫. Nöldeke. Geschichte des Artachsir Papakan p 47.

૬. Dictionnaire Géographique &c. de la Perse par. B. de. Meyard p. 157.

**આલબીરૂની પ્રમાણે નઓરોજના દીવસની સોલોમન અને તેની વીંટીની વાર્તા**—આલબીરૂની નઓરોજનાં જશનની નીચલી હકીકત આપેછે :—સોલોમાન જેને કોઈક લખનારાઓ કોઈક ઈસની પાદશાહ સાથ જોડે છે, તેને માટે દંતકથા કહે છે કે તેની એક એજમતી વીંટીને લીધે તેનું રાજ્ય ટકી રહયું હતું, અને તે વીંટી જતી રહેવાથી તેનું રાજ્ય જતું રહયું હતું. હવે જ્યારે સોલોમાનની વીંટી તેને હાથ પાછી આવી, અને તે સાથે તેનું રાજ્ય તેને હાથ પાછું આવ્યું, ત્યારે ઇરાનીઓ ખુશી થઇ બોલ્યા કે "નઓરૂજ આમદ," એટલે આપણે માટે "નવો દાહાડો આવ્યો." મતલબ કે તેનું રાજ પાછું સ્થપાયું તેથી ખુશી થઇ તેઓ બોલ્યા કે હવે આપણો નવો દાહડો શરૂ થયો યા રોશન થયો.

**એ વાર્તાની મતલબ અને તેપરથી ધડો**—આ શબ્દો શું દેખાડે છે? તેઓ દેખાડે છે, કે એ દંતકથાએ એ નઓરોજ સાથ માણસજાતની એક શુભ અવસર માટે ખોદાની શુકરગુજારી અને તે સાથે ખુશાલી જોડી છે.

સોલોમાનની વીંટી ૪૦ દાહડે પાછી આવી અને તે સાથે તેનું રાજ્ય પાછું આવ્યું, અને તેથી ઈરાનીઓ ખુશખુશાલ થયા. એ તો દંતકથાની વાત છે, તે ખરી હોય કે ખોટી હોય. પણ મોસમના ફેરફારો દેખાડે છે કે શીયાળા સાથે કુદરતનો મોટો ભાગ જાણે પોતાની એજમતી ઝમક ખોહે છે, અને તે થોડોક વખત બાદ પાછી હાથ આવે છે. ત્યારે એ નઓરોજનો અવસર જ્યારે શીયાળાની મોસમ ખલાસ થાઇ બાહાર-ની મોસમ બેસે છે તે ખરેખર "નઓરોજ આમદ" એટલે "નવોરોજ આવ્યો," એવા શબ્દો તે દાદારના ઉપકાર સાથે અને ખુશાલી સાથે બોલવાનો અવસર છે.

**નઓરોજને દીનની સોલોમાન અને ચલ્લીની વાર્તા**—વળી આલબીરૂની એ સોલોમાન સાથ બીજી દંતકથા અને નઓરોજનો એક રેવાજ જોડે છે.

સોલોમાને એક વખતે પવનોને ફરમાવ્યું કે તેઓ તેને ઉંચકી લઇ જાય. તેઓએ તેમ કર્યું. માર્ગમાં તેને એક ચલ્લી મળી. તેણે સોલોમાનને કહ્યું, કે "ઓ પાદશાહ! તારા માર્ગમાં મારો એક માળો છે, અને તેમાં એક ઇંડું છે; માટે મેહેરબાની કરી તું બાજુથી જા કે મારૂં ઇંડું ભાગી નહીં જાએ." સોલોમાને તેમ કર્યું, અને તેથી જ્યારે તે પાછો આસમાન ઉપરથી જમીન ઉપર ઉતર્યો, ત્યારે તે ચલ્લી તેની આગળ પોતાની ચાંચમાં થોડુંક પાણી લાવી અને તે, તે પાદશાહ ઉપર છાંટયું અને એક તીરનો પગ પોતે ઉંચકી લાવી હતી, તે પગ તેની આગળ આગલી મેહેરબાની માટેની એહેસાનશનાસીની એક ભેટ તરીકે રજુ કીધો. કહે છે કે નઓરોજને દાહડે એકમેક ઉપર ગુલાબનું પાણી છાંટવાનો અને ભેટ મોકલવાનો જે રેવાજ પડયો છે, તે ચલ્લીની ઉપલી વાર્તાએ આ દુનિયામાં જાએજ કીધો છે.

**એ વાર્તાનો બોધ**—હવે નઓરોજનાં જશનનાં સબંધની આ ટુંકી વાર્તા ગમે તેવી રીતે તમો સમજો, પણ તે આપણુ આગળ આ બોધ ધરે છે, કે આપણે ગમે તેવા હોઇએ તે છતાં ઉપકારની લાગણી આપણાં મનમાંથી દૂર કરવી નહીં જોઇએ. ગમે તેટલી નાની હદે બની શકતો બદલો વાળવો જોઇએ. મેં એક વખત આગળ કહયું હતું તેમ, "દાદારનું મકાન કયાં છે?" એવો સવાલ થતાં જવાબ દેવામાં આવેલો છે, કે "તે દાદારનું મકાન બે જગાએ છે. એક ઉંચા આકાશમાં, અને બીજું આપણાં જીગરમાં." માટે જીગરમાં હંમેશાં કોઇના આભારની લાગણી ધરાવતા રેહવું જોઇએ. જેમ પેલી બીચારી ચલ્લીએ પોતાની નાની

શક્તિ પ્રમાણે ચાંચમાં પાણી લાવીને, અને એક નાનો તીરનો પગ રજુ કરીને, પોતાનો આભાર જણાવ્યો, તેમ આપણે પણ આપણી ગમે તેવી નાની શક્તિ પ્રમાણે કરવું જોઇએ.

**જમશેદી નઓરોજને દિને પળાતા રેવાજો બાબે આલબીરૂની**—આલબીરૂની કહેછે, કે એ દિવસે જેઓ સહવારના પોહોરમાં કાંઇપણ બોલવા આગમચ ત્રણ વખત જરા મધ ખાએ, અને પોતાના ઓરડામાં ત્રણ સુગંધી મીનબતી બાળે તે ધણી પોતાને દુઃખ દર્દોથી નીરાળો બનાવે.

એ દિવસે એકમેકને શાકર ભેટ આપવાનો રેવાજ હતો. તે બાબે આલબીરૂની કહેછે, કે એ દાહડે જમશેદે શેરડી અને ખાંડની શોધ કીધી હતી. એક સાંઠામાંથી રસ ટીપાતાં તેને તે ચાખ્યો તો મીઠો લાગો. તે ઉપરથી તેણે તે રસ દાબી કાહાડીને એકઠો કરવાને ફર્માવ્યું. તેમાંથી તેણે શાકર બનાવી. એ ઉપરથી એ દિવસે શાકર ભેટ આપવાનો રેવાજ શરૂ થયો.

**આલબીરૂની પ્રમાણે જશનો**—આલબીરૂની નીચલાં જશનો જણાવે છે :—

ફર્વર્દીન મહીનાનાં જશનો :—

૧. નઓરોજ—ફર્વર્દીન મહીનો ને હોરમજદ રોજે.

૨. મોટો નઓરોજ—ફર્વર્દીન મહીનો ને ખોરદાદ રોજે. એ બે નઓરોજો (હોરમજદ અને ખોરદાદ રોજ) વચ્ચેના દહાડાઓને પણ હોરમજદ બીન શાપુરે જશનના દહાડા બનાવ્યા. પેહેલો દહાડો પાદશાહ જશન તરીકે પાળી તે દિને લોકોને ભેટસોગાદ આપતો. બીજો દહાડો અમીર ઉમરાવો જશન તરીકે પાળતા. ત્રીજો દહાડો લડવૈયાઓ અને મોબેદો પાળતા. ચોથો દહાડો એક કુટુંબ પોતે ખેશીઓ સાથે પાળતું. પાંચમો દહાડો બચ્ચાંઓ પાળતાં, અને છઠ્ઠો દહાડો પાદશાહ પોતાના ખાસ અંગત મિત્રો સાથે પાળતો.

૩. ફર્વર્દીન મહીનો ને સરોશ રોજ. સરોશ યજદે એ દહાડે પેહેલે ખાણું બાજ ધરી મુંગે મોહાડે ખાવા ફરમાવ્યું. પછી દર મહીનાનો સરોશ રોજ જશનનો દહાડો ગણાયો.

૪. ફર્વર્દીન મહીનો ને ફર્વર્દીન રોજ. તે ફર્વર્દેગાનનાં જશનનો દહાડો ગણાતો હતો.

અર્દીબેહેસ્ત મહીનાનાં જશનો :—

૫. અર્દીબેહેસ્તગાન. અર્દીબેહેસ્ત મહીનો ને અર્દીબેહેસ્ત રોજ.

૬. અર્દીબેહેસ્ત મહીનો ને આસ્તાદ રોજથી પાંચ ગાહમબારના દિવસો. એ ગાહમબારને આલબીરૂની "પેતેશહીમ ગાહ" કહેછે.

ખોરદાદ મહીનાનાં જશનો :—

૭. ખોરદાદગાન. ખોરદાદ મહીનો ને ખોરદાદ રોજ.

૮. ખોરદાદ મહીનો ને આસ્તાદ રોજથી પાંચ દિવસ ગાહમબારનાં જશનો. એ ગાહમબારને આલબીરૂની "અયથ્રેમ ગાહ" કહેછે.

તીર મહીનાનાં જશનો :—

૯. ચશને (જશને) નીલોફર (water lily). તીર મહીનો ને ખોરશેદ રોજે. સ્ટાઇનગાસ પોતાના શબ્દકોષમાં એ જશન ખોરદાદ મહીનો ને અમરદાદ રોજે જણાવે છે.

આલબીરૂની કહે છે કે એ પાછલા વખતનું જશન છે. તે તેની કાંઇ વધુ હકીકત આપતો નથી.

૧૦. તીરંગાન, તીર મહીનો ને તીર રોજ. એ દિવસે મીનોચેહેર અને અફ્રાસીયાબ વચ્ચે થયલી શરત પ્રમાણે એરેશ નામના શખ્સે જોરથી તીર મારી મીનોચેહેર માટે મોટો મુલક મેળવ્યો હતો. કોઇ એ દિવસને નાનું તીરંગાન કહે છે, અને તે પછીના બીજા દહાડા—ગોશ રોજ—ને મોટું તીરંગાન કહે છે, કારણકે એ દિવસે ઉપલો તીર ક્યાં પડયો, તેની ખબર પોહોંચી.

અમરદાદ મહીનાનાં જશનો :—

૧૧. અમર્દાદગાન, અમરદાદ મહીનો ને અમરદાદ રોજ.

શેહરેવર મહીનાનાં જશનો :—

૧૨. શેહરેવરગાન, શેહરેવર મહીનો ને શેહરેવર રોજ.

૧૩. શેહરેવર મહીનો ને મેહેર રોજથી ગાહમબારનાં જશન. એ જશનને આલબીરૂની "મઇધ્યારેમ ગાહ" કહે છે.

મેહેર મહીનાનાં જશનો :—

૧૪. મેહર મહનો ને હોરમજદ રોજ.

૧૫. મેહેર મહીનો ને મેહેર રોજ.

૧૬. મેહેર મહીનો ને રામ રોજ, મોટું મેહેરંગાન.

આવાં મહીનાનાં જશનો :—

૧૭. આવાનગાહ, રોજ આવાં માહ આવાં. એ દિવસે જઓ બીન તેહમાસ્પ તખ્તે આવ્યો. તેણે પાણીનાં બાંધકામો કરાવ્યાં.

એ દિવસે ફરેદુને જોહાકને હાથે બેડી નાખી. ફરેદુને એ દિવસે 'કદખુદાઇ' નો નિયમ જાહેર કીધો, એટલે કે દરેક ધણી પોતાનાં ઘરનો સ્વતંત્ર કારોબાર કરે તેમ જાહેર કીધું.

૧૮. એ મહીનાનાં આસ્તાદ રોજથી છેલ્લા પાંચ દહાડા ફર્વર્દેગાનનાં જશનના છે. એ દિવસોપર લોકો પોતાનાં ઘરોમાં મરનારોની નેયતે તેઓની યાદમાં ખુશબોઇ અને ખાણીપીણીની ચીજો રજુ કરે છે. એ દિવસોપર મરનારોનાં રૂહો આ જેહાનમાં પોતાનાં બેશાઓને ત્યાં આવે છે.

૧૯. એ મહીનાની સેવટે પાંચ દહાડા બીજા ફર્વર્દેગાનના ગણાય છે. એ "હમસ્પથ મએદેમ ગાહ"ના ગાહમબારના દિવસો છે. એ ફર્વર્દેગાનના દશ દિવસની સ્થાપના આલબીરૂની ઓલ્ડ તેસ્ટેમેન્ટના પુરૂષો સાથે જોડે છે. તે કહે છે કે કેને ( Cain ) એબેલ (Abel) ને મારી નાંખ્યો તેથી તેનાં માબાપ નિરાશ થયાં, અને ખોદાતાળાને અરજ કીધી, કે તેને પાછો જીવતો કરે. ખોદાતાળાએ આવાં મહીનો ને આસ્તાદ રોજે તેને પાછો જીવતો કીધો, અને ૧૦ દહાડા એમ રાખ્યો. એબેલ એમ ૧૦ દિવસ પોતાનાં માબાપ તરફ જોતો જીવતો બેઠો, પણ તેને કોઇ પણ બોલ બોલવાનું ફર્માન નહીં હતું.

આદર મહીનાનાં જશનો :—

૨૦. બાહારનું જશન, આદર મહીનો ને હોરમજદ રોજ. ખુસ્રો ( Kisras ) ના વખતમાં એ બાહારની મોસમની શરૂઆત હતી. એને કઓસનની સવારીનું જશન કહેતા. એક પટલી દાહાડીનો માણસ (ફા. કુસજ અથવા કુસે) એ દિવસે એક ઘોડા ઉપર બેસી

ફરનો, અને હાથમાં પંખો લઇ પવન ખાનો, એવું દેખાડવાને કે હવે ઠંડી તમામ થઇ અને ગરમી પડવા માંડી. એ દિવસે સહવારના પોહોરમાં કાંઇપણ બોલવા આગમચ એક સપરચંદની જાતનો મેવો (Quince) ખાવું, અને નારંગી સુંગની, એ સારા સગન ગણાતા.

તાહીર બીન તાહીર પ્રમાણે ઇરાનીઓ અસલના વખતમાં એ દહાડે જો ચાંદ ગર્મ રાસીમાં હોય તો મધ ખાતા, પણ જો પાણીની રાસીમાં હોય તો પાણી પીતા.

૨૧. આદર જશન, રોજ આદર માહ આદર. એ દિવસે લોકો આતશ આગળ બેસી પોતાને ગર્મી આપતા, કારણકે હવે ઠંડાની મોસમ ખલાસ થવા આવી હતી. લોકો આતશકદેહોમાં જઇ પોતા તરફની ભેટો આપતા.

દેહ મહીનાનાં જશનો—એને ખુર માહ પણ કહેતા :—

૨૨. ખુરરમ રોજ, દેહ મહીનો ને હોરમજદ રોજ. એ દહાડે પાદશાહ તખ્ત ઉપરથી ઉતરી મેદાનમાં સફેદ પોષાકમાં, સફેદ ગાલીચા ઉપર બેસનો, અને પાદશાહી દોનદમામ દૂર કરી દરબાનોને તેઓનાં કામથી ફારેગ કરી, જેઓ ચાહે તેઓને પોતા હજુર આવવા દેતા, અને ખેડુનો અને બીજાઓ સાથે છુટથી ભેળાતો, અને તેઓને કહેનો કે "આજે હું તમારા જેવો છું. હું તમારો ભાઇ છું. આપણે (ગરીબ ખેડુનો અને પાદશાહ) જોડીયા ભાઇઓ મીસાલે છઇએ. આપણુ બેઉનો આધાર એકમેક ઉપર છે."

એ દાહાડાને નોવાદ રૂજ એટલે ૯૦ દાહાડાનો દિવસ કહેતા હતા. કારણ એ દિવસથી નઓરોજના ૯૦) દહાડા રેહેતા.

૨૩, ૨૪ અને ૨૫. એ દેહ મહીનાના દેપાદર, દેપમેહર અને દેપદીનના દહાડા જશનના દહાડા ગણાતા.

૨૬. દેહ મહીનો ને ખોરશેદ રોજથી મેદયોજરેમ ગાહમબારના પાંચ દહાડા.

૨૭. દેહ મહીનો ને ગોસ રોજ, "સીર સવાનું જશન." સીર એટલે લસણ અને સવા એટલે માફક. એ નામ આપવાનો સબબ આ કે એ દિને લોકો લસન ખાતાં. કહે છે કે જમશેદને જોહાકે માર્યો, તેના ગમમાં લોકોએ ઠરાવ કીધો કે ચરબી ખાવી નહીં. તેથી એ દિવસે ચરબીનો ઉપયોગ કરે નહીં.

૨૮. દેહ મહીનો ને દેપમેહેર રોજે "સકાનનું જશન." એ દિવસે એક માટીનું પુતળું બનાવી તે ધરનાં બારણાં આગળ મેલતા હતા.

૨૯. દેહ મહીનો ને મેહેર રોજના જશનને, દરામજીનાન ઓ કાશકલ કહેછે. તુર્કો ઇરાનીઓનાં ગાયગોસ્પદો પોતાના મુલકમાં હાંકી લઇ ગયા હતા, તેનો એ દિવસે છુટકારો થયો, તેની યાદમાં એ જશન કરે છે.

બહમન મહીનાનાં જશનો :—

૩૦. બહમન મહીનો ને બહમન રોજ.

૩૧. બહમન મહીનો ને અસ્પંદાદ રોજ.

૩૨. બહમન મહીનો ને આવાં રોજ.

૩૩. બહમન મહીનો ને અનેરાન રોજ, આફ્રીરગાનનું જશન. કદાચ "આબ રીજાન"નું અપભ્રંશ. નોશરવાનના બાપ ફીરોજના વખતમાં વર્ષાદ નહીં પડવાથી દેશ

વિપતીમાં આવ્યો. ત્યારે એ પાદશાહ આદરખુરહેના આતશબેહેરામમાં બંદગી કરવા ગયો. ત્યાં તેણે દુઆ ગુજારી. પછી વર્સાદ આવ્યો. એ બનાવ આ દિવસે બન્યો હતો, તેની ખુશાલીમાં લોકો એકમેક ઉપર પાણી છાંટતાં. એ વખતે જ્યારે પાદશાહ આતશબેહેરામમાં ગયો ત્યારે દસ્તુર મોબેદો જેઓ ભણતા હતા, તેઓએ તેને માન નહીં આપ્યું. તેનો સબબ પુછતાં તેઓએ કહ્યું કે "અમો બીજા પાદશાહ (યાને આતશ) આગળ ઉભા હતા, તેથી તેની હજુરમાં બીજાને માન અપાય નહીં."

અસ્પંદાદ મહીનાનાં જશનો :—

૩૪. અસ્પંદાદ મહીનો ને અસ્પંદાદ રોજ. એ બઈરાંઓનાં ખાસ જશનનો દહાડો ગણાતો. મરદો બઈરાંઓને એ દિવસે ભેટ આપતા હતા. એ વીચ્છુ વિગેરેના ડંખ સામેના તાવીજનું જશન ગણાતું. આજે પણ કેટલાકો નૌસારી વીગેરે ગામોમાં, એ દિવસે એ બાબેની નીરંગ લખાવી ઘરનાં બારણાંને ચોંટાડે છે.

૩૫. અસ્પંદાદ મહીનો ને ખોરશેદ રોજ. મેદયોશેમ ગાહમબાર બેસે છે.

૩૬. અસ્પંદાદ મહીનો ને મેહેર રોજ. મુસ્કેગાજ (તાજી મસ્ક એટલે કસ્તુરી)નું જશન.

૩૭. અસ્પંદાદ મહીનો ને ફર્વર્દીન રોજ. એ દિવસે લોકો એકમેક ઉપર ગોલાબ છાંટતાં.

**મીરખોન્દ પ્રમાણે જશનો**—મીરખોન્દ પોતાની રોજ-તુસ સફામાં નઓરોજનાં જશનના સબંધમાં કહે છે કે એ દિવસે સુર્ય મેસ રાસીમાં દાખલ થયો, અને તે વખતે જમશેદ પાદશાહી તખ્ત ઉપર બેઠો, અને પોતાના અમીર ઉમરાવોને તખ્ત આગળ બોલાવી ખુશીખુશાલી કીધી, અને લોકોને માયા, મેહેરબાની, સખાવત અને ઇનસાફની આશા આપી, અને ફરમાવ્યું કે સીપાહીઓએ તેમ ખેડુતોએ એ વખતની ખુશીખુશાલીમાં ભાગ લેવો. લોકોએ તેમ કર્યું, અને નાચરંગમાં ભાગ લીધો.

મેહેરંગાનનાં જશન માટે મીરખોન્દ મુરજ ઉજ્જ જાહબ નામના લખનારને આધારે કહે છે કે ફરીદુને, જે દિવસે તેણે જોહાકને બંધ કીધો, તે દિવસને 'મીહરજાન' એમ નામ આપ્યું અને સઘળાં જશનો (અયાદ) કરતાં તેણે એ જશન ઉપર ઘણું ધ્યાન આપ્યું.[1]

**દબેસ્તાનમાં જશનો**—દબેસ્તાનમાં નીચલાં જશનોનો ઇસારો છે:—

૧. નઓરૂજ અને ફર્વર્દેગાન. ત્યાં બહમન યસ્ત મુજબની હકીકત જણાવી કહેછે કે પએગમ્બર જરથોસ્તે સાત ડાંખળીવાળું એક ઝાડ જોયું. તેની સાત ડાંખળીઓ રૂપાં વીગેરે ધાતુની હતી. એ ડાંખળીઓ ઇરાન ઉપરથી પસાર થનારા જૂદા જૂદા જમાનાની ઉપમાં હતી. તેમાં છેલ્લી લોહડાંની ડાંખળી, તે છેલ્લો જમાનો હતો, જે ઇરાનની હાલત બર્ગસ્તે લાવશે. તે બર્ગસ્તીના દાખલામાં કહે છે કે તે વખતે લોકો નઓરોજનાં અને ફર્વર્દેગાનનાં જશનો પાળશે નહીં.

**આઇને અકબરી પ્રમાણે જશનો**—આઇને અકબરી પ્રમાણે જે ઇરાની જશનો અકબરે અખત્યાર કર્યાં હતાં, તે, હાલના બોલીમાં બોલીયે તો નીચે મુજબ છે:—

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૧. | રોજ | ૧, | માહ | ૧. | નઓરોજ. |
| ૨. | ,, | ૧૯, | ,, | ૧. | ફર્વર્દીઆનનું જશન. |
| ૩. | ,, | ૩, | ,, | ૨. | અર્દીબેહસ્ત મહીનાનું જશન. |

૧. ફરીદુન રૂઝ્રા કે જોહાક બ કુહે દમાવન્દ મહબસ ગર્દાનીદ મેહરજાન નામ નેહાદે અજ જુમલે એ અયાદ એઅતેબાર કર્દ.

૪. રોજ ૬, માહ ૩. ખોરદાદ મહીનાનું જશન.
૫. „ ૧૩, „ ૪. તીરંગાનનું જશન.
૬. „ ૭, „ ૫. અમરદાદ મહીનાનું જશન.
૭. „ ૪, „ ૬. શહરેવર મહીનાનું જશન.
૮. „ ૧૬, „ ૭. મેહેરંગાનનું જશન.
૯. „ ૧૦, „ ૮. આવાં આર્દ્વસુરનું જશન.
૧૦. „ ૯, „ ૯. આદર મહીનાનું જશન.
૧૧, ૧૨ અને ૧૩. રોજ ૮, ૧૫ અને ૨૩. દેહે મહીનાના હોરમજદનાં નામના હમકારાનાં જશન.

૧૪. રોજ ૫, માહ ૧૨, અસ્પંદાદમદનું જશન.

**માલકમ પ્રમાણે ઇરાની જશનો**—સર જોન માલકમ, પોતાનું ઇરાનની તવારીખનું પુસ્તક, જે તેણે કેટલાક ઇસલામી લખનારાઓને આધારે રચ્યું છે, તેમાં કહે છે, કે જમશેદે સૂર્યની ચાલ પ્રમાણેનાં વર્ષની ગણત્રી દાખલ કરીને, સૂર્ય મેષ રાશીમાં દાખલ થવાના દિવસને વર્ષનો પેહેલો દહાડો ગણ્યો, અને તે દિવસને જશન તરીકે પાળ્યો. માલકમ કહેછે, કે પર્સીપોલીસનાં કોતરકામોમાં જે કેટલીક ભેટો લઇ જનારાં માણુમોનાં સરઘસોનાં ચિત્રો છે, તે એ જમશેદી નઓરોજને દહાડે કાહડવામાં આવતાં પાદશાહી સરઘસો છે.[1]

ઇરાનના ઇસલામી પાદશાહો વટીકનો એવો રેવાજ હતો, કે એ દિવસ મોટાં જશન તરીકે પાળવો. તે દિવસે સઘળા દીવાની અને લસ્કરી મોટા અમલદારો પાદશાહને દરબારમાં કુર્નેશ બજાવવા હાજર થતા. દરબારનાં કોઇ અગતનાં મોટા ફર્માનો હોય તે એ દિવસે બાહાર પાડવામાં આવતાં. એ દિવસે તાબા હેઠળના શાહજાદાઓ અને સરદારો ચોહાઇ રજુ કરતા, અને મોટા અમલદારો ભેટો નજર કરતા. પાદશાહી ખજાનાની આવકનો ¼ ભાગ એ નઓરોજને દહાડે ચોડાઇ, ભેટ વિગેરેમાં આવતો.[2]

ઇરાનના ઇસલામી પાદશાહોએ પોતાના ધર્મના ઝનુનથી બીજા ઘણાક અસલી ઇરાની રેવાજો કાહાડી નાખ્યા, પણ આ પુરાણું જશનને તેઓ ચીવતપણે વળગી રહેલા છે. તે માટે માલકમ નીચે મુજબ કહેછે[3]—

"The Eed e-Nouroze, or the feast of the Vernal equinox" is to this day observed with as much joy and festivity as it was by the ancient inhabitants of Persia. This single institution of former days has triumphed over that intolerant bigotry which destroyed the religion on which it was grounded; and the Mahomedans of Persia have chosen rather to be upbraided with the impious observance of what their enemies term an usage of infidels,[4] than abolish a feast which was so cherished by their ancestors."

---

૧. Malcolm's History of Persia Vol. I p. 11 n.
૨. Ibid II pp. 15 342.
૩. Malcolm's History of Persia Vol II p. 560.
૪. The Turks continually upbraid the Persians with their observance of a feast instituted by the worshippers of Fire.

કેટલાક ઇસ્લામીઓએ, એ જશનનો દહાડો પાળવાનું હાલ નવું કારણ શોધી કાહાડયું છે, અને તે આ કે એ દિવસે તેઓનો ખલીફ અલી ખલીફાત ઉપર આવ્યો હતો[1].

માલકમ મુજબ, કેટલાક ગ્રંથકારો પ્રમાણે, એ દિવસે ખોદાતાળાએ પેદાયશ પેદા કરવાની શરૂઆત કીધી હતી. કેટલાકો કહે છે, કે શાહ જમશેદ પાર્સીપોલીસ અથવા તખ્તે જમશેદનો મેહેલ બાંધી એ દિવસે તેમાં દાખલ થયો હતો. પણ એ સઘળા તરેહવાર ખ્યાલો વચ્ચે ખરો સબબ આ દિસે છે, કે આ બાહારની મોસમનો દિવસ છે, અને તેથી શીયાળો ખલાસ થઇ, ખુશીખુરમીની મોસમ એ દિવ થી શરૂ થાય છે. એ દિવસે પાદશાહ પોતાના દરબારીઓ સાથે અને બની શકે તેટલાં લશ્કર સાથે શેહેરમાંથી બાહેર કુચ કરે છે. શરૂઆતમાં લશ્કરની કવાયદ ( Review ) થાયછે, અને પછી પ્રગણાંઓ અને શેહેરોના હાકેમો તખ્ત હજુર પોતાની નજરો ( tribute ) રજુ કરે છે. ખુલ્લાં મેદાનમાં મારેલા એક મોટા સુંદર તંબુમાં પાદશાહી તખ્ત મેલવામાં આવે છે, અને તખ્તના પગ આગળ એ ભેટો રજુ કરવામાં આવે છે. પાદશાહ કેટલાક દિવસો એ હીંગામપર છાવણીમાંજ એશઆરામ અને મજાહમાં ગુજારે છે. એ વખતની રમુજોમાં ઘોડાના શરત ઘણો ભાગ લે છે. પાદશાહ, દરબારીઓ વીગેરેને એ દિવસે ખેલાત બક્ષે છે.

એ તેહેવાર નજદીક એક અઠવાડિયું સુધી પાળવામાં આવેછે. પણ તેઓમાં મુખ્ય દિવસ પેહેલો છે. મિત્રો એકમેક ઉપર ભેટો મોકલેછે અને એકેમેકને બોસા લેછે.

**આપણાં એક ફારસી પુસ્તક પ્રમાણે જશનો**—આપણાં કોઇક ફારસી પેહેલવી પુસ્તકો, જેવાં કે રીવાયતનાં પુસ્તકોમાં, આપણાં કેટલાંક જશનોની ક્ષનુમનો એટલે કેવી ખાસ યાદથી તે કરવાં, તેની હકીકત આપી છે. પણ તે જશનો કયાં હતાં, અને શું બાબેનાં હતાં, અને તે દિવસે શું કરવામાં આવતું, તેની વીગતે હકીકત નથી. પણ મારા હાથમાં એરવદ માનેકજી રૂસ્તમજી ઉનવાલાએ એક ફારસીમાં લખેલું પુસ્તક મેલ્યું છે, કે જેમાં આપણે લગતી કેટલીક હકીકતોનો જમાવ કીધો છે. તેમાં આપણાં અસલી જશનોની કેટલીક હકીકત છે. એ પુસ્તકમાં કેટલીક બાબદ ખરી નથી. દાખલા તરીકે તેમાં આપેલા આપણાં મહીનાઓનાં નામના અર્થો ખરા નથી. પણ તે છતાં તેમાં કેટલીક બાબતો નવી મળે છે જે જાણવાજોગ છે. તે નીચલી છે.

૧. નઓરૂજ. એ જશન કેઇઓના વખતથી તે યજદજર્દ સુધી ફર્વર્દીન મહીનો ને હોરમજદ રોજે ચાલુ હતું. એ દિવસ મોબેદાન મોબેદ પાદશાહ આગળ સોનેરી જામ શરાબથી પુર કરી લાવતો હતો, અને તેમાં સોનાની વીંટી યા દીરમ નાંખતો. પછી તે પાદશાહને કેટલાક દુઆના અને નસીયતના સખુન કહેતો, અને કહેતો, કે "આ જમશેદી જામમાં તું શરાબ પી." પછી પાદશાહ તે જામમાંથી શરાબની ચાશની કરતો. અને "નઓરૂજ સાલ નઓ" પણ કહે છે.

૨. ફર્વર્દેગાન પંજેવેહ, તે ગાથાના પાંચ દહાડા. એ દહાડા કામથી ફારેગ રહેવું, બંદગી કરવી, અને ખેરાત કરવી. ગરીબોને ખાણું અને શરાબ આપવા.

૩. નઓરોજે કુચક અથવા "નઓરોજે આમ." એ "આખેરે પન્જે વહે" એટલે ગાથાનાં પાંચ દહાડાની આખેરનાં હોરમજદ રોજનો દિવસ ગણાયો. એ ગુચત્રણભર્યું

(૧) Malcolm's History of Persia II. p. 404.

દીસે છે. પણ એવું દિસે છે કે ગાથાના પાંચ દહાડા પછી કોઇ વર્ષે (ચાર વર્ષની સેવટે) એક દહાડો વધારવામાં આવતો, તેને હોરમજદ રોજ કહેતા. એ હોરમજદ રોજ નઓરોજે કુચક ગણાતો. તે પછીનો ખરો હોરમજદ રોજ "નઓરોજ સાલ નઓ," ગણાતો. આપણામાં પાંચમાં ગાથાને જે "નઓરોજ" ગણે છે તેનો ખુલાસો એ ઉપરથી અટકળી શકાય છે, કે દર ચાર વર્ષે વધારાના એક દિવસને પણ હોરમજદ રોજ કહેતા અને તેને "નઓરોજે કુચક" કહેતા. તે વર્ષનો ખરેખરો છેલ્લો દહાડો હતો. ત્યાર-પછી તેમ કબીસાનો દર ચાર વર્ષનો છેલ્લો દહાડો વધારવામાં આવતો બંધ થયો ત્યારે લોકો ગાથાના છેલ્લા દહાડાને નઓરોજ કહેવા લાગા.

આપણામાં કેટલાક સાહેબો એમ ગાથાના છેલ્લા દિવસને નઓરોજ કહેવાના રેવાજને અને નવાં વર્ષને પણ તેમ કહેવાના રેવાજને ભુલ ગણતા આવ્યા છે. પણ તેમ ભુલ દિસતી નથી. વર્ષનો છેલ્લો દહાડો બરાબર પતેતી ન ગણાય, કારણ વર્ષની સામટી તકસીરોનો પસ્તાવો કરવાનો ખરો દાહડો તે વર્ષ પુરૂં થતાં બીજાં વર્ષનો નવો દહાડો છે. તેથી તે નવાં વર્ષનો દહાડો 'નઓરોજ' તેમજ પતેતી ગણાય. વળી વર્ષનો છેલ્લો દહાડો નઓરોજ ગણાયો હોય. જેમ ખ્રીસ્તીઓમાં ક્રીસ્ટમસની આગમચનો દિવસ "ક્રીસ્ટમસ ઇવ" અને નવાં વર્ષની આગમચનો દહાડો ન્યુ ઇઅર્સ ઇવ (New year's Eve) ગણાયો તેમ એ દીન ગણાયો હોય. પણ હવે આ પુસ્તક આ સવાલ ઉપર, ઉપર મુજબ નવી રોશની નાંખે છે.

૪. નઓરૂજે ખાસ્સે, ફર્વર્દીન મહીનો ને ખોરદાદ રોજે.

૫. અસપંદાદ મહીનો ને અસપદાદ રોજનું જશન, જ્યારે કાગજે લખી ઘરમાં વળગાવવામાં આવે.

૬. જશને આબાનગાહ, આવાં મહીનો ને આવાં રોજે. જો એ દહાડે વરસાદ પડે તો તે "આબાનગાહે મર્દાન" એટલે "મરદોનો આબાનગાહ" ગણાતો હતો, અને તે દિવસે માણસો પાણીમાં ઉતરી નહાતાં. જો તે દિવસે વર્ષાદ નહીં આવે, તો તે "આબાનગાહે જનાન" એટલે "બૈરાંઓનો આબાનગાહ" ગણાતો અને બૈરાંઓ પાણીમાં ઉતરી નહાતાં.

૭. જશને આબરીજાન. એને નઓરૂજે તબરી પણ કહેતા. તે તીર રોજ ને તીર મહીને પડતું (તીરંગાન). એક વખત સાત વર્ષ સુધી વર્ષાદ નહીં પડયો ત્યારે આએ રોજે માણસોએ ખોદાતાળા પાસે દુઆ ગુજારી, અને વર્ષાદ આવ્યો. એ દિવસે એ બનાવની યાદમાં લોકો એકમેક ઉપર પાણી છાંટે છે. એ એરાક અને પારસના મુલકનો રેવાજ હતો, અને એ જશન પણ તે મુલકનું હતું.

૮. તીરંગાન, તીર મહીનો ને તીર રોજે. એ રોજે અફ્રીસીયાબના કહેવાથી મીનો-ચેહેરે આરશ પાસે સહવારે તબ્રીસ્તાનના પહાડ ઉપરથી એક તીર ફેંકાવ્યો, જે સાંજે ખોરાસાનમાં પડયો.

અજાન ખાનન્દ આરેશરા કમાનગીર,
કે અજ આમુલ બ મર્વ અન્દાખ્ત ઉ તીર.

**અર્થ** :—એ (એટલે ઉપલી વાત) ઉપરથી આરેશને "કમાનગીર" (કમાન પકડનાર) કહે છે, કારણકે તેણે આમુલનાં મુલકથી મર્વ સુધી તીર ફેંકયો.

૯. મેહેરગાન, મેહેર મહીનો ને મેહેર રોજે. એને "જશને ફરેદુન" પણ કહે છે. એ દિવસે ફરેદુને જોહાકને બંધ કીધો. એ દિવસે લોકો ખાણું ખાતાં જમ જમે (એટલે બાજ) માં બોલે. ખાણું ખાતાં બોલે નહીં તેનો સબબ એ પુસ્તકમાં ચોકસ જણાવ્યો નથી. પણ તે આ છે અને તેને બીજા લખનારથી—આલ્બીરૂનીથી—ટેકો મળે છે, કે તે દાહારે જેહાનને જોહાકના જુલમથી છોડવી. તેના ઉપકારમાં એમ મુગું મુગું ખાવાનો રેવાજ પડયો. એને "મેહેરગાને ખાસ" કહેતા.

૧૦. મેહેરગાન આમે, મેહેર મહીનો ને રામ રોજે. એ રોજે, એટલે જોહાકને બંધ કરવાનાં મેહેર મહીનાને મેહેર રોજ પછી પાંચ દહાડે, ફરેદુન ગાદીપર બેઠો. એ દિવસે બામદાદમાં નાન (રોટી) ખાવું અને મોર્દ (myrtle) નું ફુલ સુંગવું એ સારા સગન છે[1].

૧૧. જશને ખજાન. એ શહરેવર મહીનાના રશ્ને રોજે પડે છે. એ જશનને "ખજાને નખુસ્તીન" એટલે 'પેહેલું ખજાન' કહે છે. બીજું ખજાનનું જશન, મેહેર મહીનો ને હોરમજદ રોજે છે. એ જશને ખેતીબાનોની કાપણી તમામ થતી હતી. ફારસીમાં 'ખઝાન' નો અર્થ પાનખર રૂતુ (autumn) થાય છે.

૧૨. જશને બર્જંબ, દેહ મહીનો ને સરોશ રોજે. એ બર્જંપ શબ્દનો અર્થ શું છે, તે સમજ પડતી નથી. એ જશનની કાંઇ હકીકત આપી નથી. ફકત કહે છે કે લીલોત્રી (નબત) ઉગતી નથી.

૧૩. જશને રકુક અલ કુસજ, આદર મહીનો ને હોરમજદ રોજે. માસુદી પણ એ જશન માટે બોલે છે. એ દહાડે પાદશાહ દર દુકાનવાળા પાસે એક રૂપાંનો દીરમ લેતો હતો. એક પાતલી દાહાડીવાળો માણસ (ફા. કુસે a thin bearded man), જે એક આંખે કાંણો હોય, તે ગધેડા (ખર) પર નાગો બેસે, અને એક હાથ ઉપર એક કાગડા (કલાગ) ને બેસાડે, અને બીજા હાથમાં પૈસાનો એક સીક્કો (ફા. વાજન money of just weight) મુકે અને પાદશાહના રેસાલા (હશમ) માંથી થોડાક નફરોને લેઇ બજારમાં જાય અને પોતાને પેલા 'વાજન'થી પવન નાખે અને દરેક દુકાનમાંથી એક રૂપાનો દીરમ લે અને એમ કરી તે જમેરતાનને વેદા કરતો. જો કોઈ દીરમ આપવામાં એક લેહેજો પણ ઢીલ કરે તો તેની દુકાન લુટી લેવામાં આવે. સહવારના પોહોરથી તે પેહેલી નેમાજ (નેમાજે પીશીન) સુધી જે પૈસા એકઠા થાય તે પાદશાહ લે. ત્યાર પછી બીજી નેમાજ સુધી જે એકઠા થાય તે પેલો ટુંકી દાહાડીવાળો મરદ અને તેની સાથવાળાઓ વેંહચી લે. બીજી નેમાજ પછી જો તે બજારવાળાઓની નજરે આવે, તો તેઓ તેને ગમે તેમ ચાબુકે મારે અને તે સામે કોઇ તેની દાદ લે નહીં.

| | | | | |
|---|---|---|---|---|
| જો એ રોજે ચાંદ | આતશની | મંજળમાં હોય | તો લોકો બામદાદે | મધ ખાએ, |
| ,, | હવાની | ,, | ,, | દુધ પીએ, |
| ,, | અર્જી (જમીન)ની | ,, | ,, | શરાબ પીએ, |
| ,, | પાણીની | ,, | ,, | પાણી પીએ, |

એમ કરવું એ સારા સગન ગણાય.

૧૪. બહમનજે. બહમન મહીનો ને બહમન રોજ. એ દાહાડે સરકો સેવન્દ (wild rue) નામના પાલા સાથે ખાય અથવા તો તાજાં દુધ સાથે ખાએ. તેથી અકલ જીયાદે થાય.

---

1. એરવદ માણેકજી રૂ. ઉનવાળાની ફારસી ચોપડી પા, ૬૩૭.

૧૫. જશને 'સદ સદેહ,' બહમન મહીનો ને આવાં રોજ. એના 'સદેહ' નામ માટે નીચલા ખુલાસા કરવામાં આવે છે. (ક) 'સદ' એટલે 'સો' તે ઉપરથી કહે છે કે એ જશન નવરોજથી ૫૦ દહાડા અને ૫૦ રાત મળી ૧૦૦ રાત દહાડા આગળથી પડે છે તેથી તેને એ નામ મળ્યું છે. (ખ) વળી બીજી રીતે પણ સમજાવે છે, કે જમેસ્તાનની શરૂઆતથી ૧૦૦ દહાડા (ફરવરદગાનનાં પાંચ દહાડા ગણ્યા વગર) પસાર થાય છે, તે ઉપરથી એ નામ છે. (ગ) વળી ત્રીજી રીતે કહે છે કે એ દિવસે આદમ અને હેવાનોના ફરજંદોની નર માદાની સંખ્યા ૧૦૦ ની થઇ અને તેઓએ પોતામાંથી એકને વડો (મેહેતર) પસંદ કીધો, તે ઉપરથી એ દિવસને સદેહ નામ મળ્યું. (ઘ) ચોથું આ કે ફરેદુને આ દિવસે સાંપને મારતાં આતશ ઉત્પન્ન કીધો અને તેને સદેહ નામ આપ્યું. ફારસીમાં સદેહનો અર્થ આતશ (a flaming fire) થાય છે.

૧૬. બાદબરે, બહમન મહીનો ને ગુઆદ રોજે. કહેછે કે એક વખત સાત વર્ષ સુધી (વર્ષાદનો) પવન નહીં ફુકતો હતો. આ દિવસે એક ભરવાડે આવી પાદશાહને કહ્યું કે "ગઇ રાતે પવન એટલો ફુંકયો કે ગોસ્પંદોની પીઠપર વાળો હીલવા લાગા." તે ઉપરથી એ દિવસને "બાદે બરેહ" એટલે "ગોસ્ફન્દ (lamb) નો પવન" કહેવા લાગા.

**જશનના ત્રણ પ્રકારો**—આપણે ઉપર જૂદા જૂદા ગ્રંથકારોને આધારે અસલી ઇરાની જશનોની હકીકત, જેમાની કેટલીક કલ્પીત છે, અભ્યાસ માટે એકઠી કરી અને તપાસી. તે જશનોની ટીપ ઉપર ઉડતી નજર ફેંકતાં દીસે છે કે જશનો ઘણુંખરાં ત્રણ પ્રકારનાં હોય છે.

I. મોસમના (Season or nature festivals).

II. ગુજરેલાંઓની યાદના (Funeral or ancestor-worship festivals).

III. કોઇ બનાવની યાદના (Historial festivals).

અસલના વખતમાં એ ત્રણ પ્રકારના જશનોમાં સર્વેથી અગતનાં અને પુરાણાં મોસમનાં જશનો હતાં. તે સામાન્ય પ્રજાનાં જશનો હતાં. અન્જુમન સામટી એવાં જશનોમાં ભાગ લેતી હતી. પ્રો. મેક્ષમુલર કહે છે કે અસલી પ્રજાઓનાં જશનો સુરજની ચાલ ઉપર આધાર રાખતાં. ત્યારે તેની કેહેવાની મતલબ આજ છે કે સઘળી પ્રજાઓમાં પુરાણું જશનો એક પ્રકારે મોસમનાં જશનો હતાં. તેવાં જશનો હાલમાં પણ કેટલીક હદે પાળવામાં આવે છે. એ બાબે એ વીદવાન કહે છે, કે "The great festivals of the ancient world were regulated by the Sun and that some of these festive seasons—the winter solstice about the Yule-tide or Christmas, the vernal equinox about Easter, the summer solstice or Midsummer-eve, about St. John Baptist's day and the autumnal equinox about Michaelmas—are still kept under changed names and with new objects, in our own time.[1]"

હવે જશનો શરૂઆતમાં ઋતુનાં જશનો હતાં, તેની સાબેતી કેટલાંક જશનોના દિવસોના નામ ઉપરથી માલુમ પડે છે. દાખલા તરીકે ગાહમબારનાં નામોમાં ઋતુ સાથે સંબંધ ધરાવતા અર્થો સમાયલા છે. આપણા મહીનાઓ એક પછી એક ફરવરદીન, અરદીબેહસ્ત

1. "Chips from a German Workshop" (2nd Edition 1880) p. 296.

એમ નામ ધરાવે છે. તે મહીનાઓ એમ એક પછી એક એમ કેવી રીતે રચાયા છે, તે સમજાવવા બાબે હાલમાં આપણા એક ભણેલા ગ્રહસ્થ મી૦ મેરજીભાઇ નોશરવાનજી કુકા એમ. એ. એ થોડુંક થયું કોશેશ કીધી છે. એવું દિસે છે કે આગળ પણ એવી કોશેશો થઇ છે. એ આગલી કોશેશ જોકે આપણે કેટલીક હદે કલ્પીત ધારીયે તોપણ એટલું તો દિસે છે કે આપણા બે ત્રણ સદી પરના વડીલો પણ આપણા મહીનાઓને રૂતુઓ સાથ જોડતા. એવી એક કોશેશ માટે હું અહીં ટુકમાં બોલીશ. એરવદ માણેકજી રૂસ્તમજી ઉનવાલાએ મેહેરબાની કરી મારા હાથમાં ઉપર જણાવવા મુજબ જે ફારસી ચોપડી મેલી છે, જેમાં એમ મહીનાઓને રૂતુ સાથે જોડયા છે. તેમાં મહીનાઓનાં નામ બાબે નીચે પ્રમાણે વર્ણન છે:—

૧. ફર્વર્દીન. એ મહીનાને એમ નામ મળ્યું છે, કારણકે એ મહીનામાં ઘાસપાલો ઉગવાની શરૂઆત થાય છે (આગાજે રૂસ્તની અન્દર વએ બાશદ). એ લખનાર 'ફર્વર્દીન' શબ્દને 'પરવર્દન' એટલે ઉછારવું, ઉગારવું સાથ જોડી એ અર્થ કરે છે.

૨. અર્દીબેહેસ્ત. એ મહીનામાં ઝાડપાનોને નવાં પાતરાં ઉગી તેઓ 'બેહેસ્ત'ના જેવો દેખાવ દે છે, તે ઉપરથી એ માસને 'અર્દીબેહેસ્ત' કહે છે.

૩. ખોર્દાદ. એ મહીનામાં માણુસોને 'ખુર, ખુરેશ' એટલે ખોરાક મળે છે.

૪. તીર. એ મહીનામાં ઘઉં, અનાજ વિગેરેની વાવણી કરવામાં આવે છે. ફારસીમાં 'તીર' શબ્દનો અર્થ 'ભાગ' ( lot ) થાય છે. તે ઉપરથી આ અર્થ અટકળવામાં આવ્યો છે.

૫. અમરદાદ ( મર્દાદ ). એ મહીનામાં તમામ ફળફલાદી પાકી પુખ્ત થાય છે. ફા. 'મર્દ' એટલે ઉમરે પુગેલો માણુસ. તે ઉપરથી એ અર્થ ધાર્યો કે જેમ એક બાળક પુર ઉમરે મર્દાનગીમાં આવે તેમ ફળફળાદી મર્દાનગીમાં યાને પુરી પાકની હાલતમાં આવે.

૬. શેહરેવર. પાદશાહોને કર (દખલ) અને અનાજની ઉત્પત્તી ઉપર દસમો ભાગ (દેય યક) એ મહીનામાં આપવામાં આવે છે. 'શેહરીવર' શબ્દને 'શેહરયાર' એટલે પાદશાહને મળતો ગણી એ અર્થ કરવામાં આવ્યો છે. આપણે જાણીયે છીએ કે 'શેહરીવર' શબ્દ અસલમાં "ક્ષથ્ર વઇર્ય" એટલે 'આપઅખત્યાર પાદશાહ' છે. તે જોતાં તેનાં અર્થનો પાદશાહ સાથે સંબંધ બરહક છે.

૭. મેહેર. એ મહીનામાં માણુસો એકમેક ઉપર 'મેહેરબાની' કરે છે. તેઓ મેવો, અનાજ વીગેરે વેહેંચી લે છે અને સાથે મળી ખાએ છે.

૮. આવાં. એ મહીનામાં 'આબ' એટલે પાણી વર્સાદ રૂપે ઘણું પડે છે.

૯. આદર. આગલા મહીનામાં વર્સાદ ઘણો પડવાથી હવા સરદ થયલી તેથી એ મહીનામાં આતશ ( આદર ) સળગાવવાની ગરજ પડે તેથી તેને એ નામ આપ્યું.

૧૦ દેહ. પેહેલવીમાં 'દેહ' નો અર્થ 'દુર' થાય છે. એટલે એ મહીનામાં જમીન ખુરૂમી એટલે ખુશાલીથી ( શીયાળાને લીધે ) દુર યા ખાલી થાય છે. આ તદન પાયા વીનાની અટકળ છે, કારણ પેહેલવીમાં એવો કોઇ શબ્દ નથી.

૧૧. બહમન. એ મહીનામાં સર્દી અને ખુશ્કી અને બલગમમાં માણુસોને રેહેવું પડે છે. ફારસીમાં "બ-હમ" એટલે સાથે તે ઉપરથી એ અર્થ લીધેલો દીસે છે કે એ મહીનામાં જેમ સરદી તેમ ખુશ્કી સાથે ભેળાયલી હોય છે.

૧૨. અસ્ફન્દારમદ. પેહેલવીમ 'અસ્ફન્દ'નો અર્થ મેવો થાયછે, અને એ મહીનામાં મેવો ખીલવા માંડે છે, અને ઘાસ ઉગવા માંડે છે તેથી તેને એ નામ મળ્યું છે.

આ લખનારે આપણા મહીનાઓનાં નામો સમજાવ્યાં છે, તેની શબ્દ ઉત્પત્તી અને અર્થ આપણે જાણીયે છીએ કે બરાબર નથી. પણ તે છતાં આપણે આ ઉપરથી આટલું જોઇએ છીએ કે એ લખનાર મહીનાઓ વટીકને રૂતુઓ સાથ જોડે છે.

ઉપર પ્રમાણે જૂદા જૂદા ગ્રંથકર્તાઓ પ્રમાણે કેટલાંક જશનો તપાસ્યાં. તેમાંનાં કેટલાંક આપણને જાણીતાં છે, અને તેનું વર્ણન લગભગ ઘણાખરા લખનારાઓ કરે છે. કેટલાંકો હાલ આપણને જાણીતાં નથી. તેઓનાં નામોનાં અર્થ વટીક આપણને સમજ પડતા નથી. તે કોઈ મુલકોનાં ખાસ જશનો હોય. હવે હાલમાં આપણને જાણીતાં થયલાં જશનોનાં જો આપણે ઉપર મુજબ ત્રણ ભાગ કર્યે તો તે નીચે મુજબ થાય છે:—

I. **રૂતુનાં જશનો**—(ક) ગાહામબારનાં જશનો, (ખ) જમશેદી નઓરોજ, (ગ) મેહેરગાન, (ઘ) રપીથવન, (ઙ) તીરંગાન, (ચ) ખોરદાદસાલ.

II. **ગુજરેલાંઓની યાદનાં જશનો**—(ક) ફ્રર્વર્દેગાનના ૧૦ દિવસો. (ખ) ફ્રર્વર્દીન મહીનો ને ફ્રર્વર્દીન રોજ, અને તે મુજબ દર મહીનામાં ફ્રર્વર્દીન રોજ, જે ફ્રર્વર્દેગાનને નામે આપણામાં જણાયલા છે. એ હમા અશો ફ્રરોહરોની યાદના દિવસો છે.

III. **તવારીખના બનાવોનાં સંબંધના જશનો**—(ક) જમશેદી નઓરોજ, (ખ) તીરંગાન, (ગ) મેહરંગાન.

એ જશનોને આપણે ઉપર જણાવવા મુજબ પેહેલા વર્ગમાં મુકયાં છે, તે બરાબર છે. પણ તે ઉપરાંત પાછલાં પુસ્તકોમાં તેઓનો તવારીખનાં કોઇ બનાવ સાથે સંબંધ દેખાડયો છે. કદાચ તવારીખના કોઇ બનાવ જે સાથે એઓનું નામ જોડાયલું છે, તે એ દિવસે બન્યા હોય. પણ વધારે સંભવીક આ છે, કે પાછલા વખતમાં તવારીખી બનાવ બન્યા હોય તેની યાદનાં જશનો ખાખસુસ સગવડને ખાતર, યા તેઓને વધારે અગત આપવાને ખાતર, અને તેઓનો મહીમાં વધારે મોટો કરવાને ખાતર, મોસમના તેહેવારોને દિવસે પાળવામાં આવ્યાં હોય, અથવા તે બનાવો સાથ સંબંધ ધરાવનાર પાદશાહોએ રૂતુના જશનોના દિવસો પોતા સાથે સંબંધ રાખનાર તવારીખના બનાવોને અમલમાં મેલવા માટે પસંદ કર્યા હોય.

હાલમાં આપણે આતશબેહરામો યા આતશઆદરાનોની સાલગીરેહનાં જશનો કર્યે છીએ, તે અથવા કોઇ મંડળી યા ખાતું પોતાની સ્થાપનાના દિવસો પાળવા જશનો કરે તે, અથવા કોઇ શેહેર યા ગામડું પોતાની સ્થાપનાનું-દાખલા તરીકે આપણે આપણી નજરો નજર 'મર્ઝબાન આબાદ'નો દાખલો જોઇએ છીએ તેનું-જશન કરે તે સર્વ આ ત્રીજા વર્ગમાં આવે છે.

## III.

## જશનની મતલબ.

**(ક) અહેસાનશનાસી**—હવે આપણે આપણા વિષયના ત્રીજા ભાગ ઉપર આવીયે અને જોઇએ કે જશનની મતલબ શું છે, અને તે ઉપરથી આપણે શું ધડો લેઇ શકાયે?

પેહેલે તો જશનમાં આપણે તે દાદારની નીઆમતો, મોસમની ચીજો, ફુલ ફલ,

પાણી, આતશ, ગોસ્પંદની પેદાયશ તરીકે દુધ વિગેરે રજુ કર્યે છીએ. એથી આપણને તે દાદાર તરફ આભારની લાગણી દેડાવવાનું ભાન આવે છે.

**મોસમનાં જશનો, અહેસાનશનાસીના અવસરો**—અસલમાં જશનોની શરૂઆત મોસમનાં જશનોથી થઇ છે. માણસ જાત પોતાની અસલી હાલતમાં કુદરત સાથે સર્વથી વધારે સંબંધમાં આવતો. તે ચોકસ વખતે સુર્ય, ચંદ્ર, સેતારાઓ વિગેરેને ઉગતા, આથમતા અને આકાશમાં પોતાની જગ્યા બદલતા જોતો હતો. ચોકસ વખતે તે અન્ન અને ફળફળાદી તૈયાર થતાં જોતો હતો. ત્યારે કુદરત સાથે અને કુદરતી મોસમો સાથે તે વધારે સંબંધમાં આવતો હતો. જ્યારે વખતસર તેનો પાક થતો, ત્યારે તે ખોદાનો ઉપકાર માનતો હતો. એ મુજબ ત્યારે સર્વથી પેહેલાં જશનો મોસમનાં હતાં, અને તે મોસમના પાક યા પરિણામ માટે તે દાદારનો ઉપકાર માનવાનાં જશનો હતાં. એ જશનોમાં તે પોતા તરફની ભેટ યા બળીદાન ( offerings ) તરીકે મોસમના પાકની પહેલી પેદાયશ ( first fruits ) રજુ કરતો હતો.

ત્યારે જશનો કોઇ પણ રીતે વિચાર કરતાં અહેસાનશનાસીના અવસરો છે. જો તે મોસમનાં જશનો હોય, તો ખોદાતાળાએ આપેલી નેઆમતો માટે, પસાર થયલી મોસમમાં તે દાદારે આપણા ઉપર દેખાડેલી મેહેરબાની માટે, ઉપકાર માનવાના તે અવસરો છે. કદાચ તે મોસમોમાં આપણને કાંઇ નામોરાદીઓ, નાસીપાસીઓ, નિરાશીઓ મળી હશે, પણ તે સઘળાં વચ્ચે આપણે યાદ રાખવાનું છે કે તે નામોરાદીઓ, તે નિરાશીઓ આપણાં પોતાનાં ભલાં માટે હશે. આપણે એવી વખતે "તેની મરજી તે આપણી મરજી" ( to make His will our will ) કરવાની કોશેશ કરવી જોઇએ.

**એ અહેસાનના માપના પ્રકારો**—ત્યારે એ અહેસાનનું માપ આપણે કેવા પ્રકારે કર્યે છીએ. એ અહેસાનનું ખરૂં માપ આપણાં જીગરની લાગણીજ છે, જે લાગણી બે રીતે રૂપ લે છે. ૧. શબ્દો મારફતે, જે શબ્દો બોલાય, કે નહીં પણ બોલાય. નહીં બોલાય, એટલે અવાજ કર્યા વગર ફકત મન પણ વિચારથી કામ કરે, તે પણ શબ્દોજ છે. અને ૨. કોઇ જાહેર પડતી રીતે.

**એ અહેસાનશનાસી શબ્દો મારફતે**—આપણે આપણાં જશનોમાં જે ભણતર ભણીયે છીએ, તે ભણતર ભણી યા ભણતર ભણ્યા વગર આભારના આપણા વિચારો તે દાદારને જે રીતે જાહેર કર્યે છીએ, તે રીતે તે દાદારનો શબ્દોથી ઉપકાર માનીયે છીએ. આપણા જશનોમાં થતી તે દાદારની સ્તુતી તેની એક જાતની અહેસાનશનાસી છે, એક જાતની બંદગી છે.

ગુરૂ નાનક કહી ગયો છે, કે બંદગીના ૫ વખતો યા ગેહો છે, અને બંદગીનાં ૫ નામો છે. તે નામો, તે નીચે પ્રમાણે જણાવે છે :—

૧. સચ્ચાઈ ( Truth ).
૨. શુદ્ધાપણું ( what is right ).
૩. ખોદાનાં નામથી સખાવત.
૪. ભલી મનસ્ની.
૫. ખોદાની સ્તુતી, અને કીર્તિ ગાવી.

**જશનમાં મળેલી કુદ્રતની નેઆમતો આપણું મન દાદાપર પોહોંચાડે છે—** પેશો જાણીતો લખનાર સેંમ્યુએલ લેંગ કહે છે કેઃ—

To the Zoroastrian, prayer assumes the form of a recognition of all that is pure, sublime, and beautiful in the surrounding universe. He can never want opportunities of paying homage to the Good Spirit and of looking into the abyss of the unknown with reverence and wonder. The light of setting sun, the dome of loving blue, the clouds in the might of the tempest or resting still as brooding doves, the mountains, the ocean lashed by storm ..... these are a Zoroastrian's prayers."

ત્યારે જશનમાં હાજર કરેલી ચીજો, ફુલ ફલ, પાણી, આતશ એ સર્વ તે દાદારપર નજર ફેરવે છે.

**મોસમનાં જશન તરીકે જમશેદી નઓરોજના નવા રોજે પાળવાનો રેવાજ—** જશનનો દિવસ ગુજારવાના જે કેટલીક પ્રજાઓમાં જૂદા જૂદા રેવાજો છે, તે રેવાજો તેઓનો મોસમો સાથે સંબંધ દેખાડે છે. દાખલા તરીકે આજના જમશેદી નઓરોજના દિવસ માટે કહે છે કે ઇરાનમાં ઘરના એક સારા ભાગમાં સુફરો બીછાવીને, ત્યાં મોસમનાં સુંદર ફુળફળાદી હાજર કરી, એક ચેરાગ બાળવામાં આવે છે. એક વાસણમાં પાણી હાજર કરવામાં આવે છે, આતશ ઉપર લોબાન બાળવામાં આવેછે, અને મુખ્ય આ કે પાણીના કુજાઓ ઉપર કેટલાક દિવસ આગમચથી લીલોતરી ઉગારી તૈયાર કરવામાં આવે છે. એ લીલોતરી ત્યારે બાહારની મોસમ સાથે ફળફળાદી અને લીલોતરીને આવકાર દેવાની ઇધાની છે. યુરોપના ઘણાક ભાગોમાં મે-ડે પાળવાનાં રેવાજો (May-day celebrations) એની યાદ આપે છે. ત્યારે મોસમનાં જશનોમાં હાજર કરેલી ચીજો તે દાદાર તરફ આપણું આભારી જીગરને ઉભરાતું કરે છે.

**એ જશનોની મુળ મતલબ**—ત્યારે એ જશનો—પછી તે મોસમનાં હોય, મરનારોની યાદના હોય, યા તવારીખી બનાવોના હોય, તેઓ—ની મુળ મતલબ શું? તેઓની મુળ મતલબ એક પ્રકારની આપ અને લે છે. એ આપ અને લે જશનોના બાબમાં શું છે? એ 'આપ લે'ની મુળ નેમમાં પેહેલી જગ્યા 'આપ' લેછે. એ જશનો કરી આપણે આપણું 'હેસાન' આપણો આભાર, આપણો ઉપકાર આપ્યે છીએ. ટુકમાં એ સઘળાં જશનો તેઓનાં અસલ મૂળ નિયમમાં તે દાદારે આપેલી નેઆમતો માટેનાં, આપણી ઉપર થયલા ઉપકારોના, બનેલા બનાવો માટેનાં ઉપકારનાં અહેસાનશનાસી (Thanks giving) નાં જશનો છે.

**જશનની બીજી મતલબ ભાઈબંધી**—આપણે ઉપર જોયું, કે જશનની પેહેલી મતલબ તે દાદારની અહેસાનશનાસી છે. હવે જશનની બીજી મતલબ ભાઈબંધી ફેલાવવાની છે. હીરોડોટસ કહેછે કે અસલી ઇરાનીઓ પોતાની બંદગીમાં દુઆ ફકત પોતાને માટે નહીં માંગતા, પણ પોતાના પાદશાહ માટે, અને આખી અંજુમન માટે, માંગતા હતા. તેની દલીલ આફ્રીનના ઉપલા મથાળે મેલેલા શબ્દોમાં મળે છે.

આજના મારા વિષય માટે મેં મદાર તરીકે, આપણાં ધર્મપુસ્તકનો જે ફકરો લીધો છે, તે આપણી અર્દાફ્રોશની અને ગાહમબારની આફ્રીનનો શરૂઆતમાં યાદ

કરેલો ફકરો છે, કે જે જેમ જમશેદી નઓરોજના જશનમાં તેમજ દરરોજ ઘરેઘર ભણાતાં જશનમાં ભણવામાં આવે છે.

એ ફકરામાં ભણનાર કહે છે કે મેં જે ઇજશ્ને કીધી, યાને આરાધના કીધી, અને દરૂન ઈજયા અને મ્યજદ કીધી, એટલે મ્યજ્દ ઈછી તે સર્વ રયોમંદ અને ખોરેહમંદ દાદાર હોરમજદનાં અને તેના અમેશાસ્પંદોના ખજાનામાં પોહોંચજો.

આ ઘણો મોટાં મનનો, મોટાં દીલનો, પર્માર્થનો વિચાર છે. ભણનાર મોટાં મનથી કહે છે કે આ સઘળી ક્રિયાની ચીજો મેં અહીં અર્પણ કરીછે, અને તે અર્પણ કરી આ સઘળી ક્રિયાઓ મેં કીધી છે, તે કોઇ સ્વાર્થનાં વિચારથી મેં કીધી નથી, પણ પર્માર્થના વિચારથી કીધી છે. આ સઘળાંનો બદલો મને મળે એવા કોઇ સ્વાર્થી ખ્યાલથી હું એ સઘળું કરતો નથી, પણ એવા ખ્યાલથી કરૂં છું, કે એ સઘળાંનું પરિણામ, બદલો, સવાબ યા જેબી કાંઇ હોય તે, તે દાદારના ખજાનામાં પોહોંચે.

હવે તે દાદારનો ખજાનો તેનાં સર્વ બચ્ચાંઓ માટે છે, તેની સર્વ પેદાયશો માટે છે. ત્યારે મતલબ આ કે "એ સઘળાંનો બદલો તે દાદાર કુલે જેહાંનને આપે. કુલ જેહાંનનો હું પણ એક કમતરીન ભાગ છું, ત્યારે તે ભાગ તરીકે, મને જે મળે તે, પ્રાપ્ત કરવાને હું ખુશી છું." આ ત્યારે ઘણો મોટાં મનનો વિચાર છે અને તે વિચારને અનુસરીને આ દુનિયામાં આપણુ સર્વ જે આપણાં સર્વ કામો કર્યે, સર્વ નહીં તો થોડાં પણ કામો કર્યે તો દુનિયામાંથી ઘણીક દલદેશરી અને દુ:ખ ઓછું થાય.

**દુઆઓ અને ક્રિયામાં આત્મીક સોશ્યેલીજમ**—હાલમાં આપણે સોસ્યેલીસ્ટો ( Socialists ) માટે ઘણું સાંભળીએ છીએ. હાલની આપણી નવી પાર્લામેંટમાં કેટલાક મજુરો તરફના પ્રતિનિધીઓ (Labourites) દાખલ થયા છે કે જેઓમાંના કેટલાકો સોસ્યેલીસ્ટો છે. એ વર્ગનું કેહવું કેટલીક હદે આ છે કે શારીરીક દોલત એક હાથે જમા થવી નહીં જોઇએ, પણ સઘળાંઓનો તે ઉપર હક રેહે. હવે મેં મારા એક અંગ્રેજી વિષયમાં કહ્યું છે તેમ, જરથોસ્તી ધર્મની શીખવણી મુજબ ચાલનારાઓ માટે, એવા હાલમાં ઉભા થતા કોઈ ખાસ વર્ગની જરૂર નથી, કારણ તે જગેજગ શીખવે છે કે તવંગરોએ પોતાની દોલત ઉપર પોતાના ગરીબ ભાઇબંધોનો હક સમજવો. હવે આફ્રીનનો ઉપલો ફકરો, શારીરીક બાબત બાજુ મેલી, એક જાતનું આત્મીક સોસ્યેલીજમ ( Spiritual Socialism ) જાહેર કરે છે, કે "મારાં ભલાં કામોનો બદલો તે દાદાર જેને ગમે તેને આપે."

હવે ઉપલા ફકરામાં કેટલીક કીયાઓ માટે બોલે છે કે "મેં (ક) ઇજશ્ને કીધી (ખ) દરૂન ઈજયા (ગ) મ્યજદ કીધી (ઘ) જોર (ની ચીજો) લઇ ગયો." એ ક્રીયાઓ ઉપરાંત ભલાં કામો તરીકે સખાવત ( રાદી ), અશોદાદ એટલે લાયક ભલા આદમીઓને મદદ વીગેરે માટે બોલે છે. એ સઘળાં ભલાં સવાબનાં કામો ( કારે કેર્ફે ) ગણાયાં છે. તે સઘળાં ભણનાર દાદાર હોરમજદનાં ખજાનામાં આપવા માંગે છે.

હવે એ સઘળાં કામો 'જશન' માટેનાં આપણા કામોમાં સમાય છે. જશન કરવું એટલે શું? તે એ ફકરા ઉપરથી સમજ પડે છે. તે આ કે ઇજશ્ને કરવી, દરૂન ઇજવા, મ્યજદ કરવી, જોર લઈ જવી. એ સઘળું ત્યારે આપણે જશન વખતે કર્યે છીએ તે ઉપરાંત ફરમાવે છે કે તે વખતે સખાવતનાં કામો કરવાં, બીજાં સવાબનાં કામો કરવાં, ગરીબ ભલા આદમીઓને આશોદાદ આપવી.

હવે એ સઘળાંઓનો ભલો બદલો જ્યારે આપણુ સર્વના સામાન્ય ભોગવટા માટે છે, ત્યારે જશન એક પ્રકારની નાની યા મોટી સામન્ય મીજલસ—પછી તે કુટુંબની હોય, મોહલ્લાની હોય, ગામની હોય કે દેશની હોય તે—નો ખ્યાલ આપે છે.

ઉપલા ફકરામાં જે પેહેલું કામ ભણુનાર જણાવે છે તે "યજશ્ને કર્દ હોમ" એટલે "યજશ્ને કીધી છે," તેને લગતું છે. હવે આપણે જશન કર્યે છીએ તે એક પ્રકારે યજશ્નેજ છે. જશન શબ્દ યજશ્નેનુંજ રૂપ છે.

ત્યારે આપણે મથાળે મેલેલા ફકરામાં જશન કરવાનાં સંબંધનાં જે કામો જણાવ્યાં છે, તે સામટી રીતે સવાબનાં કામો જણાવ્યાં છે. સવાબનાં તે કામો નીચલા પ્રકારનાં ત્યાં ખાસ કરી જણાવ્યાં છે :—

૧. યજશ્ને, દરૂન, મ્યજદ, જોર. એટલે સાધારણુ રીતે બોલીયે તો ધર્મપુસ્તકો અને રેવાજોએ ફરમાવેલી ક્રિયા.

૨. અશોદાદ એટલે લાયક ભલાં માણુસો, જેઓ અશોઈ અને રાસ્ત માર્ગે ચાલતાં હોય, તેઓને બક્ષેસ આપવી.

૩. સખાવત કરવી.

૪. અશો લોકોને ખુશી કરવાં.

એ સઘળાં કામો કરી તેનો સવાબનો બદલો તે દાદારના ખજાનામાં આપતો કરવા માટે બોલવામાં આવે છે.

**ગંજે દાદાર ઓહુરમજદ :**—ત્યારે આ વિષયને મથાળે મેલેલા શબ્દોમાં જે કહે છે કે આપણાં કામો દાદારના ખજાનામાં પોંહચે, તેમાં પણુ ભાઇબંધીનોજ વિચાર છે. દાદારનો ખજાનો તે આપણુ તેની ખલકતનોજ ખજાનો છે. તે દાદારનો ખજાનો તે આપણુ તેનાં માણુસ ભાઇબંધોનોજ ખજાનો છે. ત્યારે તો આપણુ સર્વએ જે આપણું હોય તેમાંથી બનતું તે દાદારના ખજાનામાં આપવું એટલે કે તે દાદારનાં બીજાં બચ્ચાંઓની આપણી ગરીબ સ્થીતી મુજબ જરૂરીઆતો ટાળવામાં વાપરવું.

આવી મીજલસોમાં આપણે આપણાથી ચઢતાઓને તેમજ ઉતરતાઓને જોઇએ છીએ. ત્યાં તે દાદારના ગંજનો વિચાર બાંધી આપણે વધુ ચપળ થવું જોઇએ. આપણે જે પેદા કરતા હોઇએ તે આપણે માટે પુરતું છે. આપણે જે ભલાં કામો કર્યે છીએ તે આપણાં પોતા માટે પુરતાં છે એમ સંતોષ સાથે રહેવાનું નથી, પણુ વધારે ચપળતા દેખાડવી જોઇએ, એવા વિચારથી કે વધારે મેહેનત કરી વધારે પેદા કરી, વધારે સવાબનાં કામો કરી, આપણુને જોઇએ તે કરતાં જે કાંઈ વધુ હોય તે, દાદારના ખજાનામાં આપવું કે ત્યાંથી તે ગરીબોના ઉપ્યોગ માટે જાએ. બની શકે તેમ તવંગર થવાની કોશેશ કરવી. પણુ બની શકે તેમ ગરીબ રેહેવાની કોશેશ કરવી. એમ એક હાથ ઉપર તવંગર થવાની કોશેશ કર્યે અને બીજા હાથ ઉપર ગરીબ તરીકે સાદી જીંદગી ગુજારી રહેવાની કોશેશ કર્યે તો આપણે તે દાદારનાં ખજાના માટે ઘણું મેળવી અને ફાજલ પાડી શકીએ. એવી ગરીબીમાં રહેવાની આપણી બની શકતી કોશેશ તે આ દુનિયાની વૃદ્ધી આણુવાની એક કોશેશ છે. એક લખનાર કહે છે તેમ "The spirit of poverty must regenerate the world.

એક ટોળા યા પ્રજાએ જો સામટી અને સામાન્ય રીતે સુખી થવું હોય તો તેને બે ચીજની જરૂર છે. ૧ એક શાંતી યા સુલેહસંપજ, અને ૨ બીજી, ઉપલા પ્રકારની ભાઇબંધી ( peace and socialism )

**જગતમાં વ્યાપી રહેલી ભાઇબંધી :**—એક લખનાર કહેછે તેમ "એક કમીના બાળાથી તે ચહડતા માણુસ સુધીનાં દરજ્જાનાં પ્રાણીઓ વચ્ચે જે સંબંધ છે તે સંબંધનો ચપલ ગંજાવર દેખાવ આ જગત રજુ કરે છે. કુલ કુદરત જે હાલતમાં હસ્તી ભોગવે છે તે હાલત મંડળીનો સંબંધ ઉત્પન્ન કરે છે."

The Universe is a living majesty of society from the humble herb upto man."

" Society is the condition on which nature subsists."

આજે આપણે જશન કરવાને ભેગા મળ્યા છીએ ત્યાં આ દિવાનખાનામાં નજર કરો તો આ લખનારના બોલોનો આપણે દાખલો જોઇયે છીએ. તે દાદારની કુદરતમાંના નજીવા ગણાતા પાલા યા પાનમાંથી ચહડતી પેદાયશો ફલ ફુલ, પાણી, દુધ, આતશ, બોરપંદ એ સર્વ ચીજો યા તેઓના પ્રતીનિધીઓ આપણે જોઇએ છીએ અને તે સર્વેની સેવટની ચહડતી પેદાયશ માણુસ તે અહીં હાજર છે.

તે દાદારની એ સઘળી પેદાયશો—એક નજીવા ગણાતા પાલાથી જ્ઞાની માણુસ—દેખાડે છે કે આ જગતમાં સઘળે ભાઇબંધીની યોજના છે. એ સર્વેને પોતાની વૃદ્ધી માટે એકમેક તરફ જોવાનું છે. એ પેદાયશોમાંની દરેકની વૃદ્ધીમાં બીજાની વૃદ્ધી સમાયલી છે. હવે જ્યારે એમ કુલ પેદાયશ માટે છે, ત્યારે માણુસ માણસો વચ્ચે એવા સંબંધની કેટલીબધી અગત છે !

**જશનોનાં ખાણાં સાથે જોડાયલા ધાર્મીક વિચારો :**—એ જશનો ખુશાખુશાલીના અવસરો છે. પણ તે છતાં, સર્વ ખુશીખુશાલી છતાં, તેઓ ધાર્મીક વિચારો ઉત્પન્ન કરવા માટેના અવસરો છે. એમ જશનોનાં ખાણાં વેળા પળાતા કેટલાક રેવાજો ઉપરથી માલૂમ પડે છે. એવા રેવાજો કેટલીક પ્રજાઓનાં જશનોમાં સામાન્ય હોય છે. એવા ધાર્મીક રેવાજો યા વિચારોમાં આપણે નીચલા જોઇએ છીયે :—

૧. બની શકે તેમ ગરીબોને તેમાં શરીક કરી તેઓને ખાણું આપવું.
૨. તે ખાણાંમાં ગંભીરતા આમેજ રાખવી. હાથ મોહોડું ધોઇ ખાણું ખાવું.
૩. તે ખાણું બનતાં સુધી મુગે મોહડે ખાવું.

**જશનનાં ખાણામાં હાથ ધોવા :**—જેમ આપણામાં તેમ અસલી હીબ્રુઓમાં ખાણું ખાવા આગમચ હાથ ધોવાનો રેવાજ હતો. ન્યુ તેસ્ટેમેંટ (Mark VII 1–5)[૧]

---

૧ 1. "Then came to-gether unto him the Pharisees, and certain of the scribes, which came from Jerusalem.

2 " And when they saw some of his disciples eat bread with defiled, that is to say, with unwashen, hands, they found fault.

3 " For the Pharisees, and all the Jews, except they wash their hands oft, eat not, holding the tradition of the elders.

4 " And *when they come* from the market, except they wash, they eat not. And many other things there be, which they have received to hold *as* the washing of cups and pots, brasen vessels and of tables.

5 " Then the Pharisees and scribes asked him, Why walk not thy disciples according to the traditions of the elders, but eat bread with unwashen hands ?"

મુજબ ક્રાઇસ્ટના ચેલાઓએ, એ રેવાજનો ભંગ કર્યો ત્યારે યાહુદીઓ અને ફેરીસીઓએ તેઓને ઠપકો આપ્યો, કે હાથ ધોયા વગર તેઓ કેમ ખાણું ખાએ છે.

**જશનના એ હાથ ધોવા વીગેરેના રેવાજ સાથ ખરી પરહેજગારી**—એ રેવાજોનાં સંબંધમાં ક્રાઇસ્ટે તેઓને કહેલા શબ્દો આપણને યાદ રાખવા જોઇએ કે "ખાવા આગમચ હાથ ધોવા, વાસણો ધોવાં વીગેરે." પણ ફકત એમાં કાંઇ ખરી પરહેજગારી સમાયલી નથી. ખરી પરહેજગારી પોતાનાં દીલની, અંતઃકરણની, જીગરની પરહેજગારી છે.

**ખાણાંમાં ફુલપાન, અને ખુશબોદાર છંટકાવ**—આપણને અસલી હિબ્રુઓમાં ખાણુંના દાખલા મળે છે, કે જેમાં ફુલપાન આપવામાં આવતાં અને ખુશબોદાર છંટકાવ કરવામાં આવતો હતો. ખાણાંપર ખુશબોદાર તેલ છાંટવાનો દાખલો સામ્સ (Psalms)[1] માં મળે છે. ખુશબોદાર તેલ યા અતરનો છંટકાવ ખુશાલીનું ચીન્હ ગણાતું. પણ એ ખુશાલી ખરેખર તેઓને પ્રાપ્ત થતી કે જેઓ ખોદાને ખુશી કરતા હતા.

**ગરીબોને ખાણું**—આ વિષયને મથાળે મેલેલા ફકરામાં ગરીબોને સખાવત અને લાયકોને આશીર્વાદ આપવાના જે ઇસારા છે, તે સાથે જશનોનાં ખાણાં ગરીબોને આપવાનો વિચાર જોડાયલો છે. એવા ખુશાલીના અવસરોપર મોહલ્લા યા શેહેરનાં ગરીબોને જશનોની જીઆફતોમાં શરીક કરવા એ ભલું કામ ગણાયું છે.

**જશનોનાં ખાણાંમાં મીતાહારપણું**—હવે આપણે યાદ રાખવું જોઇએ કે જ્યારે જશનો એક જાતના ધાર્મીક મેળાવડાઓ છે, ત્યારે તેવાં ખાણાં જેમ ગંભીર તેમ મીતાહાર હોવાં જોઇએ. દલગીરીની વાત છે કે આપણામાં એમ બનતું નથી. જશનનાં ખાણાં મોટાં અને ઘણીક વાનીનાં હોવાં જોઇયે એવા ખ્યાલથી તે ખરચાળ થતાં જાય છે. એક લખનાર કહે છે તેમ યાદ રાખવાનું છે કે "ખાણાં કેવી રીતનાં થાય છે તે ઉપર જશનોનાં ખાણાંની શ્રેષ્ટાઇનો આધાર રહેતો નથી. પણ ખાણાં અને મેહેમાનો કેવી રીતે ખુશ થાય છે તે ઉપર રહે છે." (૨).

**જશનોનાં ખાણા માટે લાએર્ટીઅસના શબ્દો**—આપણા જશનોનાં ખાણાંઓ આપણને દાયોજીનાસ લાએર્ટીઅસ (Diogenes Laertius) જે ઇ. સ.ની બીજી સદીમાં થઇ ગયો છે, તેની વાર્તાની યાદ આપે છે. કહે છે કે "એક જવાન એક મોટાં ખાણાંની મીજલસમાં જતો હતો. તેવામાં દાયોજીનીસ તેને મળ્યો. દાયોજીનીસ તેને ખાણામાં જતો અટકાવી પોતા સાથે પોતાને ઘરે લઇ ગયો અને ત્યાં પોતાના મિત્રોને કહ્યું કે

---

(૧) Thou preparest a table before me in the presence of mine enemies: thou anointest my head with oil: my cup runneth over.

(Psalms XXIII. 5).

Let thy garments be always white; and let thy head lack no ointment,

(Ecclesiastes IX. 8)

Thou lovest righteousness and hatest wickedness. Therefore God, thy God, hath annointed thee with the oil of gladness above thy fellows.

(૨) "It is not the quantity of the meat but the cheerfulness of the guests, which makes the feast." Lord Clarendon.

'જો હું આ જવાનને મળયો નહીં હતે તો એ આજે ઘણા જોખમમાં આવી પડતે. હું એને બચાવી લાવ્યો છું ?" દાયોજીનીસ પોતાના વખતમાં થતા યુનાની જશનોના ખાણાંથી માહીતગાર હતો કે તેમાં ભાગ લેનારાઓ મીતાહારપણું નહીં જાળવી, જશનોને દહાડે ખાણું ખાઈ તે રાત્રે યા બીજે દહાડે તંદરોસ્તી બગાડી બીમારીને વશ થતા. તે ઉપરથી તેણે કહ્યું કે તે પેલા જવાનને મુશ્કેલીમાંથી છોડવી લાવ્યો છે.

**બાજનાં ખાણાં માટે મારા પીતાજીના શબ્દો**—આ જગ્યાએ મારા મરહુમ પીતાજીએ મને મારી બચગીમાં કહેલા શબ્દો યાદ આવે છે. તેવણ મને ૧૭ વરસની ઉમરનો મેલી મરણ પામ્યા હતા. તે આગમચ અવારનવાર તેવણે મને કોઇક શીખામણના જે શબ્દો કહેલા, તેમાંના થોડાક આવાં જશનોનાં ખાણા માટેના શબ્દો મને યાદ છે. અમારે હસ્તકની મરહુમ શેઠ જીજીભાઇ દાદાભાઇની કોલાબાની દરેમેહેરનાં ચોકમાં ખુરસી ઉપર બેસી તેવણનો ભણવાનો યા આરામેસ લેવાનો સરેસ્તો હતો. તેમ કરતાં તેવણ અવારનવાર જોતા હતા કે દરેમેહેરની સામેના બંગલા પર થતાં એવાં જશનોનાં ખાણાંઓ—પછી તે ખાણાંઓ ગાહમ્બારના યા બીજા મોસમોનાં તેહેવારનાં હોય કે કોઈ મરનારોની બાજના મિત્રોએ કરેલાં ખાણાં હોય તે—વેળાએ કેટલુંક અનેરૂં થતું હતું અને શરાબની ઝુમમાં બોલાચાલી અને ગાળાગાળી થતી હતી. મરનાર મિત્રની પવિત્ર યાદ તેની જગ્યાએ રહી જતી હતી અને તેની જગ્યાએ ટંટો ફેસાદ ઉઠી ઉભો થતો હતો. તે વખત આપણામાં ઘણોક સાધારણ રેવાજ હતો—અને હજુ તે હાલમાં પણ થોડો ઘણો છે—કે એક જણ મરણ પામે તો તેના મિત્રોએ તેની બાજ કરવી. તેવણ વારેવારી એનો મામલો જોતા હતા. તે ઉપરથી તેવણે મને એક દિવસે એવું કહ્યું હતું કે "દીકરા ! આપણાં લોકો બાજ કરે છે અને તેમાં આવા દેખાવો બને છે, માટે મારા પછી મારા કોઈ મિત્રો બાજ કરવા માંગે તો ના કહેજે." મેં તેવણની એ નસીહતને અમલમાં મેલવાની મારી સમજ પ્રમાણે કોશેશ કરી હતી, જોકે હું તેમાં ફાવ્યો નહીં હતો. તેવણના મરણ બાદ—આજે હું નજદીક ૩૫ વરસની વાત કરૂં છું—જયારે એક મરહુમ માનવંત દસ્તુરજી અને બીજા મિત્રોએ દર મહીને મહીને તેઓની બાજ કરવા માંડી ત્યારે તે સાંભળતાં, હું તે વખતે ૧૭ વરસની વયનો નાદાન હતો તે છતાં, મેં મારા ખેરી સાથે મારા પીતાજીની મરજી મરહુમ દસ્તુરજીને જણાવી હતી અને તેવણની મરજીનો સબબ જણાવ્યો હતો. પણ તે દસ્તુરજીએ કહ્યું કે "મારે હસ્તક થતી બાજોમાં હું એમ થવા દઇશ નહીં," એમ કહી દર મહીને બાજ કરવા માંડી હતી.

**જશનનાં ખાણાંમાં શરાબ** :—દાયોજીનીસે પોતાના જવાન મિત્રને એવાં ખાણાંમાં જતો વાર્યો તે ઉપરથી અને મારા પીતાજીની ઉપલી નસીયત ઉપરથી આપણાં જશનોનાં ખાણાંઓમાં થતા શરાબના ઉપ્યોગ ઉપર અને તેમાં લેવામાં આવતી સલામતીઓ ઉપર આપણું ધ્યાન ખેંચાય છે.

"યજદાંની યાદ" નામના મારા એક વિષયમાં મેં કહ્યું છે તેમ શરાબ એક તેજી આપનાર પદાર્થ તરીકે, હડાંને તેજી આપનારી એક નિશાણી (heart-quickening symbol) તરીકે ગણાય. માટે જશનનાં ખાણાંઓમાં શરાબનો એવા વિચારોથી હદસર ઉપ્યોગ કરવો જોઇએ કે તે પીણું આપણાં દિલને તે ખોદાતાલા તરફની ફરજોથી ચપળ કરે.

**ખાણાંમાં બાજ ધરવાના રેવાજને પણ અહેસાનશનાસી સાથે સંબંધ**—આપણામાં રેવાજ છે કે ખાણું બનતાં સુધી મુંગે મોહડે ખાવું. એ ઘણો પુરાણો ઇરાની રેવાજ છે, જે માટે કોઇક યુનાની ગ્રંથકર્તાઓ પણ બોલી ગયા છે. દાખલા તરીકે એમીઅન કહી જાય છે કે ખાણાં વખતે કાંઇ પણ બોલવાની મનાઇ હતી. જેનોફ્રોન ઉપરથી દીસે છે કે એ મનાઇની મતલબ આ કે ખાણાં વખતે કોઇ પણ રીતે ઉશ્કેરાવાનો સબબ મળે નહીં(1). પણ કોઇ લખનારાઓ ગુપચુપ ખાવાના એ રેવાજને પણ એક રીતે અહેસાનશનાસી સાથે જોડે છે. આલબીરૂની કહે છે કે બાજ ધરીને મુંગુંમુંગું ખાવાનો રેવાજ ફરેદુનના વખતથી શરૂ થયો. લોકો જોહાકના જુલમથી કંટાળી ગયા હતા. તેઓ ફરેદુનને હાથે તે જુલમથી છુટા. તે ઉપરથી જોહાકના જુલમથી છુટવાના ઉપકારની ઇધાની તરીકે ફરેદુને લોકોને મુંગે મોહડે, જરૂર પડે તો બાજ (જમ જમે) માં બોલી, ખાવાને ફરમાન આપ્યું.

(૧) Cycopædia Bk. V ch. II 17.

# કેટલીક ઇરાની બાનુઓ. તેઓની જીંદગી ઉપરથી મળતા ધડા(૧).



"નાઇરિકાંમ્ચ અષઓનીમ યજમઇદે, ફ્રાયો-હુમતાંમ, ફ્રાયો-હુખ્તાંમ, ફ્રાયો-હ્વરૂસ્તાંમ, હુશ-હાંમ-સારતામ, રતુક્ષથ્રાંમ, અષઓનીમ, યાંમ આર્મઇતીમ સ્પેન્તાંમ, યાઓસ્ત્‌ તે ઘેનાઓ, અહુરમઝ્‌દ." ( અઇવિસ્રુથ્રેમ ગેહ. ક્ર. ૯).

**અર્થ**—અશો સ્ત્રીને અમો વખાણ સાથે યાદ કર્યે છીએ કે જેણી ભલા વિચારોમાં આગળ વધેલી, ભલાં વચનોમાં આગળ વધેલી, ભલાં કામોમાં આગળ વધેલી, સારી પખે ભણેલી, પોતાના ધણીને તાબેદાર, ભલી અને સ્પેનત આર્મઇતીના જેવી છે, અને જેણી, ઓ અહુરમઝ્‌દ! તારી પ્રસન્નતા પામેલી સ્ત્રી છે.

**વિષય :**—આ મકાનમાં હું આજે બીજી વાર ઉભો છું. આગળ આપણાં અસલી ઇરાનમાં બાળકોને કેમ કેળવણી આપવામાં આવતી અને કેમ ઉધારવામાં આવતાં તેને લગતી "અસલી ઇરાનીઓની બાળ કેળવણી" ઉપર હું બોલ્યો હતો. આ અને આજુબાજુનાં મકાનોને હસ્તીમાં લાવનાર, આ મકાનોના મુરબી સમાન ખાનબાહાદુર મંચેરજી કાવસજી મરજબાન કેટલુંક થયું મને કહેતા હતા કે મારે કોઇ પ્રસંગે આ મકાનમાં ફરીથી કોઇ બાબત ઉપર બોલવું. તેવણ સાહેબની તે એલતેમાસને માન આપી હું આજે ઉભો છું અને મારી બાબત તરીકે "થોડીક અસલી ઇરાની બાનુઓ"નો વિષય મેં હાથ ધર્યો છે. હું આજે ગોયા તમારી આગળ થોડીક અસલી ઇરાની બાનુઓની વાત કહેવાને ઉભો છું.

**અસલી ઇરાનમાં બાનુઓનો દરજ્જો :**—આપણાં ધર્મ પુસ્તકો પ્રમાણે અસલી ઇરાનમાં બાનુઓનો દરજ્જો ઉંચા પ્રકારનો હતો. તેઓ મંડળીમાં ઉંચો દરજ્જો ભોગવતી હતી. પારસી પુસ્તકો પ્રમાણે બાનુઓનો ઇરાનમાં શું દરજ્જો હતો તે બાબે પારસી અભ્યાસીઓના કદાચ વિચાર કોઇ ઘણી દેશાભીમાન યા દીન તરફના ભાવથી અપાયલા માને. તેથી આપણે યુરોપીયન વીદ્વાનો તરફ ફરીએ અને જોઇએ કે તેઓ એ બાબે શું કહે છે. ગાઇગર, હાઉગ, વેસ્ટ અને માલકમ જેવા વિદ્વાનો એ બાબે પોતાના વિચારો જણાવી ગયા છે અને કહી ગયા છે કે અસલી ઇરાનમાં બાનુઓનો દરજ્જો ચહડતો હતો.

ડા૦ ગાઇગર નીચે મુજબ કહે છે (દસ્તુર દારાબ પેશોતનનો તરજુમો Vol. I. p. 64):—

"અવસ્તામાં બેઉ મરદ અને ઓરતો હંમેશાં એક સરખો હક ભોગવતાં દેખાય છે. તેઓના એકમેકોના હકો વચ્ચે કાંઈ ફરક નથી. પરહેજગાર મરદો અને ઓરતોને વારેઘડીએ સાથે યાદ કરવામાં આવે છે."(૨)

---

(૧) આ વિષય ઉપર રોજ ૨૬ મો માહા ૭ મો સને ૧૨૭૫ યજદજરદી તા૦ ૭ મી એપરેલ ૧૯૦૬ ને વાર સનીને દિને સાંજે ૫-૩૦ ને અમલે તારદેવ ખા૦ બા૦ મંચેરજી કાવસજી મરજબાન સી. આઈ. ઇ., ને હસ્તકની ગરીબ જરથોસ્તીઓની ચાહલીઓમાં રહેતાં બાનુઓ હજુર બાઇ રતનબાઇ ફરામજી પાંડેની સ્કુલનાં મકાનમાં એક ભાષણ આપ્યું હતું.

(૨) "In the Avesta both sexes appear constantly as possessing equal rights; there is no difference as to their respective importance. Pious men and women are frequently named together."

ડા૦ હાઊગે પારસી લૉ કમિશનને નીચલું મત લખી જણાવ્યું છે:—

"અસલી વખતમાં ઓરત જાતનો દરજ્જો હાલના કરતાં વધારે ચહડતો હતો. ધર્મ સંબંધી મંડળીના એક અગત્યના ભાગ તરીકે તેણીઓને હંમેશાં ગણવામાં આવી છે. મરદના જેવીજ તેઓની ધર્મ ક્રિયાઓ છે. મરણ પામેલી સ્ત્રીઓનાં ફરોહરોને મરદોનાં ફરોહરોની માફકજ યાદ કરવામાં આવ્યાં છે."(૧)

ડા૦ વેસ્ત જણાવે છે કે (પહેલવી ટેક્ષ્ટ વા. ૧. પા. ૩૬૭):—

"એક માજદયસ્નાન ઓરત પોતાના ધણી અથવા વાલીને પુરતી રીતે તાબેદાર રહેવાને જોકે બંધાયલી હતી તોપણ તેણી કોઈ બીજો પૂર્વ તરફનો ધર્મ ફરમાવે તે કરતાં મંડળીમાં વધારે આબરૂભર્યો દરજ્જો ધરાવતી હતી. (૨)

સર જોન માલકમ પોતાની તવારીખના પુસ્તકમાં અસલી ઇરાની બાનુ માટે કહે છે કે (વોલ્યુમ ૧. પા. ૫૫૩):—

"માનવાને દરેક કારણ છે કે ઈરાનના અસલી રેહેવાસીઓની રીતભાતો, ઓરત જાત તરફની સભ્યતાની તબીયત, જે કીઆનીઅન વંશની શરૂઆતથી તે તેના છેડા સુધી તે મુલકમાં પ્રસાર પામી હતી, તેનાથી નરમાસ પામેલી અને કેટલેક દરજ્જે સુધરેલી થઇ હતી. ઓરત જાત તરફ તેઓ જે માન ધરાવતા હતા તે બેશક સુધારામાં તેઓએ જે વધારો કર્યો હતો, તેનું મુખ્ય કારણ હતું. સખી દીલનાં સાહસ કામ અને તેના લાયક બદલાનું કારણ પણ એજ હતું. માલૂમ પડે છે કે અસલના વખતમાં ઇરાનની સ્ત્રીઓ મંડળીમાં એક ચોકસ અને માનવંતી જગ્યા ધરાવતી હતી; અને આપણે આ સેવટ ઉપર આવવું જોઇએ કે જરથોસ્તનાં ફરમાનથી ઓરત જાતને મરદના જેટલોજ જે સરખો દરજ્જો આપવામાં આવ્યો છે, તે એ સુધારાવાળા (જરથોશ્ત)ના વખતની આગમજ હસ્તીમાં હતો." (૩)

---

(૧) "The position of a female in ancient times was much higher than it is now-a-days. They are always mentioned as a necessary part of the religious community. They have the same religious rites as men. The spirits of deceased women are invoked as well as those of men."

(૨) "Though bound to be strictly obedient to her husband or guardian, a Mazdayasnian woman occupied a more honourable position in the community than was sanctioned by any other oriental religion." (S. B. E. Vol. V. p. 367 n. 1)

(૩) "There is every reason to believe that the manners of the ancient inhabitants of Persia were softened, and in some degree refined, by a spirit of chivalry which prevailed throughout that country, from the commencement to the end of the Kaianian dynasty.......The great respect in which the female sex was held was, no doubt, the principal cause of the progress they had made in civilisation. Women were at once the cause of generous enterprise and its reward. It would appear that in former days they had an honourable place in society; and we must conclude that an equal rank with the males, which is secured to them by the ordinances of Zoroaster, belonged to them long before the time of that reformer." (Malcolm's History of Persia Vol I. Edition of 1839 pp. 552—3)

**અઇવિસ્તુઅેમ ગેહમાં જણાવેલા સદગુણો:—**આ બધા વીદાનો ઉપર મુજબ જે કહી ગયા છે, તેને ટેકો આપનારા ઘણાક ફકરાઓ આપણાં અવસ્તા અને પહેલેવી પુસ્તકોમાં મળે છે. એ સર્વ ફકરાઓમાં આજના વિષયને મથાળે મેલેલો ફકરો પણ એક અગતનો ફકરો છે. અઇવિસ્તુઅેમ ગેહેમાં ભલાં નરનારીઓને યાદ કર્યાં છે. તેમાં ભલી નારીઓને ઉપર મુજબ પેહેલે યાદ કરીને પછી ભલા નરોને યાદ કર્યા છે.

આજે ત્યારે ઇરાનની કેટલીક જાણીતી બાનુઓને તમારી હજુર યાદ કરવા માગું છું અને તેઓની વાર્તા ઉપરથી નીકળતો કોઇક સાર રજુ કરવા માગું છું કે તે આપણુને શું બોધ દે છે.

હું તમારી આગળ જે થોડીક અસલી બાનુઓની વાત કહેવા માગુંછું તે આપણાં અવસ્તા પેહેલવી પુસ્તકોમાંથી, હીરોડોટસ નામના યુનાની તવારીખનવેશનાં પુસ્તકમાંથી અને ફીરદોસી અને માસુદી, જેવા ઇરાનનાં ઇસલામી તવારીખનવેશો ઉપરથી છે. એ વાર્તાઓ ઘણીખરી તવારીખના જે પુસ્તકોમાં જણાયલી છે, તે પુસ્તકોને આધારે હું તે કહુંછું. સર વોલટર સ્કૉટ નામનો સ્કૉટલંડનો એક જાણીતો વાર્તા લખનાર જે કહે છે તે તેના શબ્દોમાં એ વાર્તાઓ બાબે હું કહીશ કે "ખરેખરી વાત શું છે તે હું કહી શકતો નથી, પણ એ વાતો જેમ મને કહેવામાં આવી છે તેમ હું કહુંછું." (૧)

**પેહેલો સદગુણ, સારો વિચાર. રાણી કએતાયુનનો દાખલો :—**અઇવિસ્તુઅેમ ગેહના ઉપલા ફકરામાં એક ભલી બાનુને યાદ કરી છે. તેમાં તેણીના પેહલા સદગુણ તરીકે જણાવ્યું છે કે તેણી "ફ્રાયો હુમતામ" એટલે કે "ભલા વિચારોમાં આગળ વધેલી" હોય. આપણાં ધર્મ પુસ્તકોમાં ધર્મના મુળ પાયા તરીકેનું ફર્માન "ભલા વિચાર, ભલાં વચન અને ભલાં કામો "નું છે. એક બાનુ કે મરદ જો પોતાની વિચાર શક્તિ ખીલવે, હંમેશાં પુખ્ત રીતે, સારી રીતે વિચાર કરીને બોલે યા કામ કરે, તો તેનાં મોંહમાંથી વચનો પણ સારાં નીકળે અને તેનાં કામો પણ સારાં નીવડે. એવી રીતે પુખ્ત વિચાર કરીને કામ કરનારી બાનુનો દાખલો આપણુને પાદશાહ ગુસ્તાસ્પની બાયડી કએતાયુનનો મળે છે. હાલમાં અપણામાં પરણવા લાયક ઉમરની કન્યાઓએ પોતાના ખાવીંદ શોધવાનો સવાલ અગતનો ગણાય છે. તેવી વખતે કએતાયુનનો દાખલો ધ્યાન પુગાડવા જોગ છે, કારણ કે તેણીએ શાંત અને પુખ્ત વિચારથી પોતા માટે ખાવીંદ શોધવાનો વિચાર કીધો. તે આ કે "ખાવીંદ ગરીબ હોય તો ફીકર નહીં, પણ બાહાદુર, મજબુત બાંધાનો, ઉદ્યોગી અને ભલો હોય."

**એક ઇરાની બાનુની દુઆ :—**એક ઇરાની કન્યા કેવા પ્રકારના ખાવીંદ માટે પોતાના દાદાર હજુર દુઆ ગુજારતી હતી, તેની હકીકત આપણુને રામ યશ્ત (ફ. ૪૦) ઉપરથી મળે છે. ત્યાં કહે છે કે

"આઅત હીમ જઇધ્યેન અવત્ આયપ્રેમ દજદિ-મે, વયુશ યો ઉપરો-કર્યો યત ન્માનો-પઇતીમ વિન્દામ, યવાનો સ્ત્રએસ્તો-કેહ્રપં, યો નો હુબેરેતાંમ બરાત, યવ ગય જવાવ; ફ્રજઇન્તીચ્ચ હો વેરેજયાત દંધ્રૂો દન્તો હિજ્રુખધો."

**અર્થ**—(જે કન્યાઓએ) તે (રામ યજદ) પાસે દુઆ ગુજારી કે ઓ જોરાવર વાએ યજદ! મને આ મોરાદ બખ્શ કે હું જવાન ખુબસુરત તનવાળો ઘર-ધણી મેળવું

(૧) "I cannot tell how the truth may be;
I say the tale as t'was said to me."

કે જે જ્યાં સુધી અમો બેઉ જણ જીંદગીથી જીવીએ ત્યાં સુધી અમારી સાથે સારી વર્તણુક ચલાવે, તે અમોને ફરજંદની વૃદ્ધી આપે. તે ડાહ્યો, નમીશવાળો અને તેજી જબાનવાળો હોય.

આવાં યશ્ત મુજબ પણ એક ઇરાની બાનુ આવાં અદ્વિસુર હજુર દુઆ ગુજારી બાહાદુર ધણી (તખ્મેમ્ચ ન્માન પઈતિ) માગતી. હોમ યજદ હજુર તે સાચ્ચો (હઇથીમ) ધણી માગતી. એ ધસારાઓ પ્રમાણે એક ઇરાની બાનુ ત્યારે નીચલા સદગુણોવાળો ખાવીંદ માગતી(1): —

૧. જવાન અને ખુબસુરત.

૨. પોતાની મોહરદાર અને ફરજંદોનું પાલણ પોષણ કરે એવો ઉદ્યોગી અને ધંધાદારી.

૩. જોરાવર, બાહાદુર અને તંદરૂસ્ત કે જેનાથી તેણીને તંદરૂસ્ત ફરજંદોની વૃદ્ધી થાય.

૪. સાચ્ચો, યાને જેમ સર્વને તેમ તેણીને પ્રમાણીક નીવડે એવો.

૫. ડહાપણવાળો અને કેળવાયલો.

આ ઉપરથી દિસે છે કે એક ઇરાની બાનુ પોતાના ખાવીંદ માટે પૈસા તરફ નહીં જોતી હતી, પણ તેનાં શરીર અને મનની લાયકાત તરફ જોતી.

આપણાં ધર્મ પુસ્તકોમાં તેમજ બીજાં પુસ્તકોમાં પણ શીખામણ છે કે એક બાનુએ ખાવીંદ શોધવો તે ડાહ્યો અને ભણેલો શોધવો. તેમજ એક મરદે બાયડી શોધવી તે પણ ડાહી અને ભણેલી શોધવી. એક મરદ ગરીબ હોય પણ અક્કલમંદ, ભણેલો અને ઉદ્યોગી હોય તે એક તવંગર, જે ઓછી અક્કલનો અને નહીં ભણેલો હોય તેના કરતાં ખાવીંદ તરીકે ઘણો બેહેતર.

**એક દાનાવ મરદની વાત :**—એક દાનાવ મરદની બેટી સાથે શાદી કરવા માટે બે ઉમેદવારો હતા. એક ગરીબ આદમી અને બીજો તવંગર. પેલા દાનાવે પોતાની બેટી પેલા ગરીબ ઉમેદવારને આપી. એક ધણીએ તેનો ખુલાસો પુછતાં તેને કહયું કે "આ ધણી ગરીબ છે, એ ખરી વાત છે. પણ એ ભણેલો, ડાહ્યો અને ઉદ્યોગી છે, તેથી મારી ખાતરી છે કે તે પોતાના સદગુણથી કોઈ વખત તવંગર થશે. હવે આ બીજો ધણી તવંગર છે, પણ તે થોડો ભણેલો, મોજીલો અને આળસુ છે. તેથી મારી ખાતરી છે કે તે થોડા વખતમાં પોતાની સઘળી દોલત ગુમાવી ગરીબ બની જશે."

પાદશાહ ગુસ્તાસ્પ અને તેની રાણી કયતાયુનની વાર્તા બોધ આપે છે કે એક ગરીબ પણ ઉદ્યોગી અને હુશીયાર ખાવીંદ પસંદ કીધેલો ભલો કે તે કોઇ વખતે તવંગર બનવાનો સંભવ હોય છે. રૂમના કયસરની બેટી શાહજાદી કએતાયુને, પોતાના બાપની દરબારમાં હાજર રહેલા સેંકડો શાહજાદાઓ અને અમીર ઉમરાવોમાંથી એક મજબુત બાંધાના, તંદરોસ્ત, ચંચળ, હુશીયાર, ગરીબ આદમીને પોતાના ખાવીંદ તરીકે પસંદ કર્યો. તેથી તેણી પોતાના પાદશાહી બાપની ઇતરાજીમાં આવી. પણ તે ગરીબ મરદ સેવટે પાદશાહજાદો નીવડયો. એ વાર્તા નીચે મુજબ છે:—

---

(૧) જુઓ મારૂં પુસ્તક, "ઇરાની વિષયો" ભાગ ૧ લો. પા. ૫૮-૫૯.

**કએતાયુન અને ગુશ્તાસ્પની વાર્તા :**—ગુશ્તાસ્પ ઇરાનના પાદશાહ લોહરાસ્પનો બેટો હતો. તે ચંચળ અને ચબરાક હતો. તેનો બાપ લોહોરાસ્પ પાદશાહ કૈસનાં ખાનદાનવાળાંઓ તરફ માયા, મેહેરબાની દેખાડતો હતો, કારણકે કએખુસ્રુ, જેને પેટે કોઈ ફરજંદ નહીં હતું, તેણે તેઓમાંથી કોઇને પોતાનો વારેસ નેમવાને બદલે તેને પાદશાહ નેમ્યો હતો. એ સબબથી પોતાનાં મનમાં માઠું લાવી ગુશ્તાસ્પ એક સાધારણ આદમી તરીકે ઇરાન દેશ છોડી રૂમ ભણી નીકળી ગયો હતો. તે ત્યાં એક ગરીબ આદમી તરીકે રેહતો હતો. તે શાહજાદો હતો, તે છતાં કોઇ પણ ગરીબ ઉદ્યોગમાં પડવા માગતો હતો. તે એક સાધારણ નવીસન્દાની યા ઘોડાવાળાની યા લોહાડની પણ ચાકરી કરી ઉદ્યોગથી, પોતાની બાજુનાં બળથી પોતાનું ગુજરાન કરવાને ખુશી હતો. તે રૂમમાં એક ભલા દેહેકાનને ત્યાં જઈ રહેલો હતો.

હવે રૂમના કએસરનો એવો રિવાજ હતો, કે જ્યારે તેની કોઇ બેટી પરણવા લાયક થતી, ત્યારે તે પોતાના મેહેલમાં મોટા દરજ્જાના, અમીરી, ડાહ્યા અને ચંચળ જવાનોની એક મીજલસ બોલાવતો. તે મીજલસમાં તેની તે બેટી પોતે ફરતી હતી. તેણીની આસપાસ તેણીની સાહેલીઓ રહેતી હતી. એમ ફરી તેણી પોતા માટે તે મીજલસમાંથી ગમે તે જવાનને પોતાના ખાવીંદ તરીકે પસંદ કરતી હતી.

હવે આ વખતના કએસરને ત્યાં ત્રણ બેટીઓ હતી. કદ, દીદાર અને ટેક, અક્કલ મર્યાદા અને લાયકાત, એ સર્વ ધ્યાનમાં લેતાં તેણીઓ બાહારની મોસમનાં ફુલ જેવી હતી. એઓમાં જે એક વડી હતી, તેણીનું નામ કએતાયુન હતું. તેણી અક્કલમંદ, રોશન દિલની અને ભલી ઇચ્છાઓવાળી હતી. તે કએતાયુને એક રાત્રે સ્વપનું જોયું, કે આફતાબથી તેણીનો મુલક રોશન થયો છે. મરદોની એક અન્જુમન હાજર થઇ છે, જેઓની મોટી સંખ્યાથી કૃતિકા નક્ષેત્રના સાત સેતારા (Pleides)નો જુમખો પણ પોતાના માર્ગમાંથી પાછો જતો રહે. તે અન્જુમનમાં એક બાહારનો બીગાનો શખ્સ હતો, જે જોકે ગરીબ અને દુઃખી દિલનો હતો, તોપણ અક્કલમંદ હતો. કદમાં તે સરવનાં ઝાડ જેવો અને દેખાવમાં ચંદ્ર જેવો હતો, અને તેની બેસવાની રીત એક પાદશાહ પોતાનાં તખ્ત ઉપર બેસે તેવી હતી. કએતાયુને તેને એક ફુલનો તોરો આપ્યો અને તેના હાથમાંથી સુંદર રંગ અને ખુશબો સાથનો ફુલનો તોરો તેણીએ લીધો.

સહવારના પહોરમાં જ્યારે આફતાબ તલુ થયો, ત્યારે કએસરે પોતાના મહેલમાં એક મીજલસ, ઉપર મુજબ, મોટા દરજ્જાના જવાનીઆઓની બોલાવી કે તેઓમાંથી કએતાયુન પોતા માટે એક ખાવીંદ પસંદ કરે. કએતાયુન પોતાની સાથે ૬૦ સાહેલીઓને લઇ, હાથમાં ગોલાબનાં ફુલનો એક તોરો લઇ પોતાના મહેલમાંથી ત્યાં આવી. તેણી તે મોટા મેળાવડામાં ઘણી ફરી અને થાકી જવા આવી. પણ પોતાને પસંદ પડતો કોઇ જવાન તેણીનાં દીદામાં આવ્યો નહીં. તેણી ત્યાંથી પોતાના મહેલમાં પાછી ફરી પણ મનમાં ઘણી ગમગીન થઇ હતી, કારણ કે તેણી પોતા લાયકના એક ખાવીંદની ખાહેશ રાખતી હતી. હવે પાદશાહે જ્યારે એમ જોયું, કે પોતાના દેશના પહેલી પંક્તીના તવંગર અને અમીરી જવાનોમાંથી કોઇપણ જવાન કએતાયુનને પસંદ પડયો નથી, ત્યારે તેણે બીજી પંક્તીના દરજ્જાના જવાનોની એક મીજલસ બોલાવી, કે તેઓમાંથી કએતાયુનને ગમે તે ધણીને પોતાના ખાવીંદ તરીકે પસંદ કરે. એવી અન્જુમન બોલાવવાની ખબર

શેહેર અને ગામોમાં ફેલાઇ. તે ખબર પેલો ધણી, કે જેને ત્યાં ગુસ્તાસ્પ ઉતર્યો હતો અને રહ્યો હતો, તેને પડી. તેણે ત્યારે ગુસ્તાસ્પને કહ્યું કે "તું કયાં સુધી ઘરમાં એમ ભરાઇ રહેશે. પાદશાહના મહેલમાં જા, કે ત્યાં તારૂં દીલ બે ઘડી રીઝાય અને તારો ગમ દુર થાય." ગુસ્તાસ્પે જ્યારે એ સખુનો સાંભળ્યા ત્યારે તે પોતાના એ મેજબાન સાથે પાદશાહના મહેલમાં ગયો. તે મહેલમાં જઇ એક બાજુએ ગમગીન દિલે બેઠો.

ત્યાર પછી કએતાયુન પોતાની સાહેલીઓ સાથે મેહેલમાં આવી. મીજલસમાં ભેગા મળેલા બધા જવાનોમાં અહીંતહીં ફરતાં તેણીએ દુરથી ગુસ્તાસ્પને દીઠો અને તુરત મનમાં બોલી ઉઠી, કે "મારા સ્વપનાનો ભેદ હવે ખુલ્લો થયો," એટલે કે તેણીએ આગળ વર્ણવવા મુજબ, સ્વપ્નામાં જે ધણીને જોયો હતો તેના જેવોજ ચેહેરો તેણીએ ગુસ્તાસ્પનો જોયો. તુરત તેણીએ પોતાનું તાજ ગુસ્તાસ્પના માથા ઉપર મેલ્યું, એટલે તેને પોતાના ખાવીંદ તરીકે પસંદ કર્યો. જેવું કએસરના વજીરે આ જોયું કે તુરત તે કએસર આગળ દોડયો અને કહ્યું કે "કએતાયુને મીજલસમાંથી એક એવો નર પસંદ કર્યો છે કે જે બાગમાં સરવનાં ઝાડ જેવો સુંદર છે. ચેહેરામાં તે ગુલાબના બાગ મીસાલે છે અને બાજુ અને ખભામાં એવો કદાવર છે કે જે તેને જોય તે અજબ થાય. તું કહેશે કે જાણે ખોદાતાલાનું નુર તેનાં મોંહ ઉપર છે. પણ અમો જાણતા નથી કે તે કોણ છે." પાદશાહે જયારે જાણ્યું કે તે કોઇ બેગાનો ધણી છે, ત્યારે જવાબ દીધો કે "એવી બેટી, કે જે (નહીં જણાયલા આદમીને પોતાના ખાવીંદ તરીકે પસંદ કરીને) પોતાનાં ખાનદાન ઉપર નામોસી લાવે, તેવી બેટી કોઇને ત્યાં ના હોતી. જો હું તે (બીગાના મરદ)ને મારી છોકરી આપું તો મારાં ખાનદાનનાં નામ ઉપર નામોસી જોઉં. તેણીનું અને જે ધણીને તેણીએ પસંદ કર્યો છે, તે બેઉનાં સર મહેલમાં કાપી નાંખવાં જોઇયે." ત્યારે પાદશાહના દસ્તુર યાને વજીરે તેને શિખામણના શબ્દો કહ્યા કે "આ કામ તું ધારે છે તેવું કાંઇ ગંભીર કે મુસ્કેલ નથી. તારી આગમચના પાદશાહોના વખતમાં પણ એમ બન્યું છે. એટલે કએસરની છોકરીઓએ પોતાને મનગમતા ખાવીંદો પારકા મુલકના બીગાનાઓમાંથી પસંદ કર્યા છે. તેં તારી છોકરીને પોતાનો સાથી (અન્બાજ) ખોળવા કહયું હતું. તેં એમ નહીં કહયું હતું કે 'કોઇ સરઅફ્રાજ અમીર શોધજે.' તેણીએ પોતાને જે પસંદ આવ્યો તે પસંદ કીધો. માટે હવે તું ખોદાતાલાના રાહ ઉપરથી તારી અકકલને ના ફેરવ. તારા સરફ્રરાજ અને દીનદાર પાક નેઆગાનોના વખતથીજ એવી રસમ છે. રૂમનો પાયો એ રિવાજ ઉપરજ નખાયલો છે. આ આબાદ મુલકમાં તું તારો નવો રાહ દાખલ ના કર; તું નવા ધારા ના પાડ."

પોતાના વજીરના આ શબ્દો સાંભળી કએસરે કએતાયુનને ગુસ્તાસ્પને આપી અને કહયું કે "એણીને લઇને જા. તુંને મારા તરફથી ગન્જ કે તાજ કે ખજાનો કાંઇ મળશે નહીં." આ સઘળું જોઇ ગુસ્તાસ્પ તો અજબ થઇ ગયો અને ખોદાતાલાને ઘણો યાદ કીધો. પછી પેલી જવાન બાનુ (કએતાયુન) તરફ ફરીને કહયું કે "ઓ તાજ અને નખરાંમાં ઉછરેલી બાનુ! આટલા બધા સરદારો અને તાજદારો અને નામદારોમાંથી તેં મને શા કાજે પસંદ કર્યો છે? તેં એક ગરીબ આદમીને પસંદ કર્યો છે કે જેની પાસે કાંઇ દોલત નથી, અને તું તેની સાથે મહેનતમાં પડશે. આ સરઅફ્રાજ મરદોમાંથી કોઇ તારી બરોબરીયાને પસંદ કર કે તેથી તારા બાપ આગળ તારી આબરૂ જળવાઇ રહે." ત્યારે કએતાયુને જવાબ દીધો કે "અયે ભૂલભર્યો વિચાર કરનાર મરદ! આસ-

માનના ચકરાવાએ જે સરજ્યું છે તેથી રંજીદે ના થા. જો તારાં નસીબથી હું સંતોષ પામીશું, તો તું અફ્સર અને તાજ અને તખ્ત શોધવાની શું કરવા વાત કરે છે?"

પછી કએસરના મહેલમાંથી કએતાયુન અને ગુસ્તાસ્પ દુ:ખી દિલ સાથે બાહાર નીકળ્યાં. તેઓ પેલા દેહકાન જેને ત્યાં ગુસ્તાસ્પ ઉતર્યો હતો તેને ઘર ગયાં. તેણે તેઓને દિલાસો દીધો કે "ફિકર નહીં. સંતોષ પકડો." એમ કહી તેણે તે ધણી ધણીયાણી માટે બીસ્તરો પાથર્યો અને તેઓને બેસાડયાં. ગુસ્તાસ્પે તે ઉપરથી તેની ઉપર ઘણી આફ્રીન કીધી.

હવે જોકે કએતાયુન ઉપર મુજબ પોતાના બાપની ઇતરાજી વચ્ચે તેનો મહેલ છોડી આવી હતી તોપણ તેણીનાં શરીર ઉપર ઘણું કિમતી ઘરેણું અને જર જહવેર હતું. તેણી તે જર જહવેરમાંથી એક નંગ પોતાના ખાવીંદ સાથે ઝવેરીને ત્યાં લઇ ગઈ, તો તેના તેણીને ૬૦૦૦ સુનાના સીક્કા મળ્યા. તેમાંના થોડાક પૈસામાંથી તેઓએ પોતાના ગરીબ ઘરસંસાર માટે જે જોઇતું હતું તે સઘળું ખરીદયું અને બાકીમાંથી પોતાનો ગુજારો કરવા લાગ્યાં. એમ સુખ દુ:ખમાં દહાડા પસાર થવા લાગ્યા.

ગુસ્તાસ્પનું મુખ્ય કામ શિકારે જવાનું હતું. તે એક દાહાડો, હીશુઇ, જે જગાતખાતાંનો અમલદાર હતો અને જેની સાથે તેને રૂમ ભણી આવતી વખતે પીછાણ થઇ હતી, તેનાં મકાન આગળથી પસાર થયો અને તેને મળ્યો. તેણે તેને આવકાર દીધો. તેણે પછી તેની સાથે દોસ્તી બાંધી. પોતે જે શિકાર મારી લાવતો હતો, તેમાંથી તે હીશુઇને બે ભાગ આપતો હતો અને એક ભાગ અવારનવાર પોતાનાં ગામના વડા દેહકાનને આપતો હતો. એમ તે જીંદગી ગુજારવા લાગ્યો.

હવે કએસરના મેહેલ આગળ એક મોટું ચોગાન હતું. ત્યાં એક દહાડો કસરતનો મોટો અખાડો હતો. તેમાં પાદશાહના બે નાના જમાઇઓએ પોતાનો હુન્નર ઘણો દેખાડયો હતો. તે દાહાડે કએતાયુને ગુસ્તાસ્પને કહ્યું કે "પાદશાહના બે જમાઇઓ, જેઓએ વરૂ અને સાપને મારી પોતાની કીર્તિ વધારી છે, તેઓએ અખાડામાં ઘણા હુન્નરો દેખાડયા છે. તું અહીં ઘરમાં ગમગીન બેસી રહે છે તેના કરતાં ત્યાં જા અને તારો પણ હુન્નર દેખાડ." પોતાના મિત્ર હીશુઇનાં કહેવાથી તે વરૂ અને સાપને ગુસ્તાસ્પે બાહાદુરીથી માર્યા હતાં, પણ તેની કીર્તિ તેણે બે જવાનોને લેવા દીધી હતી, કારણ કે કએસરે એઓને કહયું હતું કે તેઓ જો એ જીઆનગાર જાનવરોને મારી લાવશે તો તેઓ સાથે પોતાની નાની બે બેટીઓને પરણાવશે. પણ ગુસ્તાસ્પે એ વાત પોતાની બાયડીને કહી હતી નહીં તેથી તેણે તેણીને કહ્યું કે "તારા બાપે હું જમાઇને કહાડી મૂકયો છે, તેથી મારી હાજરી તેને કેમ પસંદ પડશે? તોપણ તારી મરજી છે તો હું જાઉં છું." એમ કહી ઘોડા ઉપર સવાર થઇ ગયો. ત્યાં દડીદાવની રમત ચાલતી હતી. તેમાં તે ઉતર્યો અને દડાને એવી તો ઝડપથી ફટકા મારવા લાગો કે કોઈ તે દડાને પકડી શકતું હતું નહીં. તેની એ રમત જોઇ સઘળા લોકો તેની હુશિયારીથી અજબ થયા. પછી તેણે બીજી લશ્કરી રમતગમતમાં પણ ભાગ લઇ પોતાનો હુન્નર દેખાડી સર્વને અજબ કર્યા. કએ-સર દુરથી એ સઘળું જોઇ અજબ થતો હતો. તેને ખબર નહીં હતી કે એ તો તેનો વડો જમાઇ ગુસ્તાસ્પ છે. તેણે પોતાની હજુરના દરબારીઓને કહ્યું કે "આ હુશીયાર મરદ કોણ છે? તેને મારી આગળ બોલાવી લાવો." દરબારીઓ ગુસ્તાસ્પને કએસર આગળ લઇ ગયા. કએસરે તેને આગળ કએતાયુનનો હાથ આપી કહાડી મેલ્યો હતો,

તેથી તે વખતે બરાબર જોયો પણ ન હતો. તેથી તેણે તેને ઓળખ્યો નહીં અને પુછયુ કે "અએ જવાન ! તું કોણ છે?" ગુસ્તાસ્પે કહ્યું કે "હું તે મરદ છું, કે જેને કએસરે દાખલ થતાં ને વાર ગામમાંથી બહાર કહાડયો હતો." પછી ગુસ્તાસ્પે પેલાં વરૂ અને અઝદાહની પણ ખરી હકીકત પાદશાહને કહી કે "એ બેઉને મેં માર્યાં છે. નિશાણી તરીકે બેઉનાં દાંત મારા ઘરમાં છે. ગમે તો હીશુઇને પુછી તું ખાતરી કર."

હીશુઇએ તે જાનવરોના દાંત લાવી કએસરની ખાતરી કીધી. ત્યારે આવા ચંચળ અને બહાદુર જમાઇ સાથે પોતે ચલાવેલી ચાલ માટે કએસરે દલગીરી દેખાડી અને પછી સેતાબ તેને ઘર પોતાની બેટી કએતાયુન આગળ ગયો અને તેણીને પણ પોતાની દલગીરી દેખાડી અને કહ્યું કે "તેં તારે લાયકનો ખાવીંદ મેળવ્યો છે." પછી તેણીને પુછયું કે "એ ખરેખર કોણ છે તેની તેં ખબર પુછી છે?" તેણીએ કહ્યું કે "એ સઘળી હકીકત કહેતો નથી. પોતાનું નામ તે ફરૂરોખજાદ કહે છે." પછી પાદશાહે ગુસ્તાસ્પને પોતાનાં તખ્ત ઉપર સાથે બેસાડયો અને ગામેગામ પેગામ કહેવાડયો કે સઘળાઓ તેને માન આપે.

ગુસ્તાસ્પની રાણી કએતાયુનનો આ દાખલો દેખાડે છે કે એક ઇરાની બાનુ ગરીબ પણ બાહાદુર, ચંચળ અને મજબુત તનનો ખાવીંદ શોધતી. ઇરાની બાનુઓ પોતાના ખાવીંદોથી બાહાદુરીની આશા રાખતી, તેનો દાખલો યુનાની લખનારાઓ ઉપરથી પણ મળે છે.

**ઇરાની બાનુઓ પોતાના ખાવીંદથી બાહાદુરીની આશા રાખતી તેનો દાખલો.**—જ્યારે પાદશાહા એસ્ટાઇજીસ અને તેના મીડ લોકોની ઇરાનીઓ ઉપર સત્તા ચાલતી હતી, ત્યારે સાઇરસે ઇરાનીઓને મીડ લોકોની સામે બળવો ઉઠાડવા ઉસ્કેર્યા. તે બળવા વખતની લડાઇમાં એક વખત સાઇરસ અને તેના ઇરાનીઓ હાર્યા. ઇરાનીઓ નાસી શેહેરમાં ભરાવા આવ્યા. ત્યારે કહે છે કે ઇરાની બાનુઓ પોતાના મરદોની સામે આવી અને તેઓને એમ નાસી આવી શેહેરમાં ભરાવા માટે તાણો મારવા લાગી. તેથી શરમાઇ તે ઇરાનીઓ પાછા ફર્યા અને મીડ લોકો સાથે ફરીથી લડયા અને સેવટે તેઓને હરાવ્યા.

એ ઉપરથી કહે છે કે સાઇરસે એક કાયદો જાહેર કીધો કે જ્યારે પણ કોઇ પાદશાહ તે શેહેરમાં દાખલ થાય ત્યારે તેણે તે શેહેરની દરેક ઓરતને એકેક સોનાનો સીક્કો ભેટ આપવો. ઓકટીઅસ નામના એક લોભી પાદશાહ માટે કહે છે કે જ્યારે પણ તે, તે શેહેર ભણી આવતો ત્યારે શેહેર બાહારજ પડાવ નાખતો કે રખેને તેના પૈસા ખરચાય. પણ સીકંદર માટે કહે છે કે તે જ્યારે તે શેહેર ભણી આવ્યો ત્યારે તેણે તે શેહેરની દરેક બાનુને ઉપલા સરેસ્તા પ્રમાણે એકેક સુનાનો સીક્કો આપ્યો અને વળી જે બાનુઓ હમેલદાર હતી, તેઓને બબે સીક્કા આપ્યા.

**બીજો સદગુણ, ભલાં વચન, તેવાં વચનનાં સાચનો દાખલો :**—અઇવિસ્રુથ્રેમ ગેહમાં એક ભલી બાનુને યાદ કરતાં જે બીજો સદગુણ જણાવ્યો છે તે "ફ્રાયો હુખ્તામ" એટલે "ભલાં વચનોમાં આગળ વધેલી" એટલે કે હંમેશાં "સાચું બોલનાર," એવો છે. પોતાના જાનને જોખમે પણ સાચ્ચું બોલનાર એક સ્ત્રીનો દાખલો આપણને ગેસ્ત ફ્રયાન નામનાં આપણાં એક પેહેલવી પુસ્તકમાં મળે છે.

હુપર્શ નામની એક ઇરાની બાનુ હતી. તે ગોસ્ત ફ્રયાન નામના એક ભલા ઇરાનીની બેહેન થતી હતી. તે 'અખ્ત' નામના એક ધણી સાથે પરણી હતી. એ ધણી પાછળથી બૂરો નીવડયો અને તે અખ્ત જાદુગર એવે નામથી જણાવા લાગો. તે એક ઇરાની શેહેર ઉપર પોતાનાં લશ્કર સાથે હુમલો લાવ્યો. તે તરેહવાર મુશ્કેલ અખ્યાનાં તે શેહેરનાં લોકોને પુછવા લાગો અને તેના જવાબ લોકોથી નહીં અપાય ત્યારે તેઓને મારવા લાગો. ત્યારે ત્યાંનાં લોકોએ ઉપલો ગોસ્ત ફ્રયાન, જે તેનો સાળો થતો હતો અને ભલો અને ભણેલો હતો, તેને તેની આગળ રજુ કીધો કે તે તેનાં અખ્યાનાઓના જવાબો આપી તેને માહાત કરે. તે અખ્ત જાદુગરે ઘણાક અખ્યાનાના સવાલો ગોસ્ત ફ્રયાનને પુછ્યા, તેનો ખુલાસો તેણે સંતોષકારક રીતે આપ્યો. પછી તેણે આ સવાલ(¹) પુછયો કે "નીસ્મનાન વજોર્ગ રામસ્ને મિન મેમન" એટલે કે "સ્ત્રી જાતને ઘણી ખુશાલી સાથી ઉપજે છે?" એ બૂરા ધણીનું ધારવું એવું હતું કે "ઓરત જાતને ઘરેણાં, સારો પોષાક વીગેરે પેહેરવાનો ઘણો શોખ હોયછે. તેથી તેઓ તેમાંજ ઘણી ખુશી સમજે છે. પોતાના ખાવીંદ સાથે રહેવાથી તેઓને જે ખુશી ઉપજે તેના કરતાં એવો દેખાવ કરવાથી તેઓને વધારે ખુશી ઉપજે છે." એવા પોતાના વિચાર ઉપરથી તેણે એ સવાલ ગોસ્ત ફ્રયાનને પુછયો. ગોસ્ત ફ્રયાને જવાબ આપ્યો કે "લક અએતુન અન્દીશીત આઇગ નીસ્મન વજોર્ગ રામસ્ને મિન પત્મુજન ગુને ગુને વ કતેબાનુઇઅ સજાકવાર અમત શાન યેખસુન્દ. મેમન લા અએતુન. નીસ્મનાન વજોર્ગ રામસ્ને મિન યેહવુન્તન લેવતમન શુઇએ નેશમન."

**અર્થ**—તું એમ ધારે છે કે સ્ત્રી જાતની મોટી ખુશાલી તરેહવાર પોષાક પેહરવામાં અને દેખાવડી રીતે ઘર રાખવું જે તેઓ અખત્યાર કરે છે, તેમાં છે. પણ એમ નથી. સ્ત્રી જાતીની મોટી ખુશાલી તો પોતાના ખાવીંદ સાથે રેહવામાં છે."

પેલો અખ્ત જાદુગર તમામ સ્ત્રી જાતીને બદનામ કરવા માગતો હતો કે "તેણીઓ પરણવાને ખાહેશમંદ હોય છે તે આ સબબે કે તેમ કરવાથી તેણીઓને તરેહવાર પોષાક પેહેરવાના મળે અને ભપકાભરી રીતે પોતાનાં ઘર માંડવાનાં મળે વીગેરે. તેથી તેઓની મોટામાં મોટી ખુશાલી તો એમાં સમાયલી છે."

પણ ગોસ્ત ફ્રયાનએ કહ્યું કે "ના, એમ નથી. તેઓની ખરી ચહડતા પ્રકારની ખુશાલી તો પોતાના પતી સાથે ભલી રીતે રહેવામાં સમાયલી છે."

આ જવાબ સાંભળી પેલા અખ્ત જાદુગરે કહ્યું કે "ચાલ, આપણે એ બાબત મારી બાયડી અને તારી બેહેન હુપર્શને પુછીએ કે તેણી એ બાબે એક સ્ત્રી તરીકે શું કહેછે." તેની આ યુકતીની મતલબ આ કે હુપર્શ તે (અખ્ત જાદુગર)ની મતલબને મળતો જવાબ આપશે, કારણ કે તેણી ચીંતા રાખશે કે ખાવીંદની મરજીને મતલબનો જવાબ નહીં આપશે તો તે તેને મારી નાખશે. તેણી જો એમ તેની મતલબને અનુસરતો જવાબ આપે તો પછી તે ગોસ્ત ફ્રયાનને કહે કે "તું હાર્યો. તું જો કે તારી બેહેન, જેણી એક સ્ત્રી છે તેણીએ પોતાના સ્ત્રી તરીકેના અનુભવથી તારા વિચારથી ઉલટો જવાબ આપ્યો છે."

ગોસ્ત ફ્રયાને કબુલ કીધું. તેથી તેઓ બેઉ હુપર્શ બાનુ આગળ ગયા અને અખ્ત જાદુગરે તેણીને ઉપલો સવાલ પુછયો. તેણી તેની યુકતી સમજી ગઇ કે "હું જો સાચ્ચું

(૧) બાબ ૩ ફ. ૪૧.

કહુંછું કે 'એક સ્ત્રીની ખરી ખુશાલી પોતાના પતી સાથે રહેવામાં સમાયલી છે અને નહીં કે તરેહવાર પોષાકો પેહરવામાં કે દેખાવ દેખાડવાને ભપકાભરી રીતે ઘર રાખવામાં, તો તે મને પોતાની મરજી વીરૂધ્ધ જવાબ આપવા માટે મારી નાંખશે. જો હું તેને તેની મરજી રાખી ખોટો જવાબ આપું છું તો તે મારા ભાઇને મારી નાખશે એવું કહીને કે 'તું હાર્યો'". ત્યારે તેણીએ ડહાપણથી ભલો વિચાર કરી ભલાં સાચ્ચાં વચનો બોલવાનોજ ઠરાવ કીધો કે " જાન જાય તોપણ ફીકર નહીં. જુઠુ બોલી હું શું કરવા ગુનેહગાર થાઉં." તે ઉપરથી તેણીએ સાચ્ચો જવાબ દીધો અને તેથી તેણીને તેણીના ખાવીંદ અખ્ત જાદુગરે મારી નાંખી.

આ વાર્તા ત્યારે દેખાડે છે કે એ ઇરાની બાનુએ સચ્ચાઇને ખાતર, સાચ્ચાં વચનને ખાતર પોતાનો જાન વટીક આપ્યો.

**ત્રીજો સદગુણ ભલાં કામો** :—અઇવિસ્રુથ્રેમ ગેહમાં ભલી ઓરતના ત્રીજા સદગુણ તરીકે " ફ્રાયો હવરૂસ્તામ " એટલે " ભલાં કામોમાં આગળ વધેલી " એમ જણાવ્યું છે. ભલાં કામો કરનારી એક ઇરાની બાનુનો દાખલો આપણને પાદશાહ ગુસ્તાસ્પની બાયડી હુતોશીનો મળે છે. તેણીનું ભલું કામ આ ગણાયું છે કે તેણીએ પેગામબર જરથોસ્તની દીન કબુલ કરી પોતાના પતીને તે દીન તરફ ઢળતો કીધો. આ કાજે યસ્તોમાં પેગમ્બર જરથોસ્ત દુઆ ગુજારે છે કે તે રાણી હુતોશીને પોતાની દીન પ્રમાણે ચાલતી કરે.

**ખુસ્રો પરવીજની રૂમી રાણીનો સારૂં કામ કરવાનો દાખલો** :—સ્ત્રીઓનાં સારાં કામોમાં એક સારૂં કામ સુલેહસંપજનો વધારો કરવાનું અને કજીયા કંકાસનો ઘટાડો કરવાનું છે. કજીયો કંકાસ એક સુખી ઘરને દોજખ સમાન બનાવે છે. એવો ભલો ખવાસ દેખાડવાનો દાખલો ખુસ્રો પરવીજની રૂમી બાનુનો મળે છે. કહે છે કે એ બાનુ રૂમના શાહાનશાહ મોરીસની બેટી હતી. ખુસ્રોપરવેજ, નોશીરવાન અદલના બેટા હોરમજદ ચોથાનો બેટો થતો હતો. તેના બાપને ગાદીએથી ઉઠાડી મેલી બેરામ ચોબીને ઇરાનની ગાદી હાથ કીધી હતી. તેથી ખુસ્રો રૂમ ગયો અને પાદશાહ મોરીસની મદદ મેળવી, ઇરાનનું રાજ પાછું હાથ કીધું. રૂમના શાહાનશાહની દરબારની મુલાકાતનું એક પરીણામ આ પણ આવ્યું કે તે તેના શાહાનશાહની બેટી સીરા ( Sira ) જેને શીરદોસી મરીઅમ કહે છે, તેણીની સાથે પરણ્યો.

હવે કહેછે કે એક વખત રૂમના શાહાનશાહનો એક મોટો દરબારી નામે નીયાતુસ ( Nyatus ) ઇરાનના શાહની દરબારમાં આવ્યો હતો. ત્યાં ખુસ્રોપરવીજે તેનાં માનમાં એક મોટું પાદશાહી ખાણું આપ્યું. હવે એ દરબારી પોતાના પાદશાહી સસરા મોરીસની દરબારનો હતો, તેથી પાદશાહ ખુસ્રોપરવીજે, તે ખાણા વેળાએ પોતાના સસરા મોરીસે ભેટ આપેલો પાદશાહી દગલો પેહર્યો. તે દગલા ઉપર ખ્રીસ્તીઓના ક્રોસો ( Cross ) પાડેલા હતા. તેથી ઇરાની દરબારમાં જરા ચકચાર જેવું થવા લાગું કે ખુસ્રો જેવો જરથોસ્તી પાદશાહ ખ્રીસ્તી ક્રોસ સાથનો દગલો એમ જાહેરમાં કેમ પેહરે. પણ પાદશાહની દરબારનો વડો દસ્તુર જરા છુટા વિચારનો અને મોટાં મનનો હતો. તેણે કુનેહથી ફતવો આપ્યો કે " ધર્મ કાંઇ પોષાકમાં સમાયલો નથી, પણ દીલના આકીનમાં સમાયલો છે. હવે પાદશાહ પોતે જરથોસ્તી છે, પણ રૂમના કયસરનો ખેશી છે, તેથી તે ખેશીના મોટા દરબારીના માનમાં આપવામાં આવતાં ખાણાં ઉપર ઘડીભર ખ્રીસ્તી ક્રોસો સાથનો દગલો પેહરે તો ચાલે." આ ફતવાથી એક મુશ્કેલીનો અંત આવ્યો. પણ એક બીજી મુશ્કેલી ઉભી થઇ.

કહે છે કે જેમ સર્વ ઇરાનીઓનો તેમ અસલી ઇરાની પાદશાહોનો રેવાજ હતો કે ખાણું ખાતાં બાજ ધરીને ખાવું. હવે હાલમાં આપણે કોઇ વખત ખાણું ખાતાં 'યથા આત વઇરેઓ મઝદ' એવા શબ્દોથી ભણાતી નાની જમવાની બાજ ભણી ખાણું ખાઇયે છીએ. બરશનુમ વાપરનાર યોજદાથ્રેગર મોબેદોજ એક મોટી બાજ ભણીને ખાણું ખાય છે કે જે મોટી બાજમાં "બરસમ" નામના ધાતુના તારો ઉપયોગમાં આવે છે. પણ આપણી શાહાનશાહતના વખતમાં પાદશાહો પણ ખાણું ખાતી વખતે બાજ ધરતાં બરસમનો—જોકે કદાચ હાલમાં મોબેદ સાહેબો ઉપયોગ કરે છે તેમ લાંબા ભણતરમાં નહીં—ઉપયોગ કરતા. એનો દાખલો આપણને શાહનામા પ્રમાણે આપણા છેલ્લા પાદશાહ યજદજર્દ શેહરીયારનો મળે છે, કે જે આરબોને હાથે થયલી હાર પછી નાસ્તો નાસ્તો નદીના કિનારા ઉપર નદીના પ્રવાહના જોસથી ફરતી આતો પીસવાની એક ચક્કીના મકાનમાં એક ચક્કીબાનને ત્યાં જઇ ભરાગો હતો. ત્યાં તે ગરીબ ચક્કીબાને ખાણું હાજર કરતાં પાદશાહે ખાણું ખાવાને બાજ ધરવા કાજે બરસમ માગી. તે બરસમ લેવાને પેલો ચક્કીબાન બીજે ઠેકાણે ગયો, કારણ કે તેને ત્યાં તે નહીં હતી. તેથી બાહાર હોહા થઇ કે યજદજર્દ ચક્કીબાનને ત્યાં ભરાયલો છે અને તેથી માહુઇસુરી નામના સરદારને ખબર પડતાં તેણે યજદજર્દને મરાવી નાંખ્યો. બીચારા યજદજર્દે બરસમ વગર બાજ ધરી ખાણું ખાધું હતે તો તેનો જાન જતે નહીં. પણ તેણે ભુખો થવા છતાં પોતાના આકીન મુજબ, પોતાના રાબેતા મુજબ બરસમ સાથની બાજ ધરી ખાણું ખાવા માગતાં આવું પરીણામ નીપજ્યું.

હવે ઉપર કહ્યું તેમ પાદશાહ ખુસ્રોપરવીજ આપેલાં ખાણા ઉપર રૂમી દરબારી ન્યાતુસ હાજર થયો. ત્યાં સરેસ્તા મુજબ પાદશાહ ખુસ્રોનો એક માનીતો મોટો દરબારી બેન્દુઇએ ખાણાની મેજ ઉપર પાદશાહ હજુર બાજ માટે બરસમ રજુ કરી. તે જોઇ પેલો રૂમી દરબારી ન્યાતુશ, જે ચુસ્ત ખ્રીસ્તી હતો, તે છેરાયો કે "હું ખ્રીસ્તીની હજુર એમ બાજ ધરવી તે તો મારા મેસીયા ( ક્રાઇસ્ટ ) ને અપમાન આપવા બરાબર છે." હવે એક તો પાદશાહ ખુસ્રોએ ખ્રીસ્તી બાયડી સાથે શાદી કીધેલી તે દરબારીઓને પસંદ નહીં. બીજું તો વળી પાદશાહે ખ્રીસ્તી ક્રોસ સાથનો રૂમી પાદશાહે આપેલો દગલો પેહરેલો તે તેઓને પસંદ નહીં. તેમાં વળી ન્યાતુસે આ જરથોસ્તી સરેસ્તા મુજબની ખાણું ખાવાની બાજ માટે વાંધો લીધો, તેથી ઇરાની પાદશાહનો દરબારી બેન્દુઇનો મીજાજ ગયો અને તેણે ન્યાતુશને એક તમાચો ખેંચી કાહાડયો. ન્યાતુશ તુરત પાદશાહી ખાણાની મેજ ઉપરથી ઉઠી પોતાની છાવણીમાં ગયો અને પોતા સાથે થોડુંક રૂમી લશ્કર પોતાનાં નેગેહબાન ( escort ) તરીકે લાવ્યો હતો, તેને હોકમ આપ્યો કે લડવાને તૈયાર થાય. તેણે પાદશાહ ખુસ્રો ઉપર પેગામ મોકલ્યો કે "તું બેન્દુઇને તુરત મારે હવાલે બંદીવાન તરીકે કરશે નહીં તો તારાં ખાણાના આ પાદશાહી માડવ ( Pavilion ) ઉપર હું હુમલો લાવીશ."

હવે કહે છે કે આવી અડીભડીને વખતે પાદશાહની રાણીએ સભ્યસુચકતા રાખી ન્યાતુશને સમજાવી લીધો અને પોતાના પતીના મેહેલમાં સુલેહ પાથરી.

ખુસ્રોની ખ્રીસ્તી બાનુના આવા રૂડા દાખલા સાથ સરખાવતાં નોશેરવાન અદલની ખ્રીસ્તી બાયડીનો દાખલો ઉલટું પરીણામ રજુ કરે છે. જ્યારે ખુસ્રોની રાણીએ પોતાના જરથોસ્તી પતીનાં ઘરમાં સુલેહ આણી, ત્યારે નોશરવાન અદલની ખ્રીસ્તી બાનુ તેના મેહેલમાં અને ઘરમાં

કજીઓ કંકાસ લાવી. તેણીએ પોતાના બેટા નુશઝાદને ખ્રીસ્તી તખ્તેહ ઉપર ઉધાર્યો અને તેની પાસે પોતાના બાપ નોશરવાન સામે બલવો ઉઠાવ્યો.

**ઈરાની બાનુનો ચોથો સદગુણ. તાબેદારી:**—જેમ પોતાના ધણીના સારા વખતમાં તેમ તેના માઠા વખતમાં તેના હમશરીક થઇ તેને તાબે રહેવાના બે દાખલા ફરંગીજ અને મનીજેહના મળે છે.

જેમ ગુસ્તાસ્પની બાનુ કએતાયુને પોતાના ગરીબ ગણાતા પતીને ખાતર પોતાના પાદશાહી બાપ કયસરનો મેહલ છોડયો હતો તેમ પતીને ખાતર પીતાનું ઘર છોડનાર બીજી બાનુઓ ફરંગીજ અને મનીજેહ હતી.

**ના ફરમાન બાયડીનો દાખલો:**—એક ઇરાની બાનુએ પોતાના ધણીનાં ફર્માનને માન નહીં આપી પોતા ઉપર અને પોતાના દેશ ઉપર આફત આણવાનો દાખલો બાઇબલ ઉપરથી રાણી એસ્થરનો મળે છે.

ઓલ્ડ ટેસ્ટેમેંટ ( Esther I )માં આપણા ઇરાનના એક પાદશાહ આહસ્યુએરૂસ (Ahasuerus) જે હખામીનયન વંશનો જર્કસીસ ( Xerxes ) પાદશાહ ગણાય છે, તેને બાબે કહેવામાં આવે છે કે તેણે પોતાની આખી પ્રજાને પોતાના શુસન (Shusan) નામના મેહેલમાં ખાણું આપ્યું હતું. પોતાના રાજ્યના ત્રીજા વરસમાં તેણે પોતાના અમીર, ઉમરાવ અને દરબારીઓને ૧૮૦ દીવસ ખાણું આપ્યું હતું. પછી તેણે પોતાની સઘળી પ્રજાને—નાની મોટી કુલે પ્રજાને—સાત દિવસ સુધી પોતાના મેહેલના બાગમાં ખાણું આપ્યું હતું.

જેમ પાદશાહે શેહેરના મરદોને, તેમ તેની રાણી વસ્તી (Vashti)એ સ્ત્રીઓને ખાણું આપ્યું હતું. કહે છે કે પાદશાહે આખાં શેહેરને આપેલું એ ખાણું એક રીતે ઇરાનીઓના હકમાં નુકસાનકારક નીવડયું. તેનો સબબ આ કે પોતાની પ્રજાને સાત દિવસ સુધી ખાણું આપી, પાદશાહ છેલ્લે યાને સાતમે દિવસે બહુ ખુશીમાં આવ્યો હતો. તેણે પોતાના સાત હજુરીયા દરબારીઓ ( chamberlains )ને ફરમાવ્યું કે રાણી વસ્તી ([1])ને પેગામ પોહોંચાડે કે તેણી તેની પ્રજાની હજુરમાં આવે કે તેની પ્રજા તેની ખુબસુરતી જોઇ ખુશી થાય. પણ કહે છે કે રાણી વસ્તી તેમ હાજર થઇ નહીં. ઓલ્ડ ટેસ્ટેમેંટમાં જેમ તેનું વર્ણન છે, તેમ તેનો સબબ ખુલ્લો દિસ્તો નથી. કદાચ તેણીએ પોતાને એમ એક 'દેખાવ' તરીકે રજુ કરવાને મર્યાદાના કોઇ વિચારથી દુરસ્ત ધાર્યું નહીં હોય. પણ લખાણની ઇબારત ઉપરથી એમ દિસેછે કે પાદશાહ પોતાના સાતે દરબારી હજુરીઆઓ મારફતે હાજર થવાને ફર્માન મોકલે તે રાણીને અસભ્ય ( discourteous) લાગ્યું હોય, તેથી તેણીએ હાજર થવાને ના પાડયું હોય([2]). એથી પાદશાહ બહુ ગુસ્સે થયો. તેણે પોતાના પેહેલે દરજ્જેના સાત દરબારીઓને પુછ્યું કે "કાયદા પ્રમાણે આપણે રાણી વસ્તીને શું કર્યે ?" એક વડા દરબારીએ જવાબ દીધો કે "તેણીએ ના પાડી મીજલસના શાહજાદાઓનેજ નહીં પણ આખી ઇગની પ્રજાને નુકસાન કર્યું છે. તેણીનો દાખલો

---

૧ જો એ નામ આપણે ઈરાની નામ લઇએ તો હું ધારૂં છું કે તે અવસ્તા 'વહીશ્તી' એટલે "સર્વથી સરસ"નું રૂપ છે. એ રાણી સર્વથી ખુબસુરત સ્ત્રી ગણાતી.

(૨) But the queen Vashti refused to come, at the king's commandment by his chamberlains.

લેઇ ઇરાનની અને મીડીઆની બીજી બાનુઓ પોતાના ખાવીંદના હોકમનો એમ અનાદર કરશે. માટે પાદશાહે તેણીને રાણીના દરજ્જા ઉપરથી દૂર કરવી અને બીજી સ્ત્રીને રાણી બનાવવી. એમ કરવાથી બીજી ઇરાની બાનુઓ પોતાના ધણીને ફર્માનબરદાર થવા માટે ધડો લેશે." પાદશાહે એમ કર્યું અને શેહરે શેહર જાહેર કર્યું કે તેણે વસ્તીને રાણીના દરજ્જા ઉપરથી દૂર કીધી છે.

પછી પાદશાહે પોતાના દરબારીઓની સલાહથી જાહેરનામું બાહેર પાડયું કે દેશની ખુબસુરતમાં ખુબસુરત સ્ત્રીઓને હાજર કરવામાં આવે કે તેઓમાંથી જેણી તેને પસંદ પડે તેણીને તે રાણી બનાવે.

હવે જ્યારે બાબીલોનનો રાજા નેબુકદનજર, યાહુદીઓને જેરૂસેલમથી બંદીવાન તરીકે લેઇ ગયો હતો, ત્યારે તે બંદ (Captivity) માં ગયલાઓમાં એક મોરદેકાઇ (Mordecai) નામનો યાહુદી હતો. તે આ વખતે પાદશાહના શુસન મેહેલમાં હતો. તેણે ઉપલું જાહેરનામું સાંભળી પોતાના કાકાની છોકરી એસ્થર (Esther), જેણીનું અસલ નામ હદસાહ (Hadassah) હતું અને જેણી ઘણી ખુબસુરત હતી, તેણીને પાદશાહની રાણી થવા માટે રજુ કીધી. તેણીનાં માબાપ ગુજરી ગયાં હતાં. પાદશાહને તેણી પસંદ પડી. તેથી તેણે તેણીને પોતાના મેહેલમાં લીધી. તે પેહેલાં તેણે તેણીને પવીત્ર કરવા (purification)ની ક્રિયામાંથી પસાર કીધી. તે ક્રિયા વરસ દાહડા સુધીની હતી. કહે છે કે ૬ મહીના સુધી તેણીને મોરના તેલ (oil of myrrh)થી અને પછી ૬ મહીના બીજા ખુશબોદાર પ્રવાહીઓથી પવીત્ર કીધી. પાદશાહે તેણીને વસ્તીની જગ્યાએ રાણી બનાવી. પછી પાદશાહે તેણીનાં માનમાં તેણીને નામે એક મેજબાની (Esther's feast) પોતાના દરબારીઓને આપી અને લોકોને ભેટ બક્ષેશ આપી.

હવે પાદશાહનો હમાન (Haman) નામનો એક માનીતો ઇરાની દરબારી હતો, જે હમદથ (Hammedatha)નો બેટો થતો હતો. સર્વ દર્બાનો તેને નમીને માન આપતા હતા. પણ પેલો યાહુદી મોર્ડેકાઇ, જે એક દર્બાન હતો, તે તેને નમીને માન આપતો નહીં હતો. હમાન તેથી ગુસ્સે થયો અને તેને દેશના સઘળા યાહુદીઓ ઉપર ગુસ્સો લાગો અને તેઓને મારી નાખવાનો વિચાર કીધો. હમાને પાદશાહને એમ સમજાવ્યું કે "આ કેટલાક લોકો (યાહુદીઓ) જેઓના કાયદા કાનુનો આપણાથી જૂદા છે, આપણા દેશમાં રેહવા દેવા સારૂં નથી." એમ કહી પાદશાહને સમજાવી તેણે હોકમ મેળવ્યો કે એક ચોકસ દિવસે તે સઘળાઓને મારી નાંખવામાં આવે. પાદશાહે તેનું કહેવું કબુલ કરી પોતાની વીટી હમાનને આપી કે તેની મોહોર સાથેનું એ બાબે ફર્માન બાહાર પાડે. વરસના પેહેલા મહીના નીશન (Nisan)નાં ૧૩ માં રોજે તે ફર્માન બાહાર પાડવામાં આવ્યું. સઘળા મુલકોમાં જાહેર કરવામા આવ્યું કે તે વર્ષના છેલ્લા મહીના આદર (Adar) ના ૧૩ માં રોજે સર્વ યાહુદીઓને મારી નાંખવામાં આવશે.

જ્યારે એ ફર્માન બહાર પડયું ત્યારે ગામેગામના યાહુદીઓએ રડણુ કરવા માડયું અને શોકની નીશાણી તરીકે ગુણપાટ (Sack-cloth) નાં કપડાં પેહેર્યાં અને દિલ ઉપર રાખ લગાડી. મોર્ડેકાઇએ પણ તેમ કર્યું અને પાદશાહના મેહેલના દરવાજા આગળ આવ્યો. તેણે પોતાના કાકાની છોકરી એસ્થર, જેણી રાણી થઇ હતી, તેણીને એ વાતની ખબર પોંહોચાડી અને અરજ કીધી કે તેણીએ પાદશાહ હજુર પોતાના યાહુદી લોકોની તરફથી વચમાં પડવું.

હવે પાદશાહની દરબારનો એવો રેવાજ હતો કે તેના મેહેલના માહેલા ભાગમાં પાદશાહના કહેવા વગર કોઇ પણ ધણી જાએ નહીં, સીવાય કે પાદશાહ તેને દુરથી જોઈ પોતાનો રાજદંડ તેની આગળ ધરે. ત્યારે એક વખત રાણી એસથર જઈ દુરથી ઉભી રહી. પાદશાહે તેણીની આગળ રાજદંડ ધર્યો એટલે તેણી આગળ ગઈ. પાદશાહે કહ્યું કે "કહે તું ને શું જોઇએ છે? તું કહે તો મારૂં અર્ધું રાજ પણ આપું." રાણીએ કહ્યું કે "મારી મરજી છે કે તું અને હમાન મારાં મકાનમાં મેજબાનીએ આવે." પાદશાહે કબુલ કીધું અને હમાનને તેમ કહેવાડયું. પછી તેઓ તેણીને મકાને શરાબ પીવા ગયા. પાદશાહે પુછ્યું કે "તારી શું અરજ છે, તે કહે." રાણીએ બીજે દાહાડે તેઓને મેજબાનીએ પાછા તેડયા. હવે હમાન તે દાહાડે ખુશી થતો ઘેર તરફ ફર્યો. મેહેલના દરવાજા ઉપર મોર્દેકાઇએ તે દિવસે પણ તેને માન નહીં આપ્યું, તેથી તે દિવસે તે ઘરે જઇ પોતાની બાયડી જેરેશ (Zeresh) આગળ પોતાનાં બખ્તાવર તાલેની વાત કરવા લાગ્યો, કે "ખોદાતાલાએ મને ધન, દોલત, દરજ્જો, ફરજંદો આપ્યાં છે. વળી રાણીએ મને પાદશાહની સાથે કાલે મેજબાનીએ તેડયો છે. પણ જ્યાં સુધી મોર્દેકાઇ જીવતો છે, ત્યાં સુધી એ સઘળું મને પુરેપુરૂં ગમતું નથી." તેની બાયડીએ કહ્યું કે "તું એને માટે ફાંસીનાં લાકડાં ઉભાં કરાવ અને પછી કાલે પાદશાહનો હોકમ લેઇ તેને કાલે ફાંસી ચહડાવ." હમાને તેમ તૈયારી કરાવી.

હવે તે રાત્રે પાદશાહને ઉંઘ નહીં આવી. તેથી તેણે પોતાના મેહેલનાં કામકાજોની યાદીની પોથી (Book of records of the chronicles) મંગાવી કે જેમાં પાદશાહની દરબારના બનાવોની નોંધ રહેતી હતી. પાદશાહે આગલી હકીકતો વાંચી અને તે હકીકતો યાદ કીધી. તેમાં તેણે આગલા એક દિવસની હકીકત નોંધેલી વાંચી. તે એ હતી કે તેના દર્બાનોમાંથી બે દર્બાનોએ તેનો જાન લેવાની કોશેશ કીધી હતી. તે બાબે પેલો યાહુદી મોર્ડેકાઈ, જે પણ એક દર્બાન હતો, તેને ખબર પડતાં, તેણે પાદશાહને છુપી રીતે તે બાબે ખબર આપી હતી. પાદશાહે તે દગલબાજ દર્બાનોને મારી નખાવ્યા હતા. એમ મોર્ડેકાઇની વફાદારીથી તેનો જાન બચ્યો હતો. આગલી નોંધો વાંચતાં તેને મોર્ડેકાઈની યાદ આવી કે તેણે તે દર્બાનને કોઈ રીતે નવાજયો નથી. તેથી તેણે તેને નવાજવાનો વિચાર કીધો. તેણે પુછ્યું કે "કોણ દરબારી અહીં હાજર છે?" આ વખતે તુરત હમાન દાખલ થયો, એવા વિચારથી, કે તે પાદશાહ આગળ જઇ પોતાના દુશ્મન મોર્ડેકાઇને ફાંસી દેવા માટે ફર્માન મેળવે. તેથી હજુરીયાઓએ પાદશાહને કહ્યું કે "હમાન હાલ હાજર છે." પાદશાહે તેને પોતા આગળ બોલાવી કહ્યું કે "પાદશાહ જેને માન આપવાની ખુશી દેખાડે તેને કેમ માન આપવું?" હમાન સમજ્યો કે "પાદશાહનાં મનમાં હું પોતે (હમાન) છું. હું તેનો માનીતો છું. તેથી તે મને માન આપવા માગે છે." તેને ખબર નહીં કે પાદશાહનાં મનમાં તો મોર્ડેકાઇ, જેણે તેનો જાન બચાવ્યો હતો, તેની યાદ આવી છે અને તેને તે માન આપવા માંગે છે. તેથી જવાબ દીધો કે "જે ધણીને પાદશાહ માન આપવાને ખુશી દેખાડે તે ધણીને પાદશાહે પાદશાહી પોષાક અને પોતાની સવારીનો ઘોડો અને પોતાનાં સરનું તાજ આપવું જોઇયે." પાદશાહે ફરમાવ્યું કે "ત્યારે તુરત જા અને મેહેલના દરવાજા ઉપર મોર્ડેકાઇ બેસે છે તેને પાદશાહી પોષાક આપી, પાદશાહી ઘોડા ઉપર બેસાડી શેહેરમાંથી માનઅકરામ સાથે લાવ." હમાનને તેમ કરવાની ફરજ પડી. તેમ તેણે કીધું અને પછી ઘેરે ઉદાસ દિલે ગયો. તેની બાયડી

અને મિત્રો આ જાણી દલગીર થાયા. એવામાં પાદશાહના હજુરીઆઓ તેની આગળ આવ્યા કે આગળ મુકરર કરવા મુજબ "રાણી એસ્થરની મેજબાનીમાં જવા માટે પાદશાહ બોલાવે છે."

પછી પાદશાહ અને હમાન રાણીએ આપેલી મેજબાનીમાં ગયા. ત્યાં પાદશાહે રાણી એસ્થરને પુછ્યું કે "તારી શું અરજ છે. તું માગે તો અર્ધું અર્ધ રાજ પણ તુંને આપી દેવાને હું ખુશી છું." રાણીએ કહ્યું કે "હું મારો અને મારા યાહુદી લોકોનો જાન સલામત રહે તે તારી પાસે માગું છું." પાદશાહે કહયું કે "તે જાન કોણ લેવા માગે છે?" રાણીએ કહ્યું કે "આ હમાન." પાદશાહ તેથી ગુસ્સે થયો અને ત્યાંથી ઉઠીને બાગમાં ગયો. ત્યારે હમાને રાણીને આગ્રહ કીધો કે "પાદશાહ કદાચ મને મારી નાખશે માટે મને બચાવ." પાદશાહ બાગમાંથી પાછો ફર્યો અને તેણે હમાનને હજુર રાણી આગળ એકલો જોયો અને તેથી વધુ ગુસ્સે થયો. તેવામાં વળી હજુરીયાઓએ કહયું કે "હમાને પોતાનાં ઘેરમાં મોર્ડેકાઇને માટે ફાંસીનાં લાકડાં તૈયાર કીધાં છે." ત્યારે પાદશાહે ફરમાવ્યું કે "તેને તેજ લાકડાં ઉપર ફાંસી દેઓ." તેમ હમાનને ફાંસી દેવામાં આવ્યો.

હવે રાણીએ અત્યાર લગણ જે જાહેર કર્યું ન હતું તે પાદશાહને જાહેર કીધું કે મોર્ડેકાઈ તેણીના કાકાનો છોકરો થાય છે. તેથી પાદશાહે મોર્ડેકાઇને હમાનની જગ્યાએ પોતાનો માનીતો દરબારી બનાવ્યો.

હવે રાણી પાદશાહ આગળ ગુડણમંડીએ પડી. ત્યારે પાદશાહે પોતાનો સોનેરી રાજદંડ આગળ ધર્યો, એટલે કે તેણીની તરફ મેહેરબાની દેખાડી. તેણી ઉઠી અને માગી લીધું કે "હમાને વર્ષના છેલ્લા મહીના (આદર)ના ૧૩ માં રોજે સઘળા યાહુદીઓને મારી નાખવાનું ફર્માન મેળવી જાહેરનામું બાહેર પાડયું છે, તે રદ કરવું." પાદશાહે તેમ કર્યું, એટલુંજ નહીં, પણ પોતાની વીટી મોર્ડેકાઇને આપી કે તે ઉપરનું સીલ મારી બીજું ફર્માન બાહાર પાડે કે ઉપલા નેમેલા દિવસે (એટલે આદર મહીનાના તેરમા રોજે) સઘળા યાહુદીઓ પોતાના બચાવમાં ભેગા મળે અને જે ઇરાનીઓ તેઓના દુશ્મન હોય તેઓને ચાહે તેમ મારે.

આ ફર્માનથી યાહુદીઓ ખુશી થયા. ઘણાક ઇરાનીઓ પાદશાહની આ વલણ જોઇ યાહુદીઓ થયા કે રખેને યાહુદીઓ તેઓને તે દાહાડે મારી નાખે. પછી રાણી એસ્થરે પાદશાહને સમજાવી આદર મહીનાના ૧૪ અને ૧૫ માં દાહડા પણ એમ ઇરાની દુશ્મનોને મારવાની છુટ માટે મેળવ્યા. ૧૩ માં રોજે શુસન શેહેરમાં ૫૦૦ ઇરાનીઓને અને ૧૪ માં રોજે ૩૦૦ ઇરાનીઓને યાહુદીઓએ મારી નાંખ્યા. પહેલે દિવસે હમાનનાં ૧૦ છોકરાંઓને મારી નાંખ્યાં અને વળી બીજે દીને તેઓની લાસને ફાંસીએ ચહડાવી. પછી મોર્ડેકાઇએ ફરમાવ્યું કે દર વર્ષે આદર મહીનાના ૧૪ અને ૧૫ માં રોજે યાહુદીઓએ પોતાના છુટકારાના દાહડાની યાદમાં જશન તરીકે પાળવા. એ દાહડા યાહુદીઓમાં પ્યુરીમ (Purim)ના તેહેવાર તરીકે હજુર સુધી પળાય છે.

આ દાખલાઓ દેખાડે છે કે અસલી ઇરાની બાનુઓથી પોતાના પતી તરફની તાબેદારીની આશા રાખવામાં આવતી. હવે જેણી એમ તાબેદાર હોય તેણી પોતાનાં ધણીને પોતે પણ પોતાના પ્યાર અને સદગુણોથી તાબેદાર કરે. તેણી તેની ઉપર પોતાનો ભલો લાગવગ ચલાવી શકે. એ સબબે એક ઇરાની બાનુની કેટલીક ભલી દુઆઓમાંની

એક આ પણ હતી કે તેણી પોતાના ખાવીંદનાં ઘરમાં માન પામેલી અને પ્યાર પામેલી થાય. પાદશાહ ગુશ્તાસ્પની બાયડી હુતોશીની દુવા એવો એક દાખલો રજુ કરે છે.

**તાબેદારીના સંબંધમાં એક ઇરાની બાનુની દુઆનો દાખલો:**—પાદશાહ ગુશ્તાસ્પની હુતઓશ રાણી માટે આપણી રામ યશ્ત (ક. ૩૬) માં કહે છે કે તેણી પોતા માટે દુઆ ગુજારતી ત્યારે નીચે પ્રમાણે દુઆ ગુજારતી :—

"યત બવાનિ ફ્રય ફ્રિથ પઇતિ-જન્ત, ન્માને કવોઇશ વિસ્તાસ્પહે." એટલે "હું કએ ગુસ્તાસ્પ (પાદશાહ)નાં ઘરમાં પ્યારી, પ્યાર પામેલી અને આબરૂ પામેલી થાઉં."

એક જરથોસ્તી બાનુની એવીજ મોરાદ હોવી જોઇએ કે તેણી પોતાના ખાવીંદનો સંપુંણ પ્યાર, મોહોબત અને માન મેળવવાને શક્તિવાન થાય. એમ શક્તિવાન થવાનો આધાર તેણીની અને તેણીની ઉપરજ છે.

**ખાવીંદને તાબેદાર રહી ખાવીંદને તાબેદાર કરવો:**—આપણામાં કોઇક અજ્ઞાન બાઇઓ માટે કોઇ કદાચ આપણે ફર્યાદ સાંભળીયે છીએ કે તેણીઓ પોતાના ખાવીંદને હાથ કરવા યા વશ કરવા તરેહવાર વેહેમોની યુક્તિઓ કરે છે અને કોઇક વેહમીઓનાં ફરેબને શરણ થાય છે. પણ પોતાના ધણીને ખરેખર પ્રમાણીક અને વાજબી રીતે હાથ યા વશ કરવાનું સાધન તેણીની પોતાની વર્તણુંક છે. પોતાના ઘરનો સંસાર સારી રીતે ચલાવવો, પોતાના ઘરને સ્વચ્છ અને ખેંચાણકારક રાખવું, પોતાનાં ફરજંદોને સારી રીતે ઉધારવાં, પોતાના ધણી ઘર બાહેરથી પોતાનાં કામથી ફારેગ થઇ આવે ત્યારે તેનાં તન અને મનને રાહત મળે એવી રીતે ઘરને ખુશ રાખવું, પોતાના ધણીનું જે કામકાજ હોય તે કામકાજમાં તેને મદદ કરવી, તેની જે ભલી મોરાદો અને હોંશો હોય તે મોરાદો અને હોંશો તરફ દીલસોજી દેખાડવી, એવા સઘળા પ્રકારની વર્તણુંકથી એક બાઈ પોતાના ધણીને વાજબી રીતે હાથ કરે. એવી રીતે પોતાના ધણીને હાથ કરનાર, એવી રીતે પોતાના ધણીને વશ કરનાર બાનુ ખરેખર ભાગ્યશાળી ગણાય.

આપણામાં લગ્ન હાલ હદ બાહાર મોટી ઉમરે થતાં જાય છે અને તે માટે કેટલાક વિચારવંત માણસો ચીંતા કરે છે. એમ થવાનો એક સબબ એમ કહેવામાં આવે છે કે પરણેલી જીંદગી ઘણી ખરચાળ થઇ પડી છે. હવે એમ કહેવામાં જેમ કેટલીક સચ્ચાઈ છે તેમ બીજા હાથ ઉપર કેટલીક સહરાગત છે. જેઓ તવંગરો હોય તેઓએજ પરણવું અને ગરીબોએ નહીં એમ તે દાદારે સરજેલું નથી. તે દાદારે સર્વે માટે પરણેલી જીંદગી સરજી છે. હવે ઉપલી ફર્યાદમાં કાંઇ વજુદ હોય તો તે ફર્યાદ દુર થાય એવી રીતે આપણે આપણી બેટીઓને ઉધારવી જોઇએ. એક સ્ત્રી પોતાનાં ઘરસંસારી કામથી પોતાના ખાવીંદના ઘરમાં ખરચનો બોજો કેટલીક રીતે કમી કરી શકે. ઘરના ખરચમાં પોતાનો નાનો પણ મોહોબતભર્યો ફાળો તેણી આપી શકે. અલબતે હું એવું માનનારાઓમાંનો એક નથી કે સ્ત્રીઓએ ખાખસુસ પોતાનાં ગુજરાન અર્થે ઘરબાહર મરદો સાથની હરીફાઇના ધંધાઓ ઉપર નજર કરવી જોઇએ. તેમ થવું જોઇએ નહીં. પણ ઘરનાં સાધારણ કામ ઉપરાંત પણ કેટલુંક એવું કામ હોય છે કે જે કામમાં તેણી મશગુલ રહી પોતાના ખાવીંદને મદદ કરી શકે અને તેની ઉપરનો બોજો કમી કરી શકે.

હાલમાં આ વારેઘડીએ બોલાતા શબ્દો છે કે "ઉદ્યોગ એ ખોદાની સેતાયશ, ખોદાની બંદગી છે." એ શબ્દોને મળતા એક પરણેલી સ્ત્રી માટેનાં ફરમાનના શબ્દો આપણાં

કોઈક ફારસી પુસ્તકમાં આપણે જોઈએ છીએ. એ મુજબ પોતાના ઘરસંસારનું કામ-કાજ કરવું એ પણ ઉદ્યોગ છે. જરથોસ્તીઓની આ એક ફરજ ગણાઈ છે કે તેઓએ દિવસમાં બે ત્રણ વખત બંદગી કરવી અને ખોરશેદ મેહેરની નીઆએશ કરવી. હવે સ્ત્રીઓના સંબંધમાં એક સ્ત્રી, જેણીએ પોતાના ઘરસંસારી કામમાં ઉદ્યોગથી મશગુળ રહેવું જોઇએ, તેણીને માટે કહે છે કે તેણી જો દિવસના ત્રણ વખત પોતાના ખાવીંદ આગળ જઈ સવાલ કરે કે "તમારૂં કાંઈ કામ છે, જે હું કરી શકું?" અને એમ સવાલ કરીને પોતાના પતીનું કામ કરે તો બસ. તેણી જો એમ કરી પોતાની ત્રણ વખતની બંદગી યા ખોરશેદ મેહેરની નીઆએશ નહીં કરે તો ચાલે. તેણીનું કામ બંદગી સમાન છે. આ લખાણને આપણે તેના હરફેહરફ (letters)માં સમજવાનું નથી, પણ તેની રૂઢી અને મતલબ (sprit)માં સમજવાનું છે. કોઈ કહેશે, કે આતો સ્ત્રી જાતને પોતાના પતિના ઘરમાં બંદા સમાન દેખાડનાર લખાણ છે, અને તેણીની અત્યંત તાબેદાર હાલત દેખાડે છે. પણ ખરૂં જોતાં એમ નથી. અસલના વખતમાં એક સ્ત્રી માટે કામનું ખરૂં ખેતર તેણીના પતિનું ઘર હતું. તેણીનું કામ ઘરનો સંસાર ચલાવવાનું, બચ્ચાંઓની આવજાત કરવાનું, તેઓને ઉછેરવાનું હતું. એમ તે કેટલીક હદે હાલમાં પણ છે. ઘર બહાર, દુનિયાના તરેહવાર ધંધાઓ અને ઉદ્યોગોમાં પડવાનું અને તેમાં ફટકા ખમવાનું અને સખ્ત તડકા જોવાનું કામ મરદનું છે. કોમળ સ્ત્રી જાતિને માટે કુદરતે કોમળ કામ સરજેલું છે. તે ઘરના છાયા હેઠળ ઘરસંબંધી કામકાજ છે. ઘરધણી, પોતાની ધણીયાણી અને બચ્ચાંનાં ગુજરાન માટે સાધનો શોધવા અને ધંધો કરવા બહાર જાએ, અને બહારથી પોતાનાં કામકાજથી ફારેગ થઇ, તન અને મનની થાક સાથે આવે, ત્યારે તેને માટે ઘરને ખેંચાણ કરનારૂં કરવાનું કામ ઘરધણીઆણીનું છે, કે ઘરમાં જે રાહત મળે, તેથી તાજો થઇ, ઘરધણી બીજે દિવસે પાછો ઉલટ અને તનદુરસ્તી સાથે કામે વળગે. જ્યારે મરદનું કામ મુખ્ય કરી ઘર બાહાર છે, ત્યારે સ્ત્રીનું ઘર માંહે છે. ત્યારે ઉપલાં લખાણમાં જે કહે છે, તેની મતલબ આ છે, કે એક સ્ત્રીએ પોતે ઉદ્યોગી થવું. તેણીએ પોતાનાં પતિની સેવા બજાવવી, કે તે પોતાના અને પોતાનાં કુટંબનાં પ્રમાણીક ગુજરાન માટે ઉમંગથી ઉદ્યોગમાં વળગે. એક સ્ત્રીનો એવી રીતનો ઉદ્યોગ એક જાતની તે દાદારની બંદગી સમાન છે. એક મરદ માફક એક સ્ત્રીએ પણ તે દાદારની બંદગી કરવી. પણ એકબારગી જો તેમ નહીં બને, અને જો તે પોતાનાં ઘરસંસારી કામમાં મશગુલ રહે, અને તે મશગુલીનાં એક કામ તરીકે પોતાના પતિની સેવા બજાવે, તો તે સેવા, તે ઉદ્યોગ પણ એક બંદગી સમાન છે. એવાજ વિચારથી ઇટાલિયન કવિ ડેન્ટી કહે છે, કે "ઉદ્યોગ એ ખોદાતાલાનું બચ્ચું છે."

**એક બાનુએ પોતાના ખાવીંદ ઉપરની પોતાની ભલી અસર ભલે કામેજ વાપરવી**—એક ધણીને વશ થાઇ તેને પોતાને વશ કરી એક બાનુ ચાહે તો ભલે માર્ગેજ પોતાના ધણી ઉપર પોતાની સત્તા વાપરી સારાં પરીણામો લાવે. કોઈ ચાહે તો તેનો બુરો ઉપયોગ કરી માઠાં પરીણામો લાવે. પાદશાહ દારાયશની રાણી એટોસાએ એમ ખોટે માર્ગે પોતાની અસર વાપરી ઈરાનના નામને માઠું લગાડયું હતું. તેણી આડકતરી રીતે મેરેથાન (Marathon)ની લડાઇનું મૂળ હતું. તેણીએ પોતાના ધણી દારાયસને યુનાન ઉપર હુમલો કરવાને ઉશ્કેર્યો હતો. એ બાબે હીરોડોટસ નીચલી વાર્તા કહે છે:—

દેમોસીડીસ નામનો એક યુનાની હકીમ પાદશાહ દારાયસની દરબારમાં શાહનો ઘણો માનીતો હતો. તેને બધી વાતનું સુખ હતું પણ એક વાતનું દુઃખ હતું. તે આ કે તેને તેનાં વતન યુનાન

તરફ જવાની છુટ મળતી હતી નહીં. આવા નામીચા હુશિયાર તબીબને પોતાની દરબારમાંથી જવા દેવાને દારાયસ ખુશી હતો નહીં. હવે એવો એતેફાક બન્યો કે શાહની રાણી એટોસાને છાતી ઉપર એક ગુમડું થયું જે પાકીને ફુટવા છતાં આજુબાજુ ઘણું ફેલાઈ વધવા લાગ્યું. પેહેલાં તો શરમાઇને તેણીએ તે દેમોસીડીસને દખાડયું નહીં. પણ જ્યારે તે વધવા અને વધુ ખરાબ થવા લાગ્યું, ત્યારે તેણીએ દેમોસીડીસને તેડીને તે દેખાડયું. દેમોસીડીસે કહ્યું કે "જો તમો રાણીજી સોગન લઇ કબુલ થાઓ કે હું જે માગું તે તમે આપો તો તમારૂં એ દરદ હું સારૂં કરૂં." તેણે તરત તેણીને ખાતરી આપી કે તેણીને શરમ લાગે એવી અમર્યાદાભરેલી માગણી તે કરશે નહીં. રાણીએ કબુલ કર્યું અને દેમોસીડીસે તેણીને સારૂં કર્યું. ત્યારે તેણે કબુલેલી માગણી રાણીજી પાસે કરી કે "કોઇ રીતે મારે વતન યુનાન જવાની મારી મરજી છે તે પાર પડે તેમ કરો."

રાણી એટોસાએ જોયું કે દારાયસ તેને એમ અમથો યુનાન જવા દેશે નહીં. તેથી તેણીએ દેમોસીડીસની શીખામણ પ્રમાણે નીચલી યુક્તિ કીધી. તેણીએ એક રાતે પાદશાહને કહ્યું કે "તમે એક બળવાન પાદશાહ છો માટે અજબ જેવું છે કે તમે નવા દેશો ફતેહ કરવાનો અને ઇરાનીઓની હકુમત વધારવાનો વિચાર કરતા નથી. વળી બીજું એ કે તમે કોઈ લડાઇ ઉઠાવો અને નવા મૂલક ઉપર હુમલો કરો તો ઇરાની લશ્કર રોકાયલું રહે. એમ તે રોકાયલું નહીં રહેશે તો આળસાઇથી તેઓ તમારી પોતાની સામે બંડ ઉઠાવશે. વળી ત્રીજું એ કે હાલ તમે જવાન છો તેથી તમારૂં મન પણ એવાં કામો માથે લેવાને મજબુત અને પુખ્ત થયલું છે. પણ મ્હોટી ઉમર થયા પછી શરીરનું કૌવત ઘટવા માંડશે તો એવાં કામો માથે ઉડાવી લેવાને મન પણ મજબુત રહેશે નહીં." પાદશાહે જવાબ આપ્યો કે "મારી વ્હાલી રાણી! હું એવા કોઇ વિચારમાંજ છેઉં. હું યૂરોપ અને એશીઆ એ બેઉ ખંડોને એક પુલથી જોડવાનો વિચાર કરૂં છું કે તે ઉપરથી કુચ કરી હું સીથીઆના મૂલક ઉપર હુમલો લઇ જાઉં." ત્યારે રાણીએ કહ્યું કે "હાલ સીથીયાનો મૂલક જીતવાની શું ઉતાવળ છે? તે તો કોઈ વખતે પણ જીતી શકાશે. માટે મેહેરબાની કરી પેહેલાં યુનાન ઉપર લશ્કર લઇ જાઓ. મારી મરજી છે કે લેસીદીમોન, એથન્સ અને કોરીન્થ, જે યુનાનમાં આવ્યાં છે, તે શેહેરોની ઓરતોને મારી સાહેલીઓ અને દાસીઓ તરીકે રાખું. હાલ દેમોસીડીસ હકીમ જે આપણી દરબારમાં છે તે યુનાન માટે તમને ઘણી ખબર આપશે અને વળી તમારો ભોમીઓ થઇ પડશે." દારાયસે જવાબ આપ્યો કે "તારી મરજી પેહેલે યુનાન ઉપર હુમલો કરાવવાની છે તો દુરસ્ત એ દિસે છે કે પેહેલાં હું થોડાક ઇરાનીઓને દેમોસીડીસની સાથે યુનાન ભણી જાસુસો તરીકે મોકલું કે તેઓ યુનાનમાં જઇ તે મૂલકની સઘળી ખબર બરાબર લાવે કે પછી તે ખબરને આધારે યુનાન ઉપર હુમલો કરવાની હું ગોઠવણ કરૂં."

આ પ્રમાણે રાણી એટોસાએ પોતાનું વચન પાળી દેમોસીડીસને યુનાન મોકલવાની યુક્તિ કરી. ઓરત જાત ઘણાક દેશો અને ઘણીક પ્રજાઓની તવારિખમાં ભાગ લઇ મ્હોટા રાજ્ય દરબારી ફેરફારોનો સબબ થઇ પડે છે તેનો દાખલો રાણી એટોસામાં મળે છે. પાદશાહ દારાયસે તેણીનાં કહેવાને માન આપી યુનાન ઉપર હુમલો કરવાની ગોઠવણ શરૂ કીધી. સેવટે તેણે હુમલો કર્યો અને મેરેથોનની લડાઇમાં તે હાર્યો. એ લડાઇ કેટલીક નામીચી લડાઇઓમાંની એક તરીકે જણાયલી છે. એ લડાઇની હારથી ઇરાનીઓનાં નામને આજ સુધી ખરાબ લાગે છે.

**જે બાનુ માબાપને સાચી નીવડે નહીં, તે ધણીને પણ નીવડે નહીં:—** નીચલી વાર્તા પેહેલા શાપુર રાજાના સંબંધમાં માસુદી કહે છે. તે આ ધડો આપે છે કે તવંગર ધણી મેળવવા માટે એક બાનુએ પોતાના માબાપ તરફ દગો કરવો નહીં જોઇએ. બીજા હાથ ઉપર તે દેખાડે છે કે ધણી મેળવવા માટે હલકી યુક્તિઓનો ઉપયોગ ભવિષમાં ખાવીંદનાં મન ઉપર તેણીનાં મન માટે માઠો વિચાર ઉત્પન્ન કરે છે. એ વાર્તા નીચે મુજબ છેઃ—

કહે છે કે સીરીઆમાં અલહદર (અત્રા)ના મુલકનો જઇજિન નામે રાજા હતો. તેના સીપાહોએ ઇરાની મુલકની સરહદ ઉપર ઘણું નુકસાન કર્યું હતું. તેથી શાપુર પેહેલાએ તેના અલહદર નામના કિલ્લાપર ઘેરો નાંખ્યો. મહીનો દહાડો સુધી ઘેરો નાંખ્યો પણ તે ફાવ્યો નહીં. જઇજિન પાદશાહની નાદીરેહ નામની બેટી હતી. તેણી એક દિવસે કિલ્લાની દિવાલ ઉપર ચઢી હતી અને ત્યાંથી તેણીએ શાપુરને પેગામ કહેવાડયો કે "આ કિલ્લો નહીં છતાય એવો છે, પણ જો તું મને તારી રાણી કરે તો હું તુંને છુપો માર્ગ બતલાવું." શાપુરે કબુલ કર્યું. ત્યારે તેણીએ બાપને દગો દઈ શાપુરને છુપો માર્ગ બતલાવ્યો અને શાપુર કિલ્લામાં દાખલ થયો અને પાદશાહ જઇજનને અને તેનાં લશ્કરને મારી નાંખ્યું અને પછી સરત પ્રમાણે નાદીરેહ સાથે પરણ્યો. પરણ્યા પછી એક રાત્રે તેણીએ આરામ કર્યો હતો. તેણીનું બિછાનું ઘણું નરમ ચીનાઈ રેશમી કપડાંનું હતું. તે છતાં તેણી ફર્યાદ કરવા લાગી કે "કાંઈ ખુચ્યા કરે છે." એમ કહી તેણી આખી રાત સુતી નહીં. સહવારના ઉઠતાં પાદશાહ શાપુર જોએ છે તો ખરેખર બિછાનું લોહીલોવાન થયલું અને તેણીની નાજુક ચામડીમાંથી લોહી નીકળતું. બિછાનું તપાસતાં પાદશાહે જોયું તો તેમાં ગુલાબના ફુલની એક પાતરી પડેલી. તેણીનું શરીર એટલું તો સુવાળું અને નરમ હતું કે ફક્ત ગુલાબનાં ફુલની એક પાતરીથી તે સુમાળી ચામડી ઘસાઇ લોહી નીકળ્યું. પાદશાહ તેની ચામડીના એવા નરમાસથી અજબ થયો અને પુછયું કે "તાહરી ચામડી એટલી નાજુક કેમ? તારો બાપ તુંને શું ખવાડતો હતો?" તેણીએ જવાબ દીધો કે "બકરાં મેંઢા અને ગાયનાં હાડકાંમાંનું ઘી કઢાવતો અને તેને તાજા માખણ અને સફેદ મધમાં મેળવાવતો અને તેને થોડાક સોજા ઘઉંના આટાના સ્વચ્છ મેદામાં મેળવાવતો અને તેને નાનના આકારમાં ગોળ બનાવી ગાયના માખણમાં તળાવતો અને તે મને ખવડાવતો અને પાણીને બદલે સોજો પાંચ વર્ષનો જુનો શરાબ પાતો. હું સાધારણ રોટી કે પાણી તો કોઈ દહાડે ખાતી કે પીતી હતી નહીં". શાપુરે કહ્યું કે "તારો બાપ જે તુંને આવી માહવજતથી ઉધારતો તેની તું થઈ નહીં, અને તેને દગો દઇ મારી નખાવ્યો તો તું મારી શું થવાની છે?" એમ કહી તેણીને મારી નાખી. આ વાર્તા દેખાડે છે કે જેઓ પોતાના માબાપના યા પોતાના નજદીકનાના ન થાય, તેઓ તમારા થાય એવી બાઇબંદીની તેઓથી ધણી આશા રાખતા ના.

**પાંચમો સદગુણ. સ્પેન્ત આર્મઈતી (સપંદારમદ) નાં જેવી:—** અઇવિસ્રૂથ્રેમ ગેહમાં એક ભલી બાયડીનો જે પાંચમો સદગુણ જણાવ્યો છે, તે આ છે કે તેણી સપંદારમદનાં જેવી હોય. હવે સપંદારમદ નામનો નારી ફરેસ્તો, જે જમીન ઉપર પણ મવકલ છે, તેનો એક સદગુણ વૃદ્ધી છે. હવે વૃદ્ધીને ઉદ્યોગ અને કામની વર્જેશ સાથે સંબંધ છે. જમીન પણ વૃદ્ધી કરે છે, ફલફલાદી અને ધાન્ય આપે છે. ત્યારે આ સરખામણી જે સદગુણનો ખ્યાલ આપે છે તે આ કે એક ભલી સ્ત્રીએ ઉદ્યોગી રહેવું, રાત દાહાડો હદસર

કામની વર્જેશ રાખવી. એવી વર્જેશથી ઇરાની બાનુઓ પોતા માટે પતિઓ મેલવવા પામી છે. તેના બે દાખલા મલે છે. એકમાં તો એક બાનુ ઉદ્યોગ અને કામકાજની વર્જેશથી પોતા માટે એક પાદશાહી પતિ મેળવી શકી છે અને બીજામાં એક ઇરાની બાનુ પોતાના પતિનો ગુમ થયલો પ્યાર પાછો મેળવી શકી છે. પેહેલો દાખલો પાદશાહ શાપુરની રાણી તે મેહેરકનુશજાદ નામના ધણીની બેટીનો છે.

**ચાલુ વર્જેશ રાખવાના ફાયદા. પાદશાહ શાપુર અને મેહેરકનુશજાદની બેટીની વાર્તા:**—પાદશાહ શાપુર એક એકાંતવાસમાં પડેલી બાનુ સાથે શાદી કરી તેણીને પોતાની રાણી કરવા પામ્યો હતો. તેની આ નીચલી વાર્તા સર્વને ઉદ્યોગી અને મેહેનતુ થવાનો ધડો આપે છે :—

કહે છે કે અરદેશર બાબેગાને ઇરાનનાં રાજને પાછું સ્થાપી પોતાના મુલકને આબાદ કરી કેટલાક કાસદોને હિંદુસ્તાનના કએદ રાજા આગળ મોકલ્યા કે જે આગલી પાછલી વાર્તા સેતારેશનાસીની મદદથી જાણતો હતો. તેણે પુછાવ્યું કે "ઇરાનની સલતનતનાં ભવિષ્ય માટે તું શું કહે છે" ? કએદ રાજાએ કહેવાડયું કે "ઇરાનની સલતનત તારાં અને મેહેરકનુશજાદ એ બેઉ ખાનદાનોથી પગભર થશે." મતલબ કે "એ બેઉ ખાનદાનનાં બેટા બેટી પરણશે અને તેઓને પેટે અવતરેલું ફરજંદ તે સલતનત ચાલુ રાખશે." હવે મેહેરકનુશજાદ અર્દેશર બાબેગાનનો દુશ્મન હતો. તેથી પાદશાહને પસંદ પડયું નહીં કે તેના ખાનદાન સાથનાં સંબંધથી ઉતરેલું કોઇ ફરજંદ ઇરાનની સલતનત ઉપર આવે. તેથી તેણે એ મેહેરકનુશજાદનાં ખાનદાનનાં છોકરાંઓને મારી નંખાવ્યાં. પણ તેની એક બેટી જે ત્રણ વરસની હતી, તેને દેહેકાનોએ છુપાવી રાખી, તેથી તેણી બચી ગઇ. તે દેહકાનોએ તેણીને એક બુર્જીગર યા ખેડુતને સોંપી કે તે તેણીને પાળીને ઉધારે. તેણી તે ખેડુતને ઘરે રહી રાત દહાડો ઉદ્યોગથી કામ કરી એક ઘણી મજબુત બાંધાની તંદરોસ્ત ઓરત તરીકે ઉછરી.

હવે એક દહાડે અરદેશર બાબેગાનનો છોકરો શાપુર શેકાર કરતો કરતો તેણીનાં ગામ આગળ આવ્યો. તે થાકી ગયો હતો. તે વખતે તેણી એક મશકથી પાણી ખેંચી ચોપગાં ઢોરોને પાણી પાતી હતી. તેણીએ શાહજાદા શાપુરને અને તેના સવારોને પાણી પાવા માગ્યું. પણ શાપુર, જે થાકી ગયો હતો, તેણે ચીરડાઇને કહ્યું કે "દૂર થા, તું રીમન બાયડી. તારૂં પાણી અમોને ખપ નહીં લાગે." (1) એમ કહી તેણીને દૂર કરી, પોતાના સવારોને કહ્યું કે "તમો બાલદી કુવામાં ફેંકો અને પાણી ખેંચો કે આપણે બાજ લેઇએ." (2) એ હોકમ સાંભળી તે સ્વારો પાણીની તે બાલદી ખેંચવા લાગા. પણ તે મોટી અને ભારી હોવાથી પાણી સાથે તે કોઇ પણ ઘણી ખેંચી કાહાડી શકયું નહીં. તે ઉપરથી શાહજાદો ગુસ્સે થયો કે "શરમ છે કે તમો આ ઓરત કરતાં પણ કમજોર છેઓ." પછી શાહજાદાએ પોતે જોર વાપરી તે પાણી ખેંચી કાહડયું. પછી તે સ્ત્રીએ તે બાલડી ખેંચી કાહાડી પોતાનું જોર દેખાડયું. શાપુર આ છોકરીનું જોર જોઇ અજબ થયો. પછી તેણે તેણીની હકીકત પુછી. તેણીએ કહ્યું કે તેણી તે ગામના બુર્જીગરની બેટી હતી. શાપુરે માન્યું નહીં કે બુર્જીગરને પેટે આવી કદાવર અને સોહામની બેટી પેદા પડે.

---

(૧) "બરા જેહ રીમન! લેન્મન મય એ લક પવન કાર લા આવાયદ" (કાર નામે એ અર્દેશર બાબેગાન બાબ ૧૭ ફ. ૫. એરવદ એ. કે આંટીયાની આવૃતી પાનુ ૫૬ લીટી ૪-૫).

(૨) "હીચક વલ ચાહ રમીતુનીત ત મય આહનજીત વદ લેન્મન વાજ વખદુનીમ." (લીટી ૭-૮).

તેથી તેણે તેણીને ખરેખરી હકીકત ફરીથી પુછી. ત્યારે તેણીએ કબુલ કીધું કે તેણી મેહેરકનુશજાદની છોકરી હતી. પછી શાપુરે તેણીની ઉપર ફીદા થઇ, તેણીની સાથે શાદી કીધી.

આ બાબત શાપુરે પોતાના બાપથી છુપી રાખી હતી, કારણકે જો બાપ (અરદેશર) જાણે કે તેણે મેહેરકનુશજાદની છોકરી સાથે લગન કર્યાં છે તો તે ગુસ્સે થાય. હવે શાપુરને એ બાયડીને પેટે એક છોકરો અવતર્યો. તેણે તેને હોરમજદ નામ આપ્યું. તે છોકરો બાહાદુર અને હીંમતવાન ઉધર્યો. તે સાત વરસનો થયો, ત્યારે એક દહાડે બીજા છોકરાઓ સાથે દડીદાવ રમતો હતો. રમતાં રમતાં તેઓનો દડો જ્યાં અરદેશર બાબેગાન બેઠો હતો, ત્યાં જઇ પડયો. કોઇ પણ છોકરાએ પાદશાહની હજુરમાં જઈ તે દડો ઉઠાવી લાવવાની હીંમત કીધી નહીં. પણ હોરમજદ, જે પોતે પાદશાહી ફરજંદ હતો અને જેનામાં પાદશાહી લોહી હતું, તેણે પાદશાહની હજુરની દરકાર કીધી નહીં, અને એક બાળક, પોતાના બાપ બપાવા આગળ વગર અચકાવે જાય તેમ, અરદેશર આગળ દોડયો અને દડો લઇ આવ્યો. અરદેશર તે બાળકની હીંમતથી અજબ થયો અને તેને અટકાવીને પુછ્યું કે તે કોણનો છોકરો હતો. હોરમજદે હીંમતથી કહ્યું કે "હું શાપુરનો બેટો છું." પાદશાહ તે સાંભળી અજબ થયો અને શાપુરને તેડાવી સઘળી હકીકત પુછી. શાપુરે માફ માગી સઘળી હકીકત કહી. અરદેશર મનમાં હસ્યો અને ધાર્યું કે "હિંદુસ્તાનના કએદ રાજાએ જે કહયું હતું, તે આખરે બન્યું." પછી તેણે હોરમજદને પ્યારથી ગોદમાં દાબ્યો અને ઉધારવા માંડયો.

આ વાર્તા દેખાડે છે કે શાપુરની બાયડી પોતાની બચગીમાં રાત દહાડો વર્જેશ રાખી, પાણી ખેંચવા જેવાં કામમાં પણ ઉદ્યોગી થઇ મજબુત બાંધાની બની તો તેણી પોતાની બાજુના બળે એક શાહજાદાની પ્રીતિ મેળવી શકી.

**વર્જેશનો બીજો દાખલો. બેહરામગોર અને આજદેહની વાર્તા:**—નીચલી વાર્તા જેમ એક હાથ ઉપર આ દેખાડે છે કે એક બાનુ જાયુક કામકાજથી તંદરોસ્ત અને મજબુત નીવડે છે, તેમ બીજા હાથ ઉપર બોધ આપે છે કે એક બાનુ માટે એક સદગુણ વાતચીતમાં તાજીમ તવાજો છે.

વાતચીત ( Conversation ) પણ એક હુન્નર ગણાયો છે. એકની એક ચીજ એક જન એક રીતે કહે અને બીજો બીજી રીતે કહે તેમાં ફરક છે. આપણી પેલી કહેવત છે કે "માએ! પાણી આપ" અને "બાપની બઇરી! પાણી આપ" એ બેઉની મતલબ એકજ હોવા છતાં તેમાં ફેર છે. પેહેલા શબ્દોમાં જે મીઠાસ છે, તે બીજામાં ગેરહાજર છે. હવે એવા એકમેક તરફ મીઠા શબ્દો વાપરવા એ ધણીધણીયાણી માટે ઘરસંસારનું સુખ જાળવવા માટે અગતનાં છે. એવી સભ્યતા અને મીઠાશની વલણ ઘર માંહે આપણને તાલીમ આપી ઘર બાહેર પણ તે અખત્યાર કરવાના માર્ગમાં મેલે છે. એક ઇરાની બાનુએ તેમ નહીં કરવાથી નીપજેલાં માઠાં પરીણામનો દાખલો આપણને આપણા ઇરાનના પાદશાહ બેહરામગોરની એક બાનુના સંબંધમાં મળે છે.

કહે છે કે એક વખત બેહરામગોર શેકારગાહે ગયો. તેની સાથે એક ઇરાની બાનુ હતી. તેણીનું નામ આજદેહ હતું. તેણીની ખાહેશ ઉપરથી બેહરામગોરે તેણીને તીરંદાજી ઉપરનો પોતાનો કાબુ દેખાડયો. એક હરણ જંગલમાં સુતેલું હતું. બહેરામગોરે એક તીર એવી તો સીફતથી તેની ઉપર માર્યો કે તે ફકત તેના કાનની કોરેથી ધીમેથી ઘસાઇ પસાર થયો. તે એવો તો સફાઇથી ફકત તેના કાનને નરમ રીતે લાગી પસાર થયો કે

તે હરણે ધાર્યું કે તેના કાન ઉપર માંખ બેઠી છે. તેથી તેણે પોતાનો એક પગ કાન તરફ ઉઠાવ્યો કે માખને ઉરાડે અને જરા ધવડે. તે તેમ કરતું હતું કે બેરામગોરે એક બીજો તીર એવી તો સફાઇથી અને નમાશથી માર્યો કે તેના પગની ખરી અને જાંગ બેઉની વચ્ચે તે તીર પેસી રહ્યો અને બેઉ સીવાઇ ગયાં. બેહરામગોરે સભ્યતાને ખાતર આશા રાખી કે આજદેહને ખાતર તેણીના કહેવાથી તીરંદાજીનો આ હુનર તેણે દેખાડયો હતો, તેથી તેણીને તે હુન્નર પસંદ પડશે. પણ તેણીએ વાતચીત અને સભ્યતાનો તરીકો જાળવીને બે બોલ કદરશનાસીના યા તારીફના કહેવાને બદલે કહયું કે "નેકુ કર્દન અઝ પુર કર્દન અસ્ત" એટલે "એક ચીજ સંપુર્ણ રીતે કરવાથી તે સારી રીતે થાય છે" (Practice makes perfect). હવે તેણીનું કહેવું બરાબર હતું કે "એક માણસ રાત દાહાડો એક ચીજનો માહવરો રાખી એક ચીજ સંપુર્ણ રીતે કરવાની કોશેશ કરે તો તે સારી રીતે કરી શકે છે." પણ તેણીએ એ શબ્દો કવખતે, જ્યારે નહીં કહેવા જોઇતા હતા ત્યારે કહ્યા. પાદશાહે તેણીને ખાતર પોતાનો હુન્નર વાપરી જે તીરંદાજીનો નમુનો દેખાડયો હતો, તે માટે તેણીએ પેહેલે બે સારા શબ્દોથી ઉપકાર જાહેર કરવો હતો અથવા તેના હુન્નરની સીફ્રત યા કદરશનાસી કરવી હતી. તેને બદલે તેણીએ ઠંડા દીલથી ઉપલા શબ્દો કહી જાણે પાદશાહને કહેવા માગ્યું કે "એમાં તેં શું બાહાદુરી કીધી? તું રાત દહાડો એ કામની વર્જેશ રાખે છે તેથી તું સરસ તીરંદાજી કરી શકે છે." પાદશાહ ઠંડા દીલના આવા શબ્દોથી ગમગીન થયો અને તેણે તે બાનુને પોતાની દરબારથી દૂર કરી.

કહે છે કે તેણી એક એકાંતવાસમાં જઇને રહી અને ત્યાં એક નાનું વાછર્ડું દરરોજ પોતાની પીઠ ઉપર ઉંચકી પોતાનાં મકાનના દાદર ઉપર ચહડવા લાગી. તુરતના જનમેલાં નાનાં વાછર્ડાંને લઇ દાદર ચહડવો એ કાંઇ ભારી યા મુશ્કેલ કામ નથી. પણ તેણીએ તે કામ ચાલુ રાખ્યું. દરરોજ તે તેમ કરતી. તેથી દરરોજ તે વાછર્ડું થોડું થોડું વજનમાં વધતું જતું હતું, તે છતાં તેણીને તે ભારી લાગતું ન હતું. એમ ચાર વર્ષ સુધી તેણીએ દરરોજ પોતાની વર્જેશ ચાલુ રાખી તેથી તે ચાર વરસના અરસામાં જોકે તે વાછર્ડું ઉધરીને મોટી ગાય બન્યું તોપણ તેણી તે ગાયને આશાનીથી ઉંચકીને દાદર પર ચહડી જતી હતી.

હવે એ ચાર વરસના અરસાબાદ એક વર્ષે શાહ બેહરામગોર શેકાર કરતો કરતો ત્યાં આવી પોંહતો. તેણે ત્યાં પોતાની છાવણી નાંખી. તે છાવણીમાંથી પેલી બાનુ, જેણીને, તેણીએ પોતાના મોહડા ઉપર બુરખો નાખેલો હતો તેથી, તે પીછાણી શકયો નહીં, તેણીને તેણે એક મોટી ગાયને એમ પીઠ ઉપર ઉઠાવી દાદરપર ચહડી જતી જોઇ. તેથી તે તેણીનું જોર જોઇ હેરત થયો. તેણે પોતાના સાથીઓને તેણીની આગળ મોકલ્યા કે તેણીને પુછે કે આવા મોટા વજનની ગાયને ઉંચકી તેણી શી તરેહ ઉપર ચહડી જાય છે? તે દરબારીઓ તેણીની આગળ ગયા અને તેણીને એ બાબે કારણ પુછ્યું. તેણી જાણતી હતી કે તેણીનાં ઘર સામે પાદશાહ બેહરામગોરે આવીને છાવણી નાખી છે અને એ પુછવા આવેલા ધણીઓ તેના દરબારીઓ હતા. તેથી તેણીએ કહયું કે "પાદશાહ સીવાય કોઇ બીજાને એ બાબે હું ખોલાસો કરીશ નહીં. જો પાદશાહ પોતે મારે ત્યાં આવશે તો હું ખુશીથી તેનો ખુલાસો કરીશ." એ મુજબ દરબારીઓએ જઇને બેહરામગોરને કહેવાથી તે પોતે તેણીને ત્યાં ગયો અને તેણીનાં કૌવત માટે સવાલ પુછયો. તેણીએ ફક્ત ઉપર જણાવેલા આગલા આ શબ્દો બોલી કે "નેકુ કર્દન અઝ પુર કર્દન અસ્ત" એટલે "એક

ચીજ સંપુર્ણ રીતે કરવાથી તે સારી રીતે થાય છે." અને પોતાનાં મોહ ઉપરનો બુરખો ઉંચકી નાખ્યો. પાદશાહે તેણીને તુરત પીછાણી. તેણીએ ખોલાસો કીધો કે રાત દહાડાની વર્જેશથી તેણી આવી મોટી ગાયને ઉંચકવાને શક્તિવાન થઈ હતી. તેણીએ પાદશાહને એમ કહીને દેખાડયું કે તેના શેકારગાહમાં તેની તીરંદાજીના હુન્નર બાબે તેણીએ જે ઉપલા શબ્દો કહયા હતા, તે પણ એજ મતલબે હતા. પાદશાહ બેહેરામગોર આ વાત જાણી ખુશી થયો અને તેણીને પાછી પોતાના મેહેલમાં દાખલ કીધી.

આ વાર્તા જે બોધ આપે છે તે આ કે આપણે કોઇ કામ ફતેહમંદીથી કરવાને માટે વર્જેશ રાખવી અને હીમ્મત અને સબુરી રાખવી. એક કામ પેહેલે મુસ્કેલ દેખાય પણ રફતે રફતે હીમ્મત અને સબુરી સાથે તે અખ્તયાર કર્યાથી તે આસાન થઇ પડે. માટે દરેક કામની વર્જેશ રાખવી અને તેની પાછળ હીમ્મતથી મંડવું.



# કારખાનાનો ઉધોગ.(૧)

"ઉસેહિસ્તત મષયાક સ્તઓત અષેમ યત વહિસ્તેમ નિસ્ત દએવ. અએષ વો દૂરઇતે બુષ્યાંસ્ત દરેગો ગવ, હા વિસ્પેમ અહુમ અસ્તવન્તેમ હકત રઓચનેમ ક્રધ્રાતો નિખબ્દયેઇતિ. ખ્વફ્સ દરેઘો મષયાક નોઇત તે સચઇતિ."

(વંદીદાદ પરગરદ ૧૮ ફ. ૧૬.)

અર્થ—ઓ આદમીઓ! બીદાર થાઓ. સર્વથી સરસ અશોઇની સ્તુતી કરો. નાબુદ કરો દેવોને. તે લાંબા હાથવાળો (એટલે લાંબા હાથ કરી સુવાડી રાખનાર) બુષ્યાસ્ત (નામનો આળાસાઇનો દેવ) તમારી ઉપર ધસી આવે છે, તે સઘળી હાડમંડ દુનિયાને બામદાદને વખતે જાગૃત થતાંને વાર ઉંઘમાં નાંખે છે. ઓ આદમીઓ! લાંબા વખત સુધી સુઇ રહેવું તમોને લાયક નથી."

**આજનો અવસર:**—આજનો દિવસ તમો ભાઇઓને મનથી એક પવિત્ર દિવસ છે, કારણકે તે તમારાં કારખાનાઓના સ્થાપક મરહુમ સર દીનશાજી માણેકજી પીટીટની પાંચમાં વર્ષની બાજનો દિવસ છે. તમોએ એ મરનાર શેઠની બાજ પેહેલે વર્ષે કીધી હતી, ત્યારે એવણના "દીનશાહ" નામને અનુસરતી એક બાબત કે "ખરી દીનદારી તેજ પાદશાહી" તે ઉપર મેં થોડુંક વીવેચન કીધું હતું, જે મારી "જરથોસ્તી ધર્મ સંબંધી ભાષણો અને વાયેજો, ભાગ બીજો," નામની ચોપડીમાં પ્રગટ થયું છે. આજે હું તેવાજ પ્રસંગે તમો સનમુખ બીજી વાર ઉભો છું. મરહુમ સર દીનશાજીની બાજનો દિવસ તમારે મનથી પવિત્ર છે, કારણ કે તેવણનું નામ તમોને વાહાલું અને પ્યારૂં છે. જે ધણીએ સ્થાપેલાં કારખાનાઓમાં તમો ભાઇઓ તમારી પ્રમાણીક રોટી પેદા કરો છો તે ધણીનાં નામને તમો યાદ કરો અને તે ધણી તરફ તમારી ઉપકારી લાગણી તમો જાહેર કરો એ તમો ભાઇઓને માનભર્યું છે. એટલુંજ નહીં પણ એવે દિવસે ભેગા મળી બે ઘડી તમારા ખોદાને યાદ કરી તેવણની જીંદગી ઉપરથી તમો બે ભલા વિચારો કરો અને તેવણની ભલાઇ યા ખુબીની નકલ કરવાનો જરા ખ્યાલ કરો તો તે તમારા ફાયદા માટેનું પણ છે. એ મરહુમ શેઠનું નામ જેમ તમોને પ્યારૂં અને માનીતું છે તેમ મને પણ છે. તેથી તેવણની બાજનો આજનો દિન મારે મનથી પણ પવિત્ર છે, કારણ હું પણ તેવણ સાહેબને કેટલીક રીતે ખાસ કરી જવાન વિધાર્થી તરીકે કેળવણી લેતી મારી જીંદગીને વખતની મદદ માટે આભારી છું.

હવે આજનો દીન મારે મનથી એક બીજા ગ્રહસ્થના મરણના દિવસ તરીકે પણ પવિત્ર છે. જ્યારે તમો ભાઇઓ તરફથી મારા ભલા મિત્ર એરવદ નોશરવાનજી બરજોરજી દેસાઈ મેહેરબાનીભર્યું આમંત્રણ મારી હજુર લાવ્યા, કે આજના દિવસે મારે તમો હજુર થોડાક શબ્દો બોલવા, ત્યારે મેં ભાઇ નોશરવાનજી દેશાઇને પેહલો સવાલ આ કર્યો

(૧) આ વિષય ઉપર રોજ ૧૮ મો માહા ૮ મો શેહેનશાહી સને ૧૨૭૫ યજદજર્દી તા૦ ૨૯ મી એપરેલ ૧૯૦૬ને દીને, મરહુમ શેઠ જીજીભાઈ દાદાભાઈની ૫૭) મી બાજને દીન, જે દિને મરહુમ સર દીનશાજી માણેકજી પીટીટ પહેલા બારોનેટની પાંચમી બાજ એવણની મીલોના પારસી કામદારોએ "આલબલેસ બાગ"માં કીધી હતી, તે દિને જશન તમામ થવા બાદ સાંજે ૫-૪૫ (સ્ટેનડર્ડ ટાઇમ) ને અમલે એક જાહેર વાયજ કીધી હતી.

કે "તમો જાણો છો કે તે રસ્ને રોજનો દિવસ મારાં મનથી બીજી રીતે પણ પવિત્ર છે?" મેં તેવણુને કહ્યું કે "તે મારા હસ્તકની કોલાબાની દરેમેહેરના માનવંત સ્થાપક મરહુમ શેઠ જીજીભાઇ દાદાભાઇની બાજના દિવસ તરીકે પવિત્ર છે". આજે તેવણુની ૫૭) મી બાજ છે. મેં તેવણુ સાહેબને જોયા હતા નહીં કારણુ હાલ મને ૫૨) મું વર્ષ ચાલે છે. મેં તેવણુને જોયા હતા નહીં કે વાપર્યા હતા નહીં પણુ તે છતાં તેવણે સ્થાપેલાં ધર્માલય સાથના મારા મરહુમ પીતાજીના તેનાં સ્થાપન વખતથીજ ચાલુ થયલા સંબંધને લીધે, અને ત્યાર પછી મારા સંબંધને લીધે, તેવણુનું પરોપકારી નામ મારે મનથી પનોતું, પ્યારૂં અને પવિત્ર છે. જેમ વારે ઘડીએ કહેવાય છે કે એક માણુસ કેટલીક હદે સંજોગોનું બચ્ચું (a child of circumstances) છે, તેમ હું છું. તેવણે સ્થાપેલી દરેમેહેરની સાથના સંબંધે, આજે જેમ હું છું તેમ, મને ઘણી હદે બનાવ્યો છે. એ સબબે હું કોઇક સાલ તેવણુની બાજને દીને કોઇ બાબત ઉપર જાહેરમાં વીવેચન કરતો હતો. તેથી જ્યારે મને આજે તમો હજુર ઉભું રહેવાનું આમંત્રણુ થયું ત્યારે મેં જોયું કે આજે બે મરનાર બેશી ગ્રહસ્થો—મમાવા અને દીકરીના દીકરા,—જેઓનાં નામો મારે મનથી પવિત્ર છે, તેઓની બાજનો અવસર મને સાથે પાળવાનો છે.

એ બેઉ સાહેબોની જીંદગીમાં એક ચીજ સામાન્ય છે અને તે આ કે બેઉ ગ્રહસ્થોએ પોતાના વખત પ્રમાણેના પોતાના વખતના ઉદ્યોગો ખીલવવાને કોશેષ કીધી હતી. મરહુમ સર દીનશા પોતાના વખતમાં મીલ ઉદ્યોગના શાહ ગણાતા હતા. હવે મરહુમ શેઠ જીજીભાઇ દાદાભાઇના વખતમાં હાલનાં કારખાનાંઓ ન હતાં, પણુ રૂ દાબવાનાં પ્રેસોનો ઉદ્યોગ વધુ હતો. તેવાં પ્રેસો ચલાવવામાં તેવણે આગેવાન ભાગ લીધો હતો. વળી પોતાની ઘરની સ્ટીમરો ફેરવવાનો એક ઉદ્યોગ, જે હાલમાં આપણુા પારસી ટોળાના તવંગરોમાં જોવામાં આવતો નથી, તે ૧૯ સદીના પેહેલા અર્ધા ભાગમાં આપણુામાં ચાલુ હતો, અને તેમાં મરહુમ શેઠ જીજીભાઇ દાદાભાઇનો આગેવાન ભાગ હતો. કહે છે કે 'કનાર્ક' નામની સ્ટીમર પેહેલી ફરતી કરવામાં તેવણુનો આગેવાન હાથ હતો. ત્યારે એ બેઉ મરનાર બેશીઓએ આપણું શેહેરનો ઉદ્યોગ વધારવામાં આગેવાન ભાગ લીધો હતો. માટે આજનો મારો ઉદ્યોગનો વિષય અવસરને અનુસરતો ગણુાશે.

**મર્ઘાનો ઉદ્યોગ માટે પોકાર:**—વંદીદાદમાં જણુાવવા પ્રમાણે મર્ઘો દરરોજ સવારના પોહોરમાં પાછલી રાત્રે વાસે છે ત્યારે ગોયા શરૂઆતમાં જણુાવેલો પોકાર કરે છે અને એ પોકાર જો કોઇના કાને વધારે પડતો હોય તો તે તમો આપણુા શેહેરનાં રૂ કાંતવા અને વણુવાનાં કારખાનાઓમાં જતા કામદાર ભાઇઓના કાને વધારે પડતો હોવો જોઇએ. માટે મારો આજનો વિષય જે "કારખાનાના ઉદ્યોગ" નો છે તે માટે, તમો, જેઓને સવારે સકારેથી ઉઠી કારખાનાઓમાં જવાનું છે, તેઓને દરરોજ સંભળાતા મરઘો વાસવાના ઉપલા અલંકારીક શબ્દો મારા આધાર તરીકે મેં લીધા છે.

વંદીદાદ મુજબ મર્ઘાનો આ પોકાર, એક કવિના નીચલા શબ્દો સમાન બીદાર કરનારા છે:—

"Make haste, O man, to do
Whatever must be done;
Thou hast no time to lose in sloth
Thy day will soon be gone.

"Up, then, with speed and work;
Fling ease and self away;
This is no time for thee to sleep
Up, watch and work and pray!"

કહે છે કે આગળના વખતમાં કોઇક કારખાનાંઓ યા જાહેર આવજાવનાં મકાનો જેવાં કે મુસાફરખાનાઓ યા આસાએશનાં મકાનો પોતાના દરવાજા ઉપર કોઇ ધ્યાન ખેંચનાર યા કોઇ ભાન આપનાર નિશાણી તરીકે કોઇ ચીજનું ચિત્ર મેલતા. જો મને પુછવામાં આવે કે આપણા શેહેરનાં કારખાનાઓએ એવી શું નિશાણી મેલવી તો હું વંદીદાદના ઉદ્યોગ માટેના ઉપલા સુચક ફકરા મુજબ એક મર્ઘો જણાવું, કે મીલ-વાળા સાહેબો જો પોતાનાં કારખાનાના દરવાજા ઉપર એક "મર્ઘો"નું ચિત્ર મેલે તો બરહક છે. તે એક ભલા સગન સમાન ગણાય. ખાસ કરીને તમો મીલોના કામદારો, જેઓને મર્ઘાના પોકાર સાથે બીદાર થવાનું છે, તેઓ માટે તે બરહક નિશાણી ગણાય. મારા સાંભળવામાં આવ્યું છે કે મુંબાઇનાં એક કારખાનાને હિંદુ કામદારો "મર્ઘાચી ગીરણી" એવે નામથી ઓળખે છે, કારણકે તેના દરવાજા ઉપર એક મર્ઘાની નિ-શાણી છે. તે ત્યારે એક વાજબી સુચક નિશાણી છે.

**વીસ્પરદના શબ્દો:**—હવે મર્ઘો વાસવાના આવાજ સાથે બીદાર થનારાં ઉદ્યોગી જરથોસ્તીઓ માટે આપણી વીસ્પરદમાં એક ઠેકાણે એવાજ શીખામણના બીજા શબ્દો કહેલા છે, જે ઘણા ગોર કરવા લાયક, અને ધ્યાન પોંહોચાડવા લાયક છે. તેમાં કહે છે કે "અવ પધો અવ જસ્તે અવ ઉશિ દારયદ્વેમ મજદયસ્ન જરથુસ્ત્રયો, દાઇત્યનામ રથ્વનામ હ્વર્શતનામ ષ્કયઓથનનામ વરેજાઇ. પઇરિ અદાઇત્યનામ અરથ્વનામ દુજવર્શતનામ ષ્કયોથનનામ વરેજાઇ વરેજ્યતામ્ચ ઇધ વોહુ વાસ્ત્રય. ઉયમ્ન અનુબ્નાઇશ દરત."

(વીસ્પરદ કરદો ૧૫ ફ. ૧.)

અર્થ—ઓ જરથોસ્તી માજદયસ્નાનો! તમારા પગો, હાથો અને હોશીયારી મજબુત રાખો. લાયક સખાવતનાં ભલાં કામો કરવા માટે, નાલાયક કરખતનાં બુરાં કામો કરવાથી દુર રેહવા માટે. અહીં ભલો ઉદ્યોગ તમો કરો. તંગીમાં આવી પડેલાંઓને વગર તંગીના કરો.

આ ફકરામાં ઉદ્યોગી થવા માટે બે પ્રકારની શીખામણ દે છે.

૧. એક આ કે તમારા હાથ અને પગને મજબુત રાખો એટલે કે તમારાં તનને કસ્તા રહો, શરીરને કસરત આપતા રહો, તનને દરૂસ્ત રાખતા રહો. તંદરોસ્તી સર્વથી ઉત્તમ નેયામત છે. આપણી તંદરોસ્તી જાળવવી કેટલીક હદે આપણા હાથમાં છે. સ્વચ્છ રીતે રેહવું, સાદો ખોરાક લેવો, તનને કસરત આપવી એ તંદરોસ્તી જાળવવાનાં સાધનો છે.

૨. બીજું આ કે હુશીયારી રાખો. તનને દરૂસ્ત રાખો તેમ મનને પણ દરૂસ્ત રાખો. જેમ તનને કસરત આપવાથી અને સાદો સુતરો મજબુત ખોરાક આપવાથી તે દરૂસ્ત રહે છે, તેમ મનને પણ કસરત આપવાથી અને તેને સાદો સુતરો ખોરાક આપવાથી તે મજ-બુત અને હુશીયાર રહે છે. મનનો ખોરાક તે જ્ઞાન છે. એટલે ત્યારે ઉદ્યોગી થવા માગતાં માણસે પોતાનાં મનને પણ ખોરાક આપતા રહેવું. ફરસુદને વખતે વાંચણના શોખથી મનને ચાલાક રાખતા રહેવું.

હવે એવી રીતે તન અને મનને દરૂસ્ત રાખી ઉદ્યોગી રહેવાથી શું ફાયદા થાય છે, તે એ ફકરામાં જણાવ્યા છે. ત્યાં કહે છે કે તેથી લાયક સખાવતનાં ભલાં કામો થાય અને નાલાયક કરખતનાં ભૂંડાં કામો નહીં થાય.

હવે એ ઉદ્યોગનાં કામો દરેક માણસ જૂદાં જૂદાં એકલાં કરે તેનાં કરતાં તે કેટલીક વખતે સાથે થવાથી વખતની વેંહેચણી અને કામની વેંહેચણી ( division of time and labour ) થી વધારે સારી રીતે થાય છે.

**કારખાનાના હમકારો :**—આજે તમો એક કારખાનાના હમકારો અત્રે ભેગા મળ્યા છેઓ. કારખાનું ( કાર-ખાને ) એ ફારસી શબ્દ છે, જેનો અર્થ 'કામ કરવાનું ઘર' થાય છે. એ અર્થે "કારખાનું" શબ્દ ઘણા બોહળા અર્થે વપરાવો જોઇએ. પણ આપણામાં તે હાલ ફકત તે યાંત્રીક ( Mechanical ) બળથી યા હાથથી કામ કરવાનાં મકાન યા જગાનેજ લાગુ પાડવામાં આવે છે. પણ ખરૂં જોતાં તો દરેક ધણીનું પોતાનું કામ કરવાનું મથક તે તેનું કારખાનું ( કામ કરવાની જગ્યા ) ગણાવું જોઇએ. મારી ઓફીસ તે મારૂં કારખાનું. એક તબીબનું દવાખાનું, જ્યાં તે પોતાનો ધંધો મોટે ભાગે કરતો હોય તે તેનું કારખાનું ગણાય.

હવે એક કારખાનાનાં માણસો તે 'હમકારો' ગણાય. આપણામાં આપણે આપણા રોજોના સંબંધમાં હમકારા બોલીયે છીએ. દાખલા તરીકે અરદીબેહેસ્ત, આદર, સરોશ અને બેહેરામ તે આતશના હમકારા ગણાય કે જ્યારે લોકો ખાસ કરી આતશકદેહોમાં જાય છે. બહમન, મોહોર, ગોશ અને રામ તે બહમન અમેશાસ્પંદના હમકારા ગણાય છે. નૌસારીમાં વળી 'હમકાર' શબ્દ ખાસ મોબેદીનો પેશો કરનાર માટે બોલાય છે. દાખલા કરીકે કહેવામાં આવે છે કે "આજે હમકાર સાથનું ખાણું છે," એટલે કે "મોબેદીનું કાર ( કામ ) કરનારા સર્વ મોબેદોનું ખાણું છે." ત્યારે હમકાર એટલે કે એક જાતનો ધંધો કરનારા. ત્યારે આજે તમો એક કંપનીનાં કારખાનાના હમ-કારો ભેગા મળેલા છેઓ. આજના જેવો મેળાવડો જેમ તમારી મીલોના મરહુમ સ્થાપક તરફ ભલી લાગણી દેખાડવા માટેનો, તેવણનાં રૂહને યાદ કરવા માટેનો, તેમ તેવણની જીંદગી ઉપરથી સાથે ભેગા મળી ધડો લેવા માટેનો છે. વળી તમો સાથે ભેગા મળી તમારા કાર ( કામ ) માટે કેટલોક ભલો વિચાર કરી શકો. તે ભલા વિચારમાં આ ભલો વિચાર હોવો જોઇએ કે આપણુ સર્વએ, આપણુ સઘળા હમકારોએ આપણાં પોત પોતાનાં કારખાનામાં દીલસોજીથી આપણું કામ કરવું. "કારખાનાનાં સેંકડો અને હજારો માણસમાં આપણી શી બીસાદ છે? ફલાણો બરાબર કામ નથી કરતો તો આપણે શું કામ તણાઇ તુટીએ?" એવા વિચારોથી કામ કરવું તે બરાબર "હમકાર"નું કામ નહીં. સર્વએ પોતાની શકતી પ્રમાણે પોતાનાં અંતઃકરણ પ્રમાણે કામ કરી બનતી ચહડતી પ્રકારની કોશેસ કરવી.

**કારખાનાનો ઘંટ :**—અવસ્તાના જમાનામાં પણ લોકો એકી વખતે એક જગ્યાએ 'હમકાર' તરીકે ભેગા મળી કામ કરતા તેનો ઇસારો વંદીદાદ ( પરગરદ ૧૪ પ. ૧૧ ) માં મળે છે. જ્યાં કામદારોને કામપર બોલાવવાનાં યા કામથી ફારેગ કરનારા ઘંટને એક સખાવતમાં તોજેશ તરીકે આપવાની ચીજ ગણી છે. ત્યાં કહે છે કે જો કોઇ ધણીએ સગે આબી નામનાં ઉદ્યોગી પ્રાણીને માર્યું હોય તો તેણે તેની તોજેશ તરીકે કેટલીક ચીજો ધર્મ ખાતે આપવી જોઇએ. તેમાં કામદારોને પાછો બોલાવવાનો એક ઘંટ ( કાંસ્ત્રેમ પઇતિશ હરેંજેમ વરેજયન્તેમ) છે.

**ખરાં જીગરનું કામ :**—આપણે આપણાં કારખાનાઓમાં દરેક ખરાં જીગરથી કામ કરીએ, તો તે એક પ્રમાણીક કામ ગણાય. ફીડીયસ એક મોટો પુતળાં કાતરનાર (sculptor) હતો. એક દાહાડો એક પુતળું, જે એક ઘણી ઉંચી બેઠક ઉપર મેલવાનું હતું, તે ઉપર

તે કામ કરતો હતો. તે તેના પછવાડેના બાલ ઘણી તપાસથી કોતરતો હતો. ત્યારે એક જણે તેને કહ્યું કે "શાને કાજે પછવાડેના બાલ ઉપર એટલી બધી મેહેનત લે છે? એ પુતળું આટલું ઉંચે મુકવાનું છે તે પછવાડે કોણ જોવાનું છે?" ત્યારે ફીડીઅસે જવાબ દીધો, કે "કોઇ નહીં જોશે તો ખોદા જોશે." એટલે ત્યારે આપણ સર્વએ "આપણો ઉદ્યોગ ખોદા નિહાળશે," એવા વિચારથી પ્રમાણિકપણે કરવાનો છે.

**ઉદ્યોગમાં આપ બળપર વિશ્વાસ:**—દરેક કામ આપણે ખોદાતાલાનું નામ દઇ કરવું. તે દાદારની યારી માંગીને શરૂ કરવું. તેમ તે સાહેબનું નામ લઇ શરૂ કરી પોતાનાં મનમાં મક્કમ વિચાર બાંધવો કે તે કામની ફતેહનો આપણ પોતા અને પોતા ઉપરજ આધાર છે. આપણ ચાહીશું તો તેને ફતેહમંદ કરીશું. એમ શરૂ કરી ઘડી ભર જાણે ખોદાને ભુલી જઇ પોતાનાં બાજુબળ અને મન-બળ ઉપરજ વિશ્વાસ રાખી કામ કરવું. કામ કરી પાછું તે દાદાર તરફજ જોવું. જો કામ પાર પડયું હોય તો તે માટે દાદારનો આભાર માનવો. જો તે નિષ્ફળ નીવડે તો તે દાદાર ઉપર વિશ્વાસ રાખવો કે તે નિષ્ફળતા કોઇ ભવિષની ફતેહ માટેજ હશે અથવા જગનાં કોઇ ભલાં માટેજ હશે.

**મોટી ઉમરે પણ ઉદ્યોગ ચાલુ:**—એક મોટી ઉમરના માણસે પોતાનો જવાનીનો ઉદ્યોગ મોટી ઉમરે કમી કરવાનો નથી, એવા વિચારથી, કે "બસ મેં મારી જવાન વયે ઘણું કીધું છે." નહીં, તેણે સમજવું જોઇએ કે એક લખનાર કહે છે તેમ—

"The duties of life are commensurate to its duration, and every day brings its task, which if neglected, is doubled on the morrow."

એટલે "જીંદગીની ફરજો જીંદગીની લંબાઇના પ્રમાણમાં છે. દરેક દિવસ પોતા સાથે પોતાનું કામ લાવે છે કે જે જો ગફલતી દેખાડી હોય તો બીજે દાહાડે વધે છે."

**આ જેહાનનો ઉદ્યોગ ભવિષમાં પણ કામ આવશે:**—આપણે સાધારણ રીતે બોલીયે છીએ કે "નેકી કરો કે બીજી જેહાનમાં તે કામ આવશે." હવે નેકી એટલે એક નેક અથવા ભલું કામ. ઉદ્યોગ પણ એક નેક અથવા ભલું કામ છે. આપણે કોઇક વાર કોઈ ઉમરે પુગેલા માણસોને કેહેવાનું સાંભળીયે છીએ કે "હવે કાંએ હલદે-શરી કરો છો?" એ શબ્દો ભુલભરેલા છે. ઉદ્યોગનો નતીજો આ જીંદગી સાથે તમામ થતો નથી. જેમ કોઈ પણ પ્રકારની ભલી તજેહ તેમ ઉદ્યોગ એક માણસને તેનાં મરણ બાદ પણ ઉપયોગી છે. મરણની જીંદગી પછી કોઇ ચાલુ જીંદગીની હાલતનો માર્ગ ખુલ્લો છે. માટે આ જીંદગીની ઉદ્યોગી તજેહ કાંઇ ભલું ભવિષ ધરાવે છે.

**ઉદ્યોગને વખત ( Time ) સાથે સંબંધ:**—ઉદ્યોગ વખત ઉપર બરાબર ધ્યાન આપવાથી થાય છે. આપણામાં ગાહમ્બાર કરવા એ સવાબનું કામ ગણાયું છે. કારણકે "ગાહમબાર"ને ગાહ એટલે વખત સાથે કામ છે. જે ધણી "ગાહ" એટલે "વખત"નો સારો ઉપયોગ કરે તે જાણે પલેપલ ગાહમ્બાર કરે છે. મર્ઘાનો પોકાર પવિત્ર છે, કારણ તે આપણને "ગાહ" વખતની યાદ આપે છે. તમારાં કારખાનાનો ઘંટ પણ, જેમ દેવલનો કે દરેમેહેરનો કે મંદીરનો ઘંટ પવિત્ર છે, તેમ તમારે મનથી પવિત્ર હોવો જોઇએ, કારણ તે તમોને વખતની યાદ આપે છે.

**એક કારખાનાનો સઘળો પાયો બર વખત ઉપર છે:**—એક કારખાનાની સર્વ ફતેહનો આધાર એમ વખત ઉપર છે. કારખાનું ચાલ્યું કે વખતસર માણસો

બાબર હોય તો કારખાનાની શક્તિ ( Power ) ફોકટ બર્થ નહીં જાય. એક ખાતાંમાં બરાબર વખતે માલ આવે તો બીજા ખાતાંમાં કામ લાગે, નહીં તો ત્યાં ખોટી થાય અને નુકશાન જાય.

**કારખાનાના ઉદ્યોગે વ્યવસ્થા (order) અને કરકસર શીખવવી જોઇએ :—** કારખાનામાં તમો સઘળું વ્યવસ્થા પ્રમાણે જુઓ છો. તેમ નહીં હોય તો કારખાનું નિષ્ફળ ગણાય. તે વ્યવસ્થાની તમોએ તમારા સંસારમાં પણ નકલ કરવી જોઇએ.

**ઉદ્યોગી તે અશો—** જે માણસ ઉદ્યોગી હોય તે હંમેશાં નિયમીત કામ કરે છે. અને નિયમ ( order ) તે અશોઇનું બીજું રૂપ છે. ઉદ્યોગી આદમીને ભુંડા વિચારો યા કામો માટે વખત રહેતો નથી.

**ઉદ્યોગ એક ધર્મી કામ :—** ઉદ્યોગ એક ધર્મી કામ છે, તે તેના ધાતુ મુજબના અર્થ ઉપરથી દીસે છે.

ઉદ્યોગ એટલે શું? ઉદ્યોગ શબ્દ અસલમાં સંસ્કૃત છે. તે उद्द to draw out, to raise એટલે "ખેંચી કાહાડવું, ઉંચે કરવું," ધાતુ ઉપરથી નીકળ્યો છે. એજ ધાતુનો બીજો અર્થ to save "બચાવવું" થાય છે. ત્યારે ઉદ્યોગ એટલે કે "આપણી તે કોશેસ, કે જે આપણને આપણી ઉતરતી હાલતમાંથી બાહાર ખેંચી કાહાડી ચહડતા કરે, ઉંચા કરે," અથવા "આપણી તે કોશેસ કે જે આપણને પડતી હાલતમાંથી બચાવે." ત્યારે આપણો ઉદ્યોગ આપણો તારનાર (saviour) છે અને આપણી ચહડતી કરનાર છે.

**ઉદ્યોગ બંદગી સમાન :—** બંદગીમાં તમો શું માંગો છો? અહુમાઇ રએસ્યની બંદગીમાં તમો ૧, ખોરેહ અથવા નૂર. ૨, તનને દરૂસ્તી. ૩, દોલત. ૪, જાતી અક્કલના ફરજંદ. ૫, લાંબી જીંદગી. ૬, બેહેસ્ત વિગેરે માગો છો.

એ સઘળાં ઉદ્યોગથી મળે છે. ખોરેહ યાને નૂર જે મનની ચાલાકીનું એક રૂપ છે, તે ઉદ્યોગી રહી જ્ઞાન પ્રાપ્ત કરવાથી હાંસલ થાય છે. ઉદ્યોગથી તન મજબુત અને દરૂસ્ત રહે છે. ઉદ્યોગ કરવાથી દોલત પ્રાપ્ત થાય છે. ઉદ્યોગી જીંદગીથી જીંદગી લાંબી થાય છે.

હવે કદાચ આએ સમજ નહીં પડે કે ઉદ્યોગથી ( ક ) જાતી અક્કલનાં ફરજંદ કેમ આવે અને ( ખ ) બેહેસ્ત કેમ મળે? પણ ધીરજે વિચાર કરતાં તે આપણને સમજ પડે છે.

( ક ) ઉદ્યોગી થાઓ તો તમો તને અને મને ચાલાક થાઓ, અને વિદ્યા શીખાડે છે કે એક બાપનો વારસો, તન અને મનની દરૂસ્તીમાં અને હુશીયારીમાં બચ્ચાંઓ મેળવે છે.

( ખ ) બીજું ઉદ્યોગ કરો તો તમો તમારી હાલત બેહેતર ( વધારે ભલી ) કરો, પછી આસ્તે આસ્તે સૌથી ભલી (બેહસ્ત) કરો. બેહેસ્ત શું છે? તે કાંઇ નહીં પણ અંગ્રેજી શબ્દ best પ્રમાણે ચહડતી હાલત છે.

ઉદ્યોગ જે બંદગી સમાન છે તે બંદગીમાં માંગેલી ઉપલી દુઆઓ બર લાવે છે. તેમાં એક દુઆ જે આપણું ખાસ ધ્યાન ખેંચે છે, તે આ છે કે જાતી અક્કલના ફરજંદવાળા થવું. એ દુઆ ત્યારે આપણને લગનની યાદ આપે છે.

**પરણેલી જીંદગી ઉદ્યોગી કરવા માટેનું સાધન :—** દરેક જવાન કામદારને હું જો કોઇ બાબતમાં અગતની ભલામણ કરૂં તો તે આ કે તન અને મનને દરૂસ્ત રાખી

ઉદ્યોગ કરી પરણેલી જીંદગી ગુજારો. લગન એક લાયક કામ છે. તે એક ભલું કામ છે અને તે જવાન લાયક ઉમરે કર્યું હોય તો તે સવખતનું કામ ગણાય. આપણામાં ખોટો ખ્યાલ બેસતો જાય છે કે ગરીબોએ પરણવું નહીં, અને પૈસાવાળાઓએજ પરણવું. ગરીબો પણ પરણેલી જીંદગી ગુજારી પોતાની જીંદગીને વધારે ભલી કરી શકે. સવખતે પરણેલી જીંદગી ગરીબાઇ લાવતી નથી, પણ શકતી, તવાનાઇ, તવંગરી લાવે છે અને ગરીબાઇ ટાળે છે. એક લખનારના આ શબ્દો છે કે—

"To tell the truth however, family and poverty have done more to support me than I have to support them. They have compelled me to make exertions that I hardly thought myself capable of; and often when on the eve of despairing, they have forced me like a coward in a corner, to fight like a hero not for myself but for my wife and little ones."

એટલે "કુટુંબ અને ગરીબાઇને ટેકો આપવા માટે મારે જેટલું કરવું જોઇએ તેના કરતાં ખુદ કુટુંબ અને ગરીબાઇએ મને પોતાને ટેકો આપવા માટે વધારે કર્યું છે. કેટલાંક કામો, જે કરવાને હું શકતીવાન થઇશ એવો મને ખ્યાલ પણ નહીં હતો તેવાં કામો કરવાને એઓએ (એટલે કુટુંબ અને ગરીબાઇએ) મને ઉલટ આપી ફરજ પાડી છે અને જ્યારે હું એવાં કામોમાં ફતેહ મેળવવાની આશા છોડી દેવાની તૈયારીમાં હતો, ત્યારે તેઓએ મને એક પેહેલવાનની માફક મેહેનત કરવાને અને મુશ્કેલીઓ સામે લડવાને ઉશ્કેર્યો છે અને તે મારા પોતા માટે નહીં પણ મારી બાયડી માટે અને મારાં વાહલાં બચ્ચાં માટે."

કદાચ કોઇ સાહેબો એમ વિચારે કે બાયડી અને બચ્ચાં છોકરાં તેઓના કલબોની યા વાડીવંતરની મોજને આડે આવે, તેઓ પાછલનો ખર્ચ, ખાણી પીણીનો ખરચ ફાજલ પાડે નહીં. તો તેઓ માટે એક લખનારના શબ્દો ધ્યાન પુગાડવા જોગ છે કે

"What a delicious breath marriage sends forth!
The violet's bed not sweeter. Honest wedlock
Is like a banqueting-house built in a garden,
On which the spring flowers take delight
To cast their modest odours.

એટલે "લગન કેવો સ્વાદીશ્ત પમરાત આસપાસ પાથરે છે! એક સુગંધી ફુલનો કયારો પણ એના કરતાં ખુશબોદાર નહીં હોય. પ્રમાણીક લગન બાગમાં બાંધેલું એક જીઆફતખાનું છે કે જ્યાં વસંત રૂતુનાં સુગંધી ફુલો પોતાનો નાજુક પમરાત પાંથરવામાં મજાહ લે છે."

તમો એમ ધારો કે પરણેલી જીંદગી નહીં ગુજારવાથી આપણે જરા દોલત એકઠી કરીશું. હા, કદાચ તમો તેમ કરશો. પણ દોલત શા કાજે છે? તમો તે જરા કદાચ વધારે રાહત મેળવવા માટે જરૂરની ધારો પણ જે રાહત પરણેલી જીંદગીની દોલત આપે છે, તેવી રાહત બીજી કોઇ દોલત આપે નહીં. એ બાબે એક લખનાર કહે છે કે,

"The treasures of the deep are not so precious
As are the concealed comforts of a man

Lock'd up in woman's love;—I scent the air
Of blessings, when I come but near the house."

એટલે "એક ઓરતના પ્યારમાં વીટળાયલા માણસને, નહીં જાહેર પડે એવી રીતે પ્રાપ્ત થતાં સુખો જેટલાં કીંમતી છે, તેટલો મહાસાગરોની પતાલમાં સમાયલો ખજાનો કીંમતી નથી. એવા માણુસનાં ઘર આગળ હજુર તો હું આવી પોંહચ્યું છું તેટલામાં ઇશ્વરની સઘળી જાતની કૃપાથી ભરેલી હવાનો જાણે હું શ્વાસ લેતો હોઉં તેમ મને લાગે છે."(૧)

એજ સબબે આપણા વંદીદાદ (પરગરદ ૪ ફ. ૪૮) માં કહે છે કે પરણેલો અને બચ્ચાં છોકરાંવાળો એક કુમારા કરતાં વધારે દોલતવાન થવાનો સંભવ છે. ત્યાં કહે છે કે "પરણેલી જીંદગી ગુજારનાર કુટુંબકબીલાવાળો અને ફરજંદવાળો એવાં સુખનાં સાધનો નહીં ધરાવનાર કરતાં વધારે ભલી મનશાનીવાળો અને વધારે દોલત ધરાવનાર થાય છે. તે પોતાના દુશ્મનો સામે વધારે બળતવારીથી થાય છે. ટુંકમાં તે તન અને મનની બદીઓ સામે વધારે હીમ્મતથી લડે છે."

હવે તમારાં ફરજંદો જાતી અક્કલવાલાં જન્મી ભલાં નીવડે તે માટે તેઓના ઉધરભાવ ઉપર તમોએ ધ્યાન આપવું જોઇએ. એવા ધ્યાન આપવાના સવાલોમાં ખોદા ન કરે ને તમારી કજારજાએ તેઓની તપાસનો સવાલ આવે છે.

**ઉદ્યોગી માણસ માટે પરણેલી જીંદગીનો જોખમ ઓછું કરનાર એક સાધન વીમો**:—તમો કારખાનાના કામદાર ભાઇઓને લાયક સવખતનાં ભલાં કામોમાં એક બીજાં કામ માટે હું ખાસ ભલામણ કરૂં તો તે આ છે કે ઉદ્યોગી થઇ તમો સવખતે કાંઇ સાચવો કે જે તમોને બરવખતે કામ લાગે. આજે મળ્યું તે આજે ખાધું અને કાલને કાલપર મેલવી એવી જીંદગી નહીં ગુજારવી. આપણા ખરચમાં કરકસર કરવી. મોટી ઉમર માટે યા અડી ભીડી માટે કાંઇ સાચવવું.

આપણુ સર્વએ યાદ રાખવું જોઇએ કે આપણુ આપણા પોતા માટેજ જીવતા નથી. પણ તે દાદારે સરજેલું છે કે સર્વએ એવા ખ્યાલથી જીવવું કે તે બીજા માટે પણ જીવે છે. હવે એવા બીજાઓ કે જે માટે આપણે જીવીએ છીએ અથવા જીવવું જોઇએ તે આપણાં પોતાનાં જન ફરજંદો છે. માટે કારખાનાના સર્વ ભાઇઓને પોતાનાં જન ફરજંદ માટે કાંઇ ગોઠવણ કરવાની જરૂર છે. તે માટે હું સર્વને ભલામણ કરીશ કે તેઓએ પોતાની જવાન વયથીજ પોતાની જીંદગીનો વીમો ઉતરાવવો. એવા આગમચેતી સાથનાં ઉદ્યોગનો દાખલો એક કીડી પુરો પાડે છે.

**કીડી ઉદ્યોગની નિશાણી**:—કીડી એક ઉદ્યોગી પ્રાણી ગણાયું છે. તે આપણુને સવખતે કામ કરી લેવા માટે સારો બોધ આપે છે. કહે છે કે પોતે ચોમાસાં આગમચ પોતાના દરમાં અનાજ સંગ્રી રાખે છે કે તે ચોમાસાંના દિવસો ઉપર કામ લાગે. વળી અનુભવીઓ કહે છે કે આવતી મોસમ જો સુકી અને વરસાદ વીનાની જવાની હોય તો તેની જાણે કીડીઓ અગમચેતી કરે છે કારણ તેઓ તે વર્ષે હંમેશ કરતાં દર સાલ કરતાં વધારે દાણો પોતાના દરમાં ભરી રાખે છે.

---

(૧) જુઓ મારી "અવસ્તા જમાનાની ઘર સંસારી જીંદગી."

# “ થોડાંક ભલાં વચનો.”

“ આસ્તુયે હૂખ્તેમ વચો.” (યજશને હા. ૧૨ ફ. ૯).

**અર્થ**—સારાં બોલાયલાં વચનોને હું વખાણુંછું.

આજે આપણાં ટોળાંના ગુજર પામેલા એક જાણીતા પુરૂષ, મરહુમ શેઠ બેરાંમજી જીજીભાઇનાં મરણનો વાર્ષીક દીવસ છે. આજે તેવણની ૧૬ મી બાજનો દીવસ છે. તે દીવસ ઘટતી ક્રિયા સાથે પાળવાને આજે તેવણે સ્થાપેલાં કેળવણી ખાતાં “ ધી બેરાંમજી જીજીભાઇ પારસી ચેરીટેબલ ઇન્સ્ટીટયુશન ”ના આગલા અને હાલના વિદ્યાર્થીઓ અને શિક્ષકો અત્રે મળ્યા છે. એ કેળવણી ખાતાના વિદ્યાર્થી ભાઇઓએ એક મંડળી સ્થાપી છે. તે મંડળીના ઓનરરી સેક્રેટરીએ જ્યારે આજના પ્રસંગે તેઓની મંડળી મારફતે તેઓ સઘળા અને બીજા સાહેબો સનમુખ બે શબ્દો બોલવાનું મને આમંત્રણ કર્યું ત્યારે તે આમંત્રણ મેં મોટી ખુશી સાથે કબુલ રાખ્યું. આપણા કોઇ પણ આવાં આબરૂદાર મંડળો મને આવાં કામ માટે આમંત્રણ કરે છે ત્યારે તે ખુશી સાથે કબુલ રાખવાને હું યત્ન કરૂં છું. પણ આ પ્રસંગે વધુ ખુશી સાથે મેં એઓનું આમંત્રણ કબુલ રાખ્યું છે કારણ કે મરહુમ શેઠ બેરાંમજી સાથે, હું તેવણના મરહુમ નેકબખ્ત પિતાજી શેઠ જીજીભાઇ દાદાભાઇએ સ્થાપેલી દરેમેહેરના ધર્મગુરૂ તરીકે, વધારે ઘાડા સંબંધમાં આવ્યો હતો.

આજને માટે થોડાક શબ્દો બોલવાનું આમંત્રણ કબુલ રાખી જ્યારે હું વિચાર કરવા બેઠો, કે મારે શું બાબત ઉપર બોલવું, ત્યારે મારો પેહેલો વિચાર આજના પ્રસંગ ઉપર ગયો, કે આજનો પ્રસંગ શું છે ? મેં વિચાર કીધો કે આજનો પ્રસંગ ‘ બાજ ’ નો છે માટે ‘ બાજ ’ના સંબંધમાં મારે કાંઇ બોલવું.

**બાજ એટલે શું ?**—બાજ એ આપણો પેહેલવી શબ્દ ‘ વાજ ’ છે જે અવસ્તાનો ‘ વચ ’ અથવા ‘ વાચો ’ છે. અવસ્તાના એ શબ્દનો અર્થ “ વચનો ” અથવા “ શબ્દો ” થાય છે. પેહેલવીમાં એ શબ્દ એક ટુંકી બંદગી અથવા ભણતરને અર્થે વપરાય છે. ‘ બાજ ધરવી ’ અથવા ‘ બાજ લેવી ’ એવા શબ્દોમાં તે એ અર્થે વપરાય છે. અવસ્તાનો ‘ વચ ’ અથવા ‘ વાચો ’ શબ્દ તે સંસ્કૃતનો વાચા શબ્દ છે, જેનો અર્થ જેમ ‘ બોલી ’ અથવા ‘વચન’ થાય છે, તેમ ‘ પવિત્ર ભણતર ’ (sacred text) પણ થાય છે. એ ‘ વચ ’ શબ્દ વચ = vocare એટલે બોલવું ઉપરથી નીકળેલો છે. ત્યારે ધાતુ પ્રમાણે ‘ બાજ ’ એટલે ‘ વાચ ’ અથવા ‘ વચન. ’ બાજ કરવી એટલે કાંઇ શબ્દો યા વચનો બોલવાં, ખાસ કરી કાંઇ ધાર્મીક ભણતરનાં પવિત્ર વચનો બોલવાં. “ કોઇ મરનારની બાજ કરવી ” એટલે કે મરનારના સંબંધમાં કાંઇ શબ્દો બોલવા, પછી તે

---

(૧) આ વિષય ઉપર “ ધી બેરાંમજી જીજીભાઈ સ્ટુડન્ટ્સ એસોસીએશન ” મારફતે, ગાથા ૧ લો સને ૧૨૭૫ તા૦ ૯ મી સપટેમબર ૧૯૦૬ ને વાર આદીતને દીને, મરહુમ શેઠ બેરાંમજી જીજીભાઇ સી. એસ આઇ. ની ૧૬ મી બાજને દીને જ્યારે એવણનાં એ કેળવણી ખાતાંના શિક્ષકો અને વિદ્યાર્થીઓએ એવણની બાજનું જશન કીધુ હતું ત્યારે, જશન પછી, જરથોસ્તી અનજુમનનાં આતશ બેહરામનાં મરહુમ શેઠ દાદાભાઇ નશરવાનજી કનત્રાકટરવાળાં દીવાનખાનામાં સાંજે ૫-૩૦ અમલે એક જાહેર વાએજ આપી હતી.

શબ્દો, ધર્મગુરૂઓ, નેમી આપેલા ધર્મનાં ભણતરો મુજબના, બોલે કે મરનારના સંબંધમાં તેના બેલીઓ યા મિત્રો બોલે. રેવાજી ભાષાએ એ શબ્દોને પેહેલા અર્થ સાથે ખાસ કરી જોડી રાખ્યા છે. કોઇ પણ રીતે આજે મરનારની નઇઅતે કાંઇ વચનો બોલવાનો અવસર છે. એ વિચાર ઉપરથી મેં આજનો મારો વિષય "થોડાંક ભલાં વચનો" એ નામનો પસંદ કર્યો છે.

**આજનો વિષય**—હવે "થોડાંક ભલાં વચનો" એ વિષય પસંદ કરતાં મને વિચાર આવ્યો કે થોડાંક ભલાં વચનો બોલતાં ખુદ એ મરનારનાં પોતાનાં થોડાંક ભલાં વચનો બોલવાં તે વધારે દરૂસ્ત અને પ્રસંગને અનુસરતું છે. મરહુમ શેઠ બેરામજી જીજીભાઇ એક કહરેલ, ડાહ્યા અને અનુભવી ગ્રહસ્થ હતા. તેવણુને મોડેથી અવારનવાર શિખામણના શબ્દો, ખાસ કરીને કોઇને શિખામણ દેવાને ખાતર નહીં, પણ ભલી વાતચીતમાં સાંભળેલા મને યાદ છે. મને મુંબઈમાં એવણુની મેહરબાનીભરી મેહેમાનદારી ચાખવાની અવારનવાર તક મળી હતી, તે ઉપરાંત, હું એક નાનો બાળક હતો ત્યારે, મારા મરહુમ પિતાજી સાથે મેં તેવણુની એક વખત પુનામાં અને એક વખત મેથેરાન ખાતે મેહેમાનદારી ભોગવી હતી. વળી મારા પિતાજીનાં મરણ બાદ પણ મારી મોટી ઉમરે મેં એક બીજી વખત પુનામાં અને મેથેરાનમાં અને એક વખત ખંડાલામાં એવણુની મેહેમાનદારી થોડા થોડા દિવસો ભોગવી હતી. તે મેહેમાનદારી વખતે મેં એ મરનાર ગ્રહસ્થથી જે થોડાંક ભલાં વચનો સાંભળ્યાં હતાં, તે ભલાં વચનો ઉપર આજે હું થોડુંક, મારી તરફના વધારા સાથે, વિવેચન કરવા માંગું છું. હું કાંઇ ફક્ત તેવણુનાં થોડાંક ભલાં વચનોજ તમોને આજે કેહવા માંગતો નથી, પણ તે વચનો ઉપરથી સુજ પડતા વિચારો અને બીજા દાનાવોનાં કહેલાં થોડાંક ભલાં વચનો અને વિચારો તમારી હજુર રજુ કરવા માંગું છું, કે જેથી આપણ સર્વને, અને ખાસ કરી એવણુનાં કેળવણી ખાતાનાં નામ સાથે જોડાયલાં આ મંડળના જવાન ઉધરતા સભાસદો અને વિદ્યાર્થી ભાઇઓને કોઇ નીતિજનક બોધ મળે.

**માણસની જીંદગી ઉપર અસર કરનારાં ત્રણ ખાતાંઓ**—કહે છે કે એક માણસની જીંદગીને મુખ્ય કરી નીચલાં ત્રણ ખાતાંઓ રૂપ લેતાં ( mould ) કરે છે.

૧ રાજ્ય ( State ).

૨ દીન ( Church ).

૩ કેળવણી ખાતાં ( University or School ).

હવે એક માણુસ ભલી જીંદગી ગુજારે તેનો આધાર ત્રણ જરૂરીઆતો ( requirements ) ઉપર છે.

૧ સારી વ્યવસ્થા, સારો કારોબાર ( Order ).

૨ વર્તણુક ( Conduct ).

૩ જ્ઞાન ( Knowledge ).

એ ત્રણ જરૂરીઆત સાધનો ઉપર ઉપલાં ત્રણ ખાતાંઓ ઓછો વધતો અમલ કરે છે, અસર કરે છે, યા કાબુ ચલાવે છે.

શેહેરમાં યા દેશમાં આજુબાજુ સારી વ્યવસ્થા અથવા કારોબાર ચાલે તેનો આધાર રાજ્ય ઉપર છે.

એક ધણીની સારી માઠી વર્તણુક ઉપજાવવાનો કેટલોક આધાર તેની દીન ઉપર છે. જ્યારે હું દીન કહું છું, ત્યારે એમ નહીં, કે તે ધણી ફકત જરથોસ્તી દીનનો કે ખ્રીસ્તી દીનનો કે ઇસલાંમી દીનનો હોય, તે ઉપર આધાર છે, પણ તે પોતાના રેહબર તરીકે જે એતેકાદ ધરાવતો હોય, જે ઉંચા પ્રકારનો ખ્યાલ બાંધતો હોય તે ઉપર છે. અલબતે તે જે જાણીતી દીનનો હોય તે દીનના સારા વિચાર તેની ઉપર અસર કરે. પણ તે છતાં તે દીન કેમ પાળવી, દીનનાં જરૂરનાં તત્વો કેમ અમલમાં મેલવાં, એ કેટલીક હદે તેનાં પોતાનાં આકીન ઉપર આધાર રાખે છે.

ગ્નાનનો આધાર તે દેશનાં કેળવણી ખાતાંઓ (યુનીવરસીટી કે સ્કુલો) ઉપર રહે છે. આજે હું એક કેળવણીખાતાં ( school ) તરફથી એક ધર્માલય ( church ) માં ઉભો છું. એ કેળવણી ખાતાંના સભાસદો પોતાની દીનનાં ફરમાન મુજબના એક મેળાવડામાં ભેગા મળ્યા છે.

હવે વાજબી રીતે કહેવામાં આવે છે કે કેળવણી ખાતાંએ દીનથી છુટું પડવું નહીં જોઇએ. બેઉએ સાથે સાથે, હાથ સાથે હાથ મેળવી કામ કરવું જોઇએ અને ભલા શહેરીઓ ઉત્પન્ન કરવા જોઇએ. એ બેઉ સાથે સાથે કામ કરી રાજ્ય (State) ને પણ મદદ કરે છે.

ત્યારે એક કેળવણી ખાતાંના તમો વિદ્યાર્થીઓ જો દીનમાં જે ભલું હોય તે જાળવી રાખો તો તે એક શુભ કામ છે. દરેક જરથોસ્તીની નેમ, અને કેળવાયલા વર્ગોની ખાસ કરીને નેમ, આગળ અને આગળ વધારા (Progress) ની હોવી જોઇએ. પણ યાદ રાખવું કે હંમેશાં ખરો સુધારો અને વધારો જુનામાં જે સોના જેવું હોય તેને જાળવી રાખે છે. એક લખનાર કહે છે તેમ " ખરો સુધારો જીંદગીની જે જુની હાલત મેલી દે છે તે હાલતમાં જે સુંદર અને સરસ હોય છે તે સર્વને જાળવી રાખે છે. તે ખરી અગતની ચીજનો જરાકમાં જરાક નાનો ભાગ, કે ખરી કિમતી બાબદનો એક નજીવો ભાગ પણ, જ્યાં સુધી કે તે કોઇ વધારે ખરી ચીજ યા વધારે બેહેતર ચીજમાં તે મળતું જોતો નથી ત્યાં સુધી, જતો રહેવા દેતો નથી."(1)

આપણા ઉઘરતા જવાનોએ ધર્મ સંબંધી બાબતમાં આગળ વધવાની ઉતકંઠા ( Progressive spirit ) જાળવવી, પણ આગલા વધારાનો નાશ કરવાની રૂઢી (destructive spirit) જાળવવી નહીં.

**બાજ જશનના મેળાવડાઓ**—આપણા જવાનોને શોભાભર્યું છે કે તેઓ પોતાની ઉપર ઉપકાર કરનારાઓની સેવાની કદર આવા મેળાવડાઓથી બુજે છે. આપણામાં હાલ આપણી કોલેજો અને નિશાળોના પારસી વિદ્યાર્થીઓ તરફથી આગળ કરતાં વધુ જશનો થવા માડયાં છે. તે બાબે કેટલીક વાર કહેવામાં આવે છે કે તેમાં શામેલ થનારાઓ, જેવો ભક્તિભાવ દેખાડવો જોઇએ તેવો દેખાડતા નથી, પણ તે મેળાવડા સાથે જોડાયલાં ખાનાં-પીનાંની મજાહ તરફ વધુ જોય છે. આજનો મેળાવડો દેખાડે છે કે આજે આ કેળવણી ખાતાંના વિદ્યાર્થીઓ ખાનીપીની વગર બાજનાં જશનની ક્રિયામાં શામેલ થયા છે.

---

(1) Sound progress is ever conservative of all that is finest and best in the old life it leaves behind ; it does not allow one jot of true substance, one tittle of true worth to pass away till it is fulfilled in something true and better. (Good Words. December, 1889.)

એવા મેળાવડાઓ આવકારદાયક છે. તેઓ એક પ્રકારે પોતાનાં ખાતાંના સ્થાપક તરફ ભલી લાગણી દેખાડે છે, એટલુંજ નહીં, પણ તે ખાતાંના આગલ અને હાલના સભાસદોને એક પ્રકારની ભાઇબંધીની ઐકયતા ( Fellowship ) માં જોડે છે. એવા મેળાવડાઓ પોતાની દીનની સંગીન્તાની લાગણી ( sense of the solidarity of the Church ) દેખાડે છે. જેમ એક ટોળાએ પોતાની રાજદ્વારી જીંદગીને યા સંસારી જીંદગીને હંમેશાં તેને લગતા મેળાવડાથી યા વિચારથી ખીલતી યા રોશન રાખવી જોઇએ, તેમ તેણે પોતાની ધાર્મીક જીંદગી પણ ખીલતી રાખવી જોઇએ. ડા૦ ડ્રમન્ડ કહે છે કે "જેમ આપણી જીંદગીના બીજા ભાગો (યાને બીજી ચપળતાઓ) આપણે ટેકવી રાખવાની છે, તેમ આપણી ધાર્મીક જીંદગી પણ ટેકવી રાખવાની છે."[1]

ત્યારે આવા આભારી લાગણી સાથના ધાર્મીક મેળાવડાઓ આપણા લોકોની ધાર્મીક જીંદગીને તેજસ્વી રાખનારાં સાધનો છે. કદાચ કોઇ કહે કે એમાં શામેલ થનારાઓ પોતે જેવો જોઇએ તેવો અંગત ભાગ લેતા નથી, પણ ધર્મગુરૂઓ ઉપરજ રહેવા દે છે. હવે આપણા જવાનો એવા મેળાવડામાં જાતે ભાગ લે, પોતે બંદગી કરી ખોદાતાલાની યાદ કરે, અને ભજનોમાં ભાગ લે તે પસંદ કરવા જોગ છે. પણ જો તેમ ઘણું નહીં થાય, તો જે પણ થોડું થાય, તે ગનીમત છે. તેઓ પોતે અંગત ભાગ નહીં લે પણ આવા મેળાવડાઓ કરી તેમાં હાજર થઇ દીલસોજી દેખાડી બે ઘડી શાંત મગજે તે દાદારનો વિચાર કરે, તે પણ ગનીમત છે. એક જણે કહ્યું કે, "મેં સવારે નાસ્તા પર ઇંડું ખાધું અને હમણાં રાતે પુડીંગમાં પણ ખાઉં છું." એ શબ્દોની મીસાલ આપણા આવા મેળાવડાઓને કેટલીક હદે લાગુ પડી શકાશે. જો આપણા જવાન ભાઇઓ પોતે બંદગીમાં અને આવા મેળાવડાઓમાં અંગત ભાગ લે તો તે પોતે ઇંડું નજરે પડતી રીતે ખાધા બરાબર છે. પણ પુડીંગમાં ખાધેલું ઇંડું નજરે પડતું નથી, તેમ કાંઇ નહીં તો આવા ધાર્મીક મેળાવડાઓમાં લીધેલો ભાગ પુડીંગમાં ખાધેલાં અણદીઠ ઇંડાંની માફક પોતાની અસર ઉપજાવ્યા વગરનો નથી.

**મરનારની ઘરસંસારી જીંદગી**—હવે આજે "થોડાંક ભલાં વચનો" હું બોલનાર છું તે વચનોની સુચના મને તમારાં ખાતાંના મરનાર સ્થાપકની પોતાની જીંદગી ઉપરથી અને તેવણથી સાંભળેલા શબ્દો ઉપરથી મળી છે. આજે હું મરનારની જીંદગીની હકીકત ઉપર બોલવાને ઉભો નથી. પણ તે છતાં મેં મરનારની જીંદગીની કારકીર્દીનો સામટો ખ્યાલ બાંધવાના વિચારથી મારા મિત્ર, મી૦ પેસતનજી નશરવાંનજી વાડીઆ જેવણ, મરનાર સાથ વધુ અતલગના સંબંધમાં આવ્યા હતા, તેવણથી, એવણની જીંદગીની હકીકત જાણવા માંગી હતી. તેવણે એવણની જીંદગીનું પોતે રચેલું એક નાનું વૃતાંત મારી ઉપર મેહેરબાની કરી મોકલ્યું છે તે વાંચવા ઉપરથી અને તેવણથી સાંભળેલા સખુનો ઉપરથી હું આજે ત્રણ પ્રકારનાં ભલાં વચનો ઉપર થોડુંક વિવેચન કરવા માંગું છું.

I ફરજંદોએ પિતા તરફ ભક્તિભાવ દેખાડવો.

II કોઇનું ભુંડું ન કરવું.

III સર્વ બાબતોમાં મધ્યમપણું અને સમતોલપણું જાળવવું.

I **માબાપ તરફ ભકિતભાવ**—મરનારની જીંદગીનાં ઉપર જણાવેલાં વૃતાંતમાં મરનાર માટેના આ શબ્દોએ મારું ખાસ ધ્યાન ખેંચ્યું. "તેવણ એક ફરમાનબરદાર બેટા,

(૧) "The Religious life needs keeping up just as the other parts of our life need keeping up." (Stones rolled away p. 20).

એક ભલા ખાવીંદ, એક સાચ્ચા મિત્ર અને ઉપયોગી શેહેરી (a dutiful son, a good husband, a stanuch friend and a useful citizen) હતા.

હું એવું માનનારાઓમાંને એક છું કે એક માણુસ ગમે તેવો મોટો (great) હોય તેથી તેનાં ટોળાંનું યા પ્રજાનું, તેનાં શેહેરનું યા દેશનું સાર્થક થવાનું નથી. તે મોટો હોવા સાથે બંન્ને (great and good) હોવો જોઇએ. હવે જેઓ ઘર માંહે ફરમાનબરદાર બેટા અને ભલા ખાવીંદ નિવડયા હોય તેઓ ઘર બાહર પોતાની મોટાઇ (greatness) સાથે ભલા નિવડવાનો સંભવ રહેછે. જેઓ ઘર માંહે પોતાનાંઓના નહીં થાય તેઓ ઘર બાહર બીજાનાંઓના થાય, એમ બનવાનો ઘણો થોડો સંભવ છે. જેઓ ઘર માંહે ભલા હોય તેઓ ઘર બાહર પણ ભલા નિવડવાનો સંભવ હોય છે.

હવે ઉપર જણુાવ્યા મુજબ મરનાર પોતાના પિતા તરફ પુત્ર તરીકે ભક્તિભાવ દેખાડનારા પુરૂષ હતા. પિતા તરફનો ભક્તિભાવ (filial piety) એવણુનો એક સદગુણુ હતો. તેવણુ પોતાના પિતા માટે હંમેશાં માન અને આભારી લાગણી સાથે બોલતા. એ બાબતનો મળેલો અનુભવ મને આજે પણુ યાદ આવે છે. મરનાર સાથના સમાગમમાં જે પેહેલો બોધ મને મળ્યો હતો તે એ બાબતનો હતો. હું આસરે ૧૨) વર્ષની ઉંમરનો હોઇશ, કે જ્યારે હું મારા મરહુમ પિતાજી સાથે ક્રીસ્ટમસના તેહેવારનાં એક ટાંકણાં ઉપર, એવણુના મેહેમાન તરીકે મેથેરાન ગયો હતો. એવણુના બીજા કેટલાક મિત્રો પણુ ત્યાં હતા. એક દીવસે સાંજે એવણુની રહેબરી તળે અમો લાંબે વેર ફરીને ઘેર આવ્યા, કે એવણે માણસો પાસે બાહર ચોકમાં ખુરસીઓ મંગાવી કે તે ઉપર બેસી સુંદર સંધ્યાકાળને વખતે સામેના સુંદર પાહડો વીગેરેનો દેખાવ ભોગવીયે. તે ખુરસીઓ આવતાં એકાદ ખુરસી ઉપર હું બેઠો. પણુ તેટલાં હજુર પુરતી ખુરસીઓ નહીં આવી પોહોંચેલી હોવાથી મારા પિતાજી હજુર બેસવાના રહી ગયા હતા. તે ઉપરથી મરનાર ભલા ગ્રહસ્થે મને પોતાના વડીલ તરફ, પોતાના પિતાજી તરફ માન જાળવવા બાબે અને તેવણુ બેસે તે આગમચ મારે બેસી નહીં જવું જોઈએ તે બાબે શીખામણુના સુખનો કહયા. તે સુખનો મને આજ સુધી યાદ છે અને માતપીતા તરફની ફરજનો વધુ ઉમદા ખ્યાલ તે શબ્દોની યાદ સાથે લેતો હું ઉછર્યો છું. પોતાનાં માતપીતા તરફનો ભક્તિ-ભાવ એ એવણુનો એક મોટો સદગુણુ હતો. પોતાનાં મરણુ સુધી એવણુ પોતાના પિતા તરફ ઘણી ભલી લાગણી દર્શાવતા હતા. નાફરમાન બેટાઓ તરફ એવણુને મોટો અભાવ હતો. ત્યારે માતપીતા તરફના ભક્તિભાવ બાબેનાં એવણુનાં ભલાં વચન ઉપરથી આપણે બીજાઓનાં એ બાબેનાં થોડાંક ભલાં વચનો યાદ કર્યે.

**પ્લેટો મુજબ બચ્ચાંઓ માટે બે મુખ્ય નેકીઓ**—પ્લેટો કહેતો કે બચ્ચાંઓનાં મનમાં બે મુખ્ય નેકીઓ (fundamental virtues) ઠસાવવી જોઇએ. ૧. માબાપ માટે માનની લાગણી (Reverence for parents) અને ૨. ભાઇબંધીની લાગણી (Brotherly feeling). મોટી ઉમરનાંઓ માટેની ત્રણુ મુખ્ય નેકીઓ પ્લેટો મુજબ ૧ હિમ્મત, ૨ પોતા ઉપર કાબુ અને ૩ સચ્ચાઇ (courage, self-control and truth) છે.

**માબાપ તરફના ફરજ માટે ચીનાઇ ધર્મની શીખવણી**—બચ્ચાંઓની માબાપ તરફની પવિત્ર ફરજ માટે ચીનાઇ ધર્મોમાંના એક ધર્મના સ્થાપનાર કોનફ્યુ-શીઅસ કહે છે કે એવી ફરજોમાં મુખ્ય એક ફરજ માબાપનાં મરણુ બાદ આ છે કે "આપણાં માબાપોની જે નેમો હોય તે નેમો ચાલુ રાખવી." એટલે તેઓએ જે

કામો આરંભ્યાં હોય તે કામો ચાલુ રાખવાં. તેઓ જે કામોમાં ઉલટ ધરાવી ગયાં હોય તે કામોમાં પોતે ઉલટ દેખાડવી. એમ કરવાથી જેમ આપણે તેઓની જીવતાં જીવત સેવા બજાવી હોય તેવી તેઓનાં મુવા બાદ સેવા બજાવેલી કહેવાય." (¹)

કોનફ્યુશીઅસ કહે છે કે માબાપ જીવતાં હોય ત્યારે તેઓનું ગુજરાન કરવામાંજ આપણી ફરજ તમામ થઈ રહેતી નથી, કારણ એમ તો તમો તમારા કુતરાઓ અને ઘોડાઓનું પણ પાલન કરો છો. પણ ખરી ફરજ તો તેઓને માન આપવામાં છે.

મરનારો માટે આપણ જીવતાંઓ વાર્ષીક યા માસીક ક્રિયાઓ કર્યે છીએ યા બાજ કરીએ છીએ. તેમાં અર્પણ કરવાની કોઈ ચીજો ( offerings ) રજુ કર્યે છીએ. એ સઘળી ચીજો અને ક્રિયાઓએ આપણને ઉપર મુજબના વિચારોથી પવિત્ર કરવા જોઇએ. કોનફ્યુશીઅસ કહે છે કે જે ધણી પોતાના વડીલોની આવા ખ્યાલોથી ક્રિયા કરે તે ધણીના વિચારો એવા ચહડતા પ્રકારના થાય કે તે "એક શાહાનશાહત ઉપર રાજ્ય કરવું તેટલુંજ સેહેલું સમજે કે જેટલું હાથની હથેલી ઉપર જોવાનું સેહેલું છે."(²)

**ફરજંદનાં સારાં કામો માટે મરહુમ માબાપોને માન**—માબાપ તરફની ફરજના આ ઉમદા ખ્યાલને લીધે કહેછે કે ચીનમાં હાલમાં પણ રેવાજ છે કે એક બેટો જો ભલાં કામો કરે અને નામાંકિત નીવડે તો રાજય તરફથી તેનેજ માનઅકરામ યા ખેતાબ મળે એમ નહીં પણ તેના મરનાર બાપને પણ ખેતાબો મળે.

આપણાં પુસ્તકોમાં કહે છે કે માબાપ જો પોતાનાં ફરજંદોને ભલી કેળવણી આપે અને તે કેળવણીના પ્રતાપથી ફરજંદો ભલાં કામો કરે તો તે ભલાં કામોના બદ-લામાં માબાપ પણ હમશરીક થાયછે. આપણાં પુસ્તકોના એ વિચારને મળતો ઉપલો ચીનાઇ રીવાજ છે.

**ફરજંદોનાં ભલાં કામથી ગુજરેલાંઓને ખુશી**—ફરજંદોનાં ભલાં કામોથી અને તેઓની ફતેહ અને સ્તુતીથી ગુજરેલાંઓ ખુશી થાય છે, તે બાબે પીન્ડાર (Pindar) નીચે મુજબ કહેછેઃ—

"દફન થયલાં ગુજરેલાંઓને પણ ફરજંદોની ફતેહનાં સુંદર ગાંણાઓમાંથી થોડોક હીસ્સો પોંહોચે છે. મરણ બાદના મુગા દિવસો આપણાં બચ્ચાંઓની વખાણના સુંદર અવાજોને તદન અટકાવનાર નથી." (³)

---

(૧) "Felial piety consists in carrying on the aims of our fore-fathers which really amounts to serving the dead as they would have been served if alive" (Religions of ancient China by Dr. H. A. Giles p. 32." )

(૨) He who should understand the great sacrificial ceremonies and the meaning of the ceremonies in the ancestral temple would find it as easy to govern the empire as to look upon the palm of the hand. (Ibid.)

(૩) "Even to the buried dead some share belongs
In the bright triumph-songs;
For sure not wholly do death's silent days.
Bar the sweet access of our children's praies."

("Hours with the Immortals" by Dr. Downes p. 46.)

**પિતા માટેનો હોરેસ (Horace) નો પુત્રભાવ**—હોરેસના પિતાએ તેની કેળવણી માટે ઘણી કાળજી રાખી હતી. તેથી હોરેસ મોટી ઉંમરે કહે છે કે તેનામાં જો કોઇ બદી નહીં હોય તો તેની કિર્તી તેના બાપને ઘટે છે. તેના આ શબ્દો છે કે, "જો કોઇ પણ માણસ મારા ઉપર લંપટ, હલકાઇ યા લોભની બદીનું તોહમત નહીં મુકે અને જો હું ભલી રીતે બીગુનાહ જીંદગી ગુજારતો હોઉં, અને જો જેઓને હું ચાહું છું તેઓને હું વાહલો હોઉં, તો એ સઘળાંને માટે હું મારા પિતાને આભારી છું."(૧)

**પુત્ર ભાવ સાથના હોરેસના પિતા માટે વિચાર**—પોતાના પિતા માટે હોરેસ માન ધરાવતો હતો તે ઉપરથી તે કહેતો કે જો કુદરત સઘળા હેયાત માણસોને ફરમાવે કે તેઓએ પોતાને માટે પોતાનાં માતપીતા પસંદ કરવાં તો તે કોઇ બાદશાહી મા-બાપને ત્યાં અવતરવાના કરતાં પોતાનાં ગરીબ સ્થિતીનાં માબાપનેજ પસંદ કરે. તેના આ સખુનો છે કે,

"જો હમણાં કુદરત સર્વે જીવતાં માણસોને ફરમાવે કે તેઓએ પોતાનાં વર્ષો પાછાં શરૂ કરવાં અને નવેસરથી જીંદગી ગુજારવી અને તે માટે દરેકે પોતાની મરજીની વલાણ પ્રમાણે પોત પોતાનાં (નવાં) માબાપો પસંદ કરવાં, તો હું તો મારાં માબાપથી સંતોષ પામું. માણસો, જેઓને રાજદ્વારી માનપાનો અને દરજ્જા સાથનાં મોટાં માણસો ગણે છે, તેઓને (એટલે તેઓમાંથી કોઇને મારા માતપીતા તરીકે) હું કદી પસંદ કરૂં નહીં."(૨)

II **કોઇનું ભુંડું ન કરવું**—બીજા પ્રકારનાં જે ભલાં વચનો ઉપર હું આજે થોડુંક વીવેચન કરવા માંગું છું, તે વચનોની સુચના પણ મરહુમ શેઠ ખેરામજીનાં વચનોથી મળે છે. ઘણીક વાર ખાનાંની મેજ ઉપર પોતાનાં મિત્ર મંડળની સલામતી લેતાં તેવણને બોલતાં મેં સાંભળ્યા છે કે, "આપણે હાથે કોઇનું ભલું નહીં થાય તો સમજ્યા, પણ આપણે હાથે કોઇનું ભુંડું નહીં થાય."

આ વિચાર ઇનસાફના નિયમ માટે જે આપણે સાંભળીએ છીએ તેની યાદ આપે છે કે "ઇનસાફમાં કદાચ એક દજન ખરા ગુનેહગારો શકનો લાભ લેઇ છુટી જાય તે પરવડે, પણ એક પણ નિર્દોષ આદમી ભુલથી ગુનેહગાર નહીં ગણાવો જોઇએ."

**આપણે હાથે ભુંડાઇ નહીં થાય તે માટે પીન્ડાર (Pindar) ની બંદગી**—પીન્ડારની આ એક દુઆગુજારી હતી કે "ઓ ખોદા! તું મને એવી બખ્શેશ કર કે

---

(૧) "If no man may arraign me of the vice
Of lewdness, meanness, nor of avarice;
If pure and innocent I live, and dear
To those I love (self-praise is venial here),
All this I owe my father" (Ibid p. 51.)

(૨) For now, should Nature bid all living men
Retrace their years and live them o'er again,
Each culling, as his inclination bent,
His parents for himself, with mine content,
I would not choose whom men endow as great
With the insignia and seats of state."
(Hours with the Immortals by Dr. Downes p. 52.)

હું દરેક આડો માર્ગ તજું અને સાદી અને સીધ્ધી રીતે મારી પ્રમાણીક સરતે હું દોડું (એટલે પ્રમાણીક માર્ગે ચાલું). મને એવું બખ્શ કે મારૂં નામ મારાં ફરજંદોના ચેહેરાને મારી અપકિર્તીથી દાઘ લગાડે નહીં. સુનુ, જમીન બીજાઓને શોધવા દે. હું તો ફકત એક કિર્તિવંત ઘોર માંગું છું. હું ભલાઓને સીંગારવા યા માન આપવા અને ભુંડાઓને ધીક્કારવા માંગું છું. ([1])

આપણે ઘણીક વાર કોઇકને બુઢા બુજોર્ગોને દુઆ દેતાં સાંભળીએ છીએ કે "ખોદા તમારો બુઢાપો સલામત રાખે." તેની મતલબ આવીજ સમજવી જોઇએ કે જીંદગીને કાંઇ દાઘ લાગે નહીં. જર્મન સાએર ગોએથે (Goethe) ના આ શબ્દો છે કે,

"આપણું દીલ ખરી રાહત ત્યારેજ જાણે છે કે જ્યારે કોઇ પણ દાઘ તેને ખરાબ કરતો નથી."([2])

**એક ભલો આદમી રહે તે જગ્યા પવિત્ર હોવાનો સબબ**—આપણા વંદીદાદમાં એક ઠેકાણે સવાલ છે કે "કઇ જગ્યા ખુશાલ છે"? તેના જવાબમાં જે કેટલીક જગ્યાઓ જણાવે છે તેમાં એક તે જગ્યા જણાવવામાં આવે છે કે જ્યાં ભલો આદમી પોતાના ખેશ કબીલા સાથે રહેતો હોય. વંદીદાદના ખુશાલ જગ્યા બાબેના આ વિચારોને મળતા જર્મન કવી 'ગોએથે'ના આ શબ્દો છે કે, "જ્યાં ભલો આદમી રહે છે ત્યાંની જમીન પવિત્ર છે. સદીઓ પસાર થવા બાદ તેના બેટાઓ તેનાં વચનો અને કામોનો નહીં-મરણ-પામતો પડઘો સાંભળશે."([3])

ગોએથે એ શબ્દોમાં સબબ પણ જણાવે છે કે એક ભલા આદમીનાં રહેઠાંણની જગ્યા પવિત્ર યાને ખુશાલ આ સબબે છે કે તેનાં મરણ બાદ લાંબે વખતે પણ તેનાં શબ્દો અને કામો તેનાં બચ્ચાંઓને પોતાનો અવાજ સંભળાવી પોતાના વડવાઓને પગલે ચાલવાનું ભાન આપશે.

**કોઇનું ભુંડું નહીં કરવાનો માર્ગ**—કોઇનું ભુડું આપણે હાથે થાય નહીં તે માટેનો એક માર્ગ, એક મુખ્ય ઇલાજ આ છે કે આપણે હમેશાં ભલાં કામમાં રોકાયલા રહેવું, કે તેથી ભુંડાં કામ કરવા માટે આપણા હાથમાં વખત બાકી રહેજ નહીં.

રબીઆ બસરી (Rabia Basri) નામની એક સુફી બાનુ, જે ઇ. સ ૧૨૮૨ માં થઇ ગઇ છે, તેણીને માટે કહે છે કે તેણીને કોઈએ પુછયું કે, "તું આહરેમનને ધીક્કારે છે કે?" તેણીએ જવાબ દીધો કે "નહીં."

---

(૧) Grant me, O Jove, each crooked path to shun,
Simple and straight my honest race to run!
So may mine be
No name to tinge with shame my children's cheek!
Gold, lands, let others seek; I ask an honoured grave—
The good to adorn,
And load the vile with scorn. (Ibid p. 45).

(૨) "Then only doth the heart know perfect ease,
When not a stain pollutes it." (Ibid p. 217).

(૩) "The ground is hallowed where the good man treds:
When centuries have passed, his sons shall hear
The deathless echo of his words and deeds." (Ibid p. 218).

ત્યારે સવાલ કરવામાં આવ્યો કે, "કાંએ નહીં?" તેણીએ જવાબ દીધો કે, "મારા ખોદા તરફનો પ્યાર મને આહરેમન તરફ ધીક્કાર બતાવવા માટે કોઇ વખતજ ફાજલ પાડતો નથી." એટલે કે "હું ખોદાતાલાની સીફ્ત અને સેતાયશમાંજ એટલી બધી મશગુળ રહું છું, કે મને વખત ફાજલ પડતોજ નથી કે હું આહરેમનને ધીક્કારવા બેસું."

આ સુંદર વાર્તાનો બોધ આ છે કે આપણે આપણાં ભલાં કામોમાં એવા તો હંમેશાં મશગુળ રહેવું કે ભુંડું કામ કરવા માટે—આપણા દુસ્મન વટીકને ભુંડું કરવા માટે—આપણને ફુરસદજ રહે નહીં. તમો કોઇનું—તમારા દુસ્મન વટીકનું—ભુંડું કરવા માટે વિચાર કરવામાં યા તે વિચારને અમલમાં મુકવામાં પાંચ મીનીટ યા પા કલાક ગુજારો, તો તેથી તમોને કાંઇ ફાયદો થવાનો નથી, તમારા હાથમાં કાંઇ આવવાનું નથી. પણ તે પાંચ મીનીટ યા પા કલાક તમો કોઇ ભલાં કામ માટે વિચાર કરશો અને વિચાર કરીને તે કામ અમલમાં મેલશો તો તમોને ફાયદો થશે. તેથી તમારા હાથમાં કાંઇ આવશે, તમોને સંતોષ પ્રાપ્ત થશે.

**સુખી જીંદગી ગુજારવા માટે ગોએથેનો નિયમ**—દુસ્મનો વટીકથી કાંઇ નુકસાન થયું હોય તે ભુલી જવું જોઇએ. ગઇગુજરી ઉપર ઘણો વિચાર કરી દીલને રંજીદા નહીં કરવું, પણ તે દાહાડે આજે જે થોડું પણ ભલું કર્યું હોય તે ઉપર શુકરાનાં કરી કામ કરવું. ગોએથે એ બાબે કહે છે કે:—

"તું સુખી જીંદગી ગુજારનાર થવા માંગતો હોય તો ગઇગુજરીને હંમેશ માટે વીસરી જા. જ્યારે બેઅદબ અને ડોળઘાલુઓ તુંને કંટાળો આપે ત્યારે તું ચીરડા ના. તારી પાસે જે સુખ પડયું હોય તે ભોગવ. પણ મુખ્ય કરીને કોઇ પણ માણસને ધીક્કાર ના. બાકીનાને તું ખોદા ઉપર મેલ, કે જે ખુદા સર્વેથી ભલું શું છે તે જાણે છે."(૧)

ગોએથેના આ શબ્દો સુચવે છે કે સુખી થવાનું આપણા હાથમાં છે. સાધારણ રીતે પૈસા સાથે સુખ જોડાય છે, પણ તેમ નથી.

**સુખનો આધાર આપણા સદ્ગુણ ઉપર**—સુખને કોઇક પૈસા સાથે જોડે છે. અલબતે ગરીબાઇ કોઇક વખત કેટલીક હદે સુખને આડે આવે છે; પણ તેમ બીજા હાથ ઉપર પૈસાથી, ગમે તેટલા પૈસાથી પણ સુખની જામીનગીરી મળતી નથી. જો કશાંથી આપણાં સુખની જામીનગીરી મળતી હોય તો તે આપણી પોતાની વર્તણુક (character)થી છે. આપણી હાલત તવંગર હોય કે ગરીબ હોય તેની ફીકર નહીં. તે હાલતની વચ્ચે જે કાંઇ આપણુ માટે સુખ આણુશે તે આપણી વર્તણુક છે.

---

(૧) Wouldst thou be a happy liver,
Let the past be past for ever!
Fret not, when prigs and pedants bore you;
Enjoy the good that's set before you;
But chiefly hate no man; the rest
Leave them to God, who knows what's best.

(Ibid p. 253).

**કોઈનું ભુંડું નહીં કરવા બાબે એક ઈજીપશીઅન લેખ અને ફ્રેન્ચ શીખામણ**—એક ઇજીપશીઅન કબર ઉપરનો આ લેખ કોઇને દુઃખ નહીં દેવા બાબે અસરકારક બાન આપેછે. તે લેખ કહે છે કે "મેં કોઇપણ ગરીબ આદમીની છોકરીને શોક કરતી કીધી નથી અથવા કોઇ વીધવાને ઠગી નથી યા કોઇ મજુરપર જુલમ કીધો નથી. (૧)

કહે છે કે ફ્રાન્સના લુઇ નવમા (Louis IX.)ને તેની માએની આ શિખાંમણ હતી કે "તુંને હું ગુનેહગાર જોઉં તેનાં કરતાં મુએલો જોઉં તે બેહતર."

III. **મધ્યમપણું યા સમતોલપણું**—જે ત્રીજા પ્રકારનાં ભલાં વચનો ઉપર હું બે બોલ વીવેચન તરીકે બોલવા માગું છું તે તમારાં કેળવણી ખાતાના મરનાર સ્થાપકનું મધ્યમપણું હતું. તેવણ એક ઠાવકા વેપારી હતા. તેવણે સારી દોલત એવા ઠાવકા ઉદ્યોગથી પેદા કરી હતી. ધંધા રોજગારમાં તેવણ મધમસર હતા. જ્યારે શેર સટ્ટાના વખતમાં સેંકડો જણાઓ પૈસા મેળવી વધુ તવંગર થવા દોડાદોડી કરતા હતા, ત્યારે તેવણે મધમપણું જાળવી શાંત અને મક્કમ વિચારથી કામ કર્યું હતું.

"અતિ ઘણું કાંઇ નહીં" (Nothing in excess), એ દેલ્ફીનાં મંદીર (Delphian Temple) ઉપર નિશાણ (motto) તરીકે લખેલા સુચક શબ્દો હતા. અસલ યુનાનીઓ બે છેડા (extremes) વચ્ચેના મધમસર ગુણોને સદગુણ ગણતા. જેમકે હુલડાઈ (Foolhardiness) અને બીચકારાપણું (Cowardice) એ બે છેડા સમાન છે. તે બે વચ્ચેનો સદગુણ, તે હિમ્મત (Courage)નો સદગુણ છે. તદન છુટા હાથ (extravagance) અને કંજુસાઇ (meanness) વચ્ચેનો સદગુણ, તે સખાવત (generosity) છે.

**ખુશીખુરમી વચ્ચે સમતોલપણું. તેના દાખલા**—એવું મધમપણું આપણને સમતોલપણું જાળવતાં શીખવે છે. ખુશીખુરમી વચ્ચે સમતોલપણું જાળવવું એ ડાહાપણભર્યો માર્ગ છે. આપણા લોકો ખુશીખુરમી વચ્ચે કાંઇ ઉલટી ચીજથી સુગાઈ ઉઠે છે કે એ તો અપસગન. પણ તેમ નહીં સમજી એવી ખુશીખુરમી વખતે એવી કોઇ ચીજથી નિરાશ થવાને બદલે બોધ લેવો જોઇએ. કહે છે કે ઘણાંક મોટા માણસો ખુશીની વચ્ચે હંમેશ ગમીને યાદ કરતા રેહેવાનું પસંદ કરતા.

(ક) રૂમના શાહનશાહોની તાજપોશીની ક્રિયા કોનસ્ટાન્ટીનોપલ ખાતે થતી. એ ક્રિયા વખતે શાહનશાહના હાથમાં એક કબરનો પથ્થર મેલવામાં આવતો, તે આવા વિચારથી, કે રાજ્યાભિષેક થવાની ખુશીખુશાલીના અવસર ઉપર પણ તે ગમીના ખ્યાલ સાથે ઉધરતો રહે, કે તેથી ગમ આવે ત્યારે બીકામ થાય નહીં.

(ખ) સેરેસનો (Saracens)નો જાણીતો પાદશાહ સેલેડીન (Saladin), જેને સર વોલ્ટર સ્કોટે પોતાની તલેસમ (Talisman) નામની નવલકથામાં સારી રીતે રજુ કીધો છે, તે પાદશાહને માટે કહે છે કે તે રંગરાગ અને ખુશીખુરમીના શુભ અવસરો પર તરેહવાર કિમતી પોષાક પેહેરતો, પણ તે સાથે એક કાળું કુરતું પેહેરતો, કે તેથી તેને ખુશીખુરમી વચ્ચે ગમગીનીની યાદ રહે અને બીજાઓના ગમની કદર તેનાં મનમાં રમતી રહે.

---

(૧) I never made the daughter of a poor man to grieve or defrauded the widow or oppressed the labourer.

(ગ) અસલી ઇજીપશીઅનો માટે કહે છે કે તેઓનાં મોટાં જશનોનાં મોટાં ખાનાં વેલા એક મુરડાંનું ખોખું મીજલસમાં હાજર રાખવામાં આવતું કે તેથી તેઓ ખુશીખુરમી વચ્ચે મોતને અને દુઃખને યાદ કરતા રહે અને જ્યારે તે આવી પડે ત્યારે ગભરાઇ જાય નહીં.

(ઘ) અસલી ડાહ્યા બુજોર્ગ પુરૂષો માટે કહે છે કે તેઓ સારે સપરમે દાહાડે યા મોટા તેહેવારોને દાહાડે ખાણીપીણીમાં જ્યારે શરાબ પીતા યા બીજું મીઠું લેહેજતદાર પીણું પીતા, ત્યારે તેમાં ચમટી રાખ નાંખતા, કે તેથી ખુશીખુરમી વચ્ચે કમીનાપણાંનો યા ગમીનો ખ્યાલ રહે. આપણા દેશની માતાઓ પોતાનાં બાળકોને સુંદર પોષાક પેહેરાવી કપાળે યા બાજુએ કાળી મેસની ટીલી લગાડે છે કે તેથી તેઓને કોઇની નજર નહીં લાગે. પણ તેઓએ કોઇની નજરથી બીહવાનું નથી, પણ પોતાની નજરથી વધારે બીહવાનું છે. એક સુંદર બાળક ધરાવવાની માતા તરીકેની મોજમાં કોઇ કદાચ ખલલ થાય તે માટે તેણીને ચીંતન કરવાનું છે.

**ભલા આદમીઓ મરવા પછી પણ જાણે જીવતા**—આજે આપણે મરહુમ શેઠ બેરામજીનાં અને ગુજર પામેલા કેટલાક માહાન પુરૂષોનાં વચનો, ડા૦ ડાઊન્સનાં જણાવવા પ્રમાણે, યાદ કીધાં છે. તે વચનો દેખાડે છે કે ભલા આદમીઓ મરવા પછી પણ જાણે એક રીતે જીવતાંજ રહે છે. તેઓના વિચાર અને વચનોએ તેઓના જમાનાના વિચારો ઉપર, ખાસ કરીને તેઓના ખેશી મંડળના વિચારો ઉપર છાપ મારેલો હોય છે. એ છાપ થોડો કે ઘણો ચાલુ રહે છે. તેઓનાં કામો વધુ મજબુત છાપ મારે છે. ગોએથેના એ મતલબના આ સખુનો છે કે:—

"આ આસ્માન નીચે કોઇ પણ નાશ પામતું નથી. આપણે સર્વ આ દુનિયામાં એક દાહાડો માટી ઉપર આપણો પોતાનો કદી ભુસાઇ નહીં જાય એવો છાપ મારવાને આવ્યા છીએ."(૧)

(૧) "Nothing may perish
Beneath the sky.
We are here for a day,
To stamp on the clay
A part of ourselves
That may never die."

(Hours with the Immortals, by Dr. Downes p. 252.)

# બહમન અમેશાસ્પંદનાં જાનવરો સાથે આપણું ખેશીપણું.(૧)

" આસ્તુયે દએનામ વંઘુહીમ માજદયસ્નીમ........ખએત્વદથામ અષઓનીમ."

( હા. ૧૨ ).

અર્થ—ભલી માજદયસ્ની દીનને વખાણું છું,...જે પોતાવટપણું આપનારી છે.

આપણી દીનના એકરારનામામાં જરથોસ્તી દીનની એક સીફત ઉપલા ફકરામાં જણાવવા મુજબ આ છે કે તે ખએત્વદથ એટલે "પોતાવટપણું અથવા ખેશીપણું આપનારી" છે.

**જરથોશ્તી દીન પોતાવટપણું આપનારી છે એટલે શું?:**—જરથોસ્તી દીન પોતાવટપણું આપનારી છે એટલે શું? પોતાવટપણું તે શું? પોતાવટપણું એટલે ખેશીપણું. દરેક આદમીએ પોતે પોતાને પોતાના ખોદાનાં ખેશીપણાંમાં આપવો, પોતાની આજુબાજુનાઓનાં ખેશીપણાંમાં આપવો, પછી પોતાને પોતાનાં ખેશીપણાંમાં આપવો. એનો ભાવાર્થ આ કે તેણે પોતાની ફરજ (ક) ખોદા તરફ (ખ) આજુબાજુનાઓ તરફ અને (ગ) પોતાનાં રવાન તરફ બજાવવી. હવે આજુબાજુનાઓમાં, તેનાં પોતાનાં ખેશી અને બીજા માણસ જાત એટલુંજ નહીં સમજવું, પણ આજુબાજુની જાનદાર પેદાયશ પણ સમજવી. વળી એટલુંજ નહીં, આજુબાજુની જાનદાર પેદાયશજ નહીં, પણ કુલ પેદાયશ સમજવી. મતલબ કે તે દાદારની કુલે પેદાયશની વૃદ્ધી કરવી.

જરથોસ્તી દીન કુલ કુદરત સાથે, ખોદાતાલાની સર્વે પેદાયશ, પછી જાનદાર કે નહીં જાનદાર—જાનદારમાં શું માણસ કે પ્રાણી કે ઝાડપાન—સર્વ સાથે પોતાવતપણું આપે છે, એટલે કે તે દીન શિખવે છે, કે માણસ જાત તે દાદારની કુલે પેદાયશનો, ગમે તેવો અગતનો, તોપણ એક નાનો ભાગ છે અને તેણે કુદરતના સર્વ ભાગો સાથે સારા સંબંધમાં રહેવું જોઇએ એટલે કુદરતની કુલે પેદાયશની વૃદ્ધી અને સુદ્ધી શોધવી જોઇએ. તેણે ફકત પોતાના માણસ ભાઇબંધોનેજ ખેશી ગણવા અને તેઓનું ભલું કરવું એમ નહીં પણ ગોસપંદો અને બીજાં જાનવરો વગીકને ભાઇબંધ પ્રાણીઓ (fellow-creatures) ગણી તેઓનું ભલું કરવું અને તેઓની વૃદ્ધી અને સુદ્ધી શોધવી. વળી જાનદાર પેદાયશથી પણ આગળ વધી કુલ ઝાડપાનની પેદાયશને પણ પોતાની ગણી ઝાડપાનની, ખેતીની, ફૂળફળાદીની વૃદ્ધી અને સુદ્ધી શોધવી. તેથી પછી આગળ વધી, પાણી, જમીન, આતશ, ખાણીજ પદાર્થો, એમાં પોતાનો દસ્ત લંબાવી તે સઘળાંને આપણુ સર્વના બાપ—ખોદાતાલા—ની પેદાયશ ગણી તેઓનો સારો ઉપયોગ કરવો અને તેઓની વૃદ્ધી અને સુદ્ધી શોધવી.

ખોદાતાલાએ માણસ જાતને પેદા કીધાં તે કાંઇ એકદમ આસ્માનપરથી હેઠે ઉતાર્યા નથી. આપણો પેહેલો વડીલ માણસ, પછી તેને ગયોમર્દ કહો કે બાવાઆદમ કહો, તે

---

**(૧) આ વિષય ઉપર બહ્મને જશને રૂઝે અહુરમજ્દની મંડળી તરફથી રોજ રને માહ શેહેરેવર સને ૧૨૭૯ યજદજરદી, તા૦ ૧૫ મી સપટેમ્બર ૧૯૦૯ ને દિને સાંજે ૫-૩૦ ને અમલે એક જાહેર ભાષણ જરથોશ્તી અંજુમનનાં આતશબેહરામમાં આપ્યું હતું.**

કોઇ આસમાન ઉપરથી એકદમ ઉતરી આવ્યો નથી કે કોઈ સાધન વગર એકદમ એકાએક વૃદ્ધી (spontaneous generation) પામ્યો નથી. માણસ તે દાદારની ઉતરતાંમાં ઉતરતી પેદાયશોમાંથી આસતે આસતે એક પછી એક, પએ દર પએ, રફતે રફતે, પગલે પગલે તે દાદારના કરામતી હાથે, પ્રગટીકરણના નિયમ મુજબ પ્રગટ (evolve) થઈ નીકળ્યો છે. જેમ શારીરીક બાબનની સપાટી (physical plane) ઉપર તેમ જ્ઞાની અને નીતિમાન સપાટી (intellectual અને moral plane) ઉપર પણ એમજ પએ દર પએ વધારો પ્રગટી નીકળ્યો છે. એ મુજબ જોતાં અને વિચાર કરતાં ત્યારે તે દાદારની સઘળી પેદાયશ એક બાપનાં બચ્ચાં તરીકે એકમેકનાં ખેશીપણાંમાં છે.

**જાનદાર પેદાયશ**—હવે દાદારની કુલે પેદાયશમાં જાનદાર પેદાયશ અગતની જગ્યા રોકે છે. તે પેદાયશ—અને તેમાં માણુસ પણ આવે છે—ઉપર બહમન અમેશાસ્પંદ મવક્કલ છે. બહમન અમેશાસ્પંદ જાનદાર પેદાયશ ઉપર, તે પેદાયશની શારીરીક જીંદગીની શક્તિ (vital powers) ઉપર તેમ આત્મીક યા માનસીક (mental powers) ઉપર પણ મવક્કલ છે. બહમન શબ્દ, જે અવસ્તામાં વહુમન એટલે ભલો વિચાર છે, તે શબ્દનો અર્થજ પાછલો એટલે આત્મીક (spiritual) સંબંધ દેખાડે છે. એ સંબંધને લીધે આપણે બહમન માટે સીરોજા યસ્તમાં યા હફ્તન યસ્તમાં નીચલો ફકરો જોઇયે છીયે :—

"વોહુમનો અમેષેમ સ્પેન્તેમ યજમઇદે. આક્ષ્તીમ હામવઇન્તીમ યજમઇદે તરધાતેમ અન્યાઇશ દામાન. આસ્નેમ ખ્રતૂમ મજદધાતેમ યજમઇદે. ગઓષો—સ્રૂતેમ ખ્રતૂમ મજદધાતેમ યજમઇદે" (મોટી હપ્તન યસ્ત ફ. ૯.)

અર્થ—બહમન અમેશાસ્પંદને અમો આરાધીએ છીએ. મોહોબત રાખનારી સુલેહ, જે બીજી પેદાયશો કરતાં ચહડતી, તેને અમો આરાધીયે છીએ. અહુરમજદની પેદા કરેલી જાતી અક્કલને અમો આરાધીયે છીએ. અહુરમજદની પેદા કરેલી સાંભળેલી (અનુભવથી મેળવેલી) અક્કલને અમો આરાધીએ છીએ.

બહમન અમેશાસ્પંદનો સંબંધ જાનદાર પેદાયશના એક ભાગ તરીકે માણુસ સાથે પણ છે અને તે માણુસ જાતની શારીરીક જીવનશક્તિ ઉપર પણ મવક્કલ છે. તેનો દાખલો આ છે કે વંદીદાદની ૧૯ મી પરગરદમાં માણુસને માટે ખુદ વોહુમન શબ્દ આવે છે. આપણી આફ્રીનનો એક નીચલો ફકરો બહમનનો ગોસ્પંદ સાથે—અને ગોસ્પંદ મારફતે કુલ જાનવરી પેદાયશ સાથે—સંબંધ દેખાડે છે, કે જેવો સંબંધ આપણે પતેતનાં "અજ હમોઇન હરાઇન ગુનાહ"ના કરદામાં પણ જોઇએ છીએ.

"હમાજોર વેહમન અમેષાસ્પંદ વેહ મનશને બાદ આક્ષતી વ અમાવંદ તરવીનીદારતુમ એજ આને વેહાન દામાન. આસ્ની ખેરદ અહુરમજદ દાદ ઓ ગોશો—સ્રુતે ખેરદ અહુરમજદ દાદ. અશાઇ બાદ. ઓશ હસ્ત અન્દર ગએથી ગોસ્પન્દ પુર સર્દે. એજ હર કસ ઓશ જીવસ્ને ઓ દારસ્ને ઓ પરવરસ્ને. ગએથ્યાન એજ આનાન ફરાજ—વરતર્તે વસતર્ગે વસ્યાત અવત પોશીત (આફ્રીને રપીથવન ફ. ૩-૪)

**અર્થ**—ભલી મનશનીવાળા બહમન અમેશાસ્પંદ સાથે હમાજોર હોજો, જે સુલેહ પાંથરનાર અને મોહોબત પાંથરનાર છે અને જે ભલી પેદાયશમાં સર્વથા ચહડીયાતો છે. અહુરમજદની આપેલી જાતી અક્કલ અને અહુરમજદની આપેલી કાનથી સાંભળેલી (એટલે અનુભવથી પ્રાપત કરેલી) અક્કલ તેનાથી છે. તેથા અશોઇ હોજો. ગેથામાં સર્વ જાતનાં ગોસ્પંદો તેનીથી છે. જે કોઇ ધણીથી તેઓને (એટલે

ગોસ્પંદોને ) જીવતું ( એટલે જીવ નીભાવવા માટે ખોરાક ) અને બરદાસ્ત અને પરવરેશ મળે તેઓ ગેથીમાં ઘણા પોષાકવાળાં ( થાય છે ) ( ફ્રરાજ–વસ્તર્દ ) અને ઘણા પોષાક તેઓ ( નાં શરીર)ને ઢાંકે.

**આજના વિષયની સુચના :**—હવે આજનો વિષય મને મી૦ હાવર્ડ મુર નામના પ્રાણી વિદ્યા (Zoology) ના એક શિક્ષકનાં એક પુસ્તક(૧) ઉપરથી સુજ પડયો છે. આ લખનાર મુજબ એક જાતનું ખેશીપણું આ પૃથ્વી ઉપરના સઘળા રેહેવાસીઓમાં- અહીં રહેવાસી શબ્દને જાનદાર પેદાયશના બોહળા અર્થમાં સમજવો—જોવામાં આવે છે. જાનદાર પેદાયશ માછી તરીકે પાણીમાં હોય, કે પક્ષી તરીકે હવામાં હોય, કીરીમકોરી તરીકે જમીનનાં પેટાંમાં હોય, કે કીડા તરીકે ઝાડપાનમાં હોય, જીઆનગાર જાનવરો તરીકે ગોફાઓ યા ખીણોમાં હોય, કે માણસ તરીકે પાદશાહના મેહેલમાં હોય, તે સર્વે વચ્ચે એક જાતનું ખેશીપણું છે.

**બહમન અમેશાસ્પંદ દાદારની પેહેલી પેદાયશ :**—બુન્દેહશ ( બાબ. ૧ ફ. ૨૩) પ્રમાણે દાદાર ઓહરમજદે પેહલે બહમનને પેદા કીધો (૨). ત્યાં કહે છે કે, " ઓહરમજદ......નજદેસ્ત વોહુમન ફ્રરાજ બરેહનીદ." એટલે "ઓહરમજદે પેહલ- વેહેલાં બહમનને પેદા કીધો." અહુરમજદના મજદ શબ્દમાં માહાજ્ઞાનીનો અર્થ સમાય છે. ત્યારે માહાજ્ઞાન સાથ ભલો વિચાર જોડાયલો છે. તે સબબે ભલો વિચાર (બહમન) અહુરમજદની એક શકતી છે.

**બહમન અમેશાસ્પંદ અને અક્કલ :**—બહમન અમેશાસ્પંદ, જે "ભલા વિચાર" ઉપર મવક્કલ છે, તે ભલા વિચારને આપણે ફકત નીતિના અર્થ (moral sense) માંજ સમજવો નહીં જોઇએ, પણ જ્ઞાનના અર્થ (intellectual sense)માં પણ સમજવો જોઇએ, કારણ રીરોજા પ્રમાણે એ અમેશાસ્પંદનો સંબંધ, જેમ 'આક્ષ્તી' એટલે સુલેહ સાથે છે, તેમ અક્કલ અથવા જ્ઞાન (ખ્રતુ) સાથે પણ છે. વળી અક્કલમાં પણ બેઉ અક્કલ સાથે,—જાતી જનમથી પ્રાપ્ત થયલી અકકલ (આસ્નીદે ખેરદ natural intelligence) સાથે તેમજ અનુભવથી અથવા અભ્યાસથી મેળવેલી અક્કલ (ગુશોસ્રુત ખેરદ acquired intelligence) સાથે પણ—તેને સંબંધ છે.

**બહમન કુલ જાનદાર પેદાયશ ઉપર :**—હવે બહમન અમેશાસ્પંદ શારીરીક પદાર્થોમાં કુલ જાનદાર પેદાયશ ઉપર મવક્કલ છે. શું માણસ ઉપર કે જાનવર ઉપર તે મવક્કલ છે. આગળ કહ્યું તેમ, બહમન ( વોહુમન )નો માણસ સાથે સંબંધ વંદીદાદની ૧૯ મી પરગરદપરથી માલમ પડે છે. ત્યાં ખુદ 'વોહુમન' શબ્દ માણસ માટે વાપર્યો છે.

**બહમન કુલ જાનદાર પેદાયશનો પ્રતિનિધી :**—હવે માણસ પછી બીજાં જાનવરો ઉપર પણ બહમન મવક્કલ છે. ડા૦ હાઉગ નીચલાં વાકયમાં બહમનનું એ બેઉ પેદાયશ ઉપરનું મવક્કલપણું જણાવે છે :—

" Vohumano represents the life in men and animals, the principle of vitality. If Ahuramazda is called the father of *Vohu-manô*,

---

(૧)The Universal Kinship by J. Howard Moore, Instructor in Zoology in Chicaogo.

(૨) મારી બુન્દેહશ પા. ૯.

it means that all vital powers in the animated beings have sprung out of him, as the supreme being."(૧)

" *Vohumanô* is regarded as the vital faculty in all living beings of the good creation. Originally, his name was nothing but a term for the good pricinple, as emanating from Ahuramazda, who is therefore, called the father of *Vohumanô*. He pervades the whole living good creation, and all the good thoughts, words, and deeds of men are wrought by him."(૨)

**બહમનની રેહબરી તળે માણસ અને જાનવરની ભાઇબંધી :**—આપણુ સર્વ—શું માણસ કે જાનવર, જાનવર કે ઝાડપાન, ઝાડપાન કે બીજી કુલ પેદાયશ—તે દાદારનાં બચ્ચાં છઇએ. ત્યારે એક રીતે આપણ સર્વ, કુલે પેદાયશ, એક બાપનાં બચ્ચાં તરીકે એકમેકનાં બેશી છઇએ. પણ તે દાદારની પેદાયશમાં જરા નીચે ઉતરીયે તો તે દાદારની પેહેલી પેદાયશ બહમન અને તેના હાથ તળેની તેની રેહબરી તળેની પેદાયશ તરીકે જાનવર સાથે, જાન ધરાવનાર પેદાયશ તરીકે, આપણે વધુ બેશી ગણાઇએ.

**બેશી તરીકે શું કરવું ?**—આપણે પેહેલે તો તે દાદારની કુલ પેદાયશ સાથે બેશીપણું ધરાવીએ છીએ. તેથી આપણી આફ્રીનોમાં તે કુલ પેદાયશ સાથે, કાળ અને સ્થળ ( Time & space ) ના સઘળા વિભાગો સાથે, આપણે હમાજોર કર્યે છીએ. પછી તે દાદારની પેહેલી પેદાયશ, બહમનની રેહબરી તળેની પેદાયશ તરીકે જાનવરો સાથે પણ આપણે એક પ્રકારનું બેશીપણું ધરાવીએ છીયે.

હવે બેશીપણું ધરાવી આપણે આપણાં સગાં વાહલાંઓ તરફ જે ફરજ બજાવીએ છીએ, તે ફરજ આપણે જાનવરો તરફ પણ કેટલીક હદે બજાવવાની છે. તે બે પ્રકારની છે :—

૧ જેમ ગરીબ બેશીઓની બરદાસ્ત કર્યે તેમ તેઓની બરદાસ્ત કરવી.

૨ જેમ આપણા બેશીઓથી, તેઓ સાથના અરસપરસના સંબંધથી, આપણે તેઓને કાંઇ શીખવીએ અને આપણે પોતે કાંઇ શીખીએ તેમ જાનવરો તરફ આપણી એવીજ ફરજ છે. તે આ કે,

૧. જાનવરોની બરદાસ્ત કરવી.

૨. જાનવરોની બરદાસ્ત કરી તેઓને શીખવી ( domesticate કરી ) તેઓને ચહડતી હાલતે લાવવાં.

તેઓથી આપણુને શીખવાનું મળે તે શીખી આપણે ચહડીયાતા થવું.

**પેહેલી ફરજ તેઓની બરદાશ્ત કરવી :**—હવે પેહેલી ફરજ બાબે આપણાં પુસ્તકોમાં ઘણું કહ્યું છે :—

૧. ઉપલા આફ્રીનના શબ્દોમાં કહ્યું છે કે તેઓની પરવરેશ કરવી.

૨. ગાથામાં ગોસ્પંદોની બરદાસ્તના વિચારો ઉભાઇ જાય છે.

૩. આપણી પતેતમાં ગોસ્પંદો તરફ થયલા ગુનાહ માટે પશેમાની કરવામાં આવેછે.

---

(૧) Haug's Essays 2nd Edition p. 151 n.
(૨) Ibid p. 306.

૪. દબેરસ્તાન જણાવે છે કે બહમન તરફથી પએગામ્બર જરથોસ્ત જાનવરની બરદાસ્ત માટે ખાસ પેગામ લાવ્યો હતો.

૫. દીનકર્દ (૧) પણ જાનવરની સંભાળને આપણી એક અગતની ફરજ ગણેછે. દીનકર્દમાં કહે છે કે રસ્તાખેજ ત્રણ રીતે આવી પોંહોચશે :—

૧. સાચ્ચો ધર્મ અખત્યાર કરવાથી.

૨. જાનવરોને હેરાન કરવાથી પરહેજ રહેવાથી.

૩. માણસ જાતના ફાયદા માટે કોશેશ કરવાથી.

૬. વીરાફનામાં મુજબ જાનવરોની નાનામાં નાની સેવા પણ ખોદાથી બદલા વગરની જતી નથી. ત્યાં કહે છે કે એક ગુનેહગારે પોતાના પગથી એક ઘાસની પુળી ગોસ્પંદની આગળ ફાંધી તો તેથી તેનો પગ બેહસ્તમાં ગયો.

**જાનવરો તરફની બીજી ફરજ :**—હવે જાનવરો તરફની એક ફરજ આ છે કે તેઓને શીખવવું. શીખવવું એટલે કે તેઓને પાળીપોસી, કેળવી, તેઓની શક્તિઓ ખીલતી (Cultivate) કરી તેઓને પાળેલી હાલતમાં લાવવાં. વાઘ વરૂ જેવાં જેઆનગાર પ્રાણીઓ બીજાઓનો જે નાશ કરે તે અસબને અટકાવવો. પણ બનતાં સુધી તેઓને મારી નાંખવાને બદલે તેઓને પાળેલાં (domesticate) કરવાં, સુધારવાં. બીલાડી છે તે કાંઇ નહીં પણ, એક વીદ્વાન કહે છે તેમ, કેળવાયલો વાઘ (educated tiger) છે. એક લખનાર કહે છે તેમ આપણું સુંદર ગુલાબનું ફુલ કાંઇ તે દાદારે આકાશપરથી નાંખ્યું નથી. પણ તે એક કેળવાયલો પાલો (educated weed) છે. તેમજ ફળો બાબે સમજવું. આપણ માણસ પણ કેળવાયલાં પ્રાણી (educated animals) છઇએ. ત્યારે જાનવરો તરફ, આપણા ભાઇબંધ પ્રાણીઓ (fellow-creatures) તરીકેની આપણી ફરજ તેઓને શીખવવાની અને ખીલવવાની છે. પણ તેમ કરતાં આપણે પોતે તેઓથી ઘણું શીખાયે છીએ. આપણને પોતાને તેઓથી ઘણું શીખવાનું છે.

**જાનદાર પેદાયશની ભાઇબંધી યા ખેશીપણાં બાબે ગોએથે :**—જાણીતો જર્મન સાએર ગોએથે (Goethe) નીચલા ફકરામાં એઓને ભાઇબંધ ગણી જણાવે છે કે આપણે તેઓથી ઘણું શીખવાનું છે. એ સાએર માટે કહે છે કે તે એક આરસી, જે બાહારથી ગોળ (convex mirror) હોય, તે મીસાલે હતો. એટલે કે તે જગતની સર્વ પેદાયશોથી છાપ મેળવતો અને તે મેળવી બીજાઓપર છાપ મારતો. ખોદાતાલાને કહેલા બંદગી સમાન તેના નીચલા શબ્દો દેખાડે છે કે તે હવા, પાણી અને જમીનપરની જાનદાર પેદાયશને પણ પોતાના ભાઇબંદ સમાન ગણતો :—

"Spirit Supreme! thou gav'st me, gav'st me all,
For which I asked thee. Not in vain hast thou
Turned towards me thy countenance in fire.
Thou gav'st me wide Nature for my kingdom,
And power to feel it and enjoy it. Not the
Cold gaze of wonder gav'st me thou alone,

---

(૧) S. B. E. XXXVII. Chap 30.

But even into her bosom's depth to look,
As it might be the bosom of a friend.
The grand array of living things thou mad'st
To pass before me; mad'st me know my brothers
In silent bush, in water, and in air.
Then did'st thou guide me to the cave, where safe
I learned to know myself, and from my breast
Deep and mysterious wonders were unfolded." (૧)

—GOETHE.

**જાનવરોની પ્રેરણા બુદ્ધિ.**—આજના આપણા વિષયની ખાસ મકસદ આ જોવાની છે કે આપણુ માણુસ જાતે જાનવર જેવી આપણી ભાઇબંધ પેદાયશ (Fellow-creatures) તરફથી પણ ઘણું શીખવાતું છે.

આપણુ માણુસ જાત મગરૂરી લઇએ છીએ—અને તે મગરૂરી થોડીક હદે વાજબી છે—કે આપણુને ખોદાતાલાએ સર્વ પેદાયશ ઉપર ચહડતા બનાવ્યા છે. પણ એમ મગરૂરી લેતાં આપણે ખબરદાર રહી યાદ રાખવું જોઇએ કે આ ગોસપંદો અને જાનવરોની ઉપરના મવક્કલ બહમન અમેશાસ્પન્દના સારા વિચાર (વોહુમન) યા બુદ્ધીનો સદગુણુ આપણુ માણુસ જાતની કાંઇ એકલાની મતા નથી. જાનવરોમાં કોઇક આખા વર્ગો અથવા કોઇક વર્ગમાં છુટાં છવાયાં પ્રાણીઓ આપણુ માણુસ જાતના કોઇ આખા તાયફાઓ કરતાં અથવા ખુદ સુધરેલા તાયફાઓનાં કોઇ છુટા છવાયા પુરૂષો કરતાં, જાતી જેહન, પ્રેરના બુદ્ધી યા સમજ શક્તિમાં આગળ વધેલાં છે. આજે પણુ મધ્ય આફ્રીકામાં યા અમેરિકામાં કોઇક જંગલી તાયફાઓ છે કે જેઓ માણુસ જાતનાં સુધારા અને વધારાની એવીતો બચગીની હાલતમાં અને અક્કલરહીત છે કે તેઓ પોતાનાં રક્ષણુ માટે એક ઇમારત તો શું પણુ એક ઝુંપડું પણુ બાંધી શકતા નથી. જ્યારે તેઓ પોતાનાં રેહઠાણુ માટે ઝુપડું બાંધી જાણુતાં નથી પણુ ઝાડની ડાંખળીઓની છાયા તળે યા ગુફાઓમાં રહે છે, ત્યારે સંખ્યાબંદ પક્ષીઓ અને જાનવરો તેઓ કરતાં એટલાં તો વધારે ચતુર, વધારે જ્ઞાની અને વધારે બુધ્ધીવાળાં છે કે તેઓ પોતા માટે જે સુંદર અને શોભીતા માળાઓ અને મકાનો બનાવે છે તે આપણુને હેરત કરેછે. વળી એથી ઉલટું, તેવા તાયફાઓમાં અને વળી ખુદ આપણા સુધરેલા તાયફાઓમાંના આપણુ કોઇકમાં જાનવરી હાલતના ઘણાક જાનવરી જુસ્સાઓ ઉભાઇ નીકળે છે.

ભાષા એ માણુસ જાતના સુધારાનું એક મુખ્ય સાધન ગણાયું છે. પણુ શું આ કે પેલી યા કોઇ પણુ ભાષા ખોદાતાલા તરફથી આસમાન ઉપરથી જમીન ઉપર પોતાની મેળે ઉતરી છે કે? ના, માણુસ જાતે, ઉપલાજ પ્રગટીકરણુના નિયમે, પક્ષીઓ અને જાનવરો, જેઓને તે પોતાથી ઉતરતાં ગણે છે, તેઓનાજ આવાજો ઉપરથી તે પ્રગટ કરી છે. ત્યારે એ જાનવરી પેદાયશ સાથનો કોઇ પ્રકારનો આપણો સંબંધ દેખાડે છે.

કાંઈ નહીં તો કમીનાપણું (Humility) એ કોઇ કોઇ જાનવરોના સદગુણુ ઉપરથી આપણે લેવા જોગ ધડો છે, કે આપણી ચહડતી હાલત છતાં આપણે કોઇ કોઇ બાબતમાં તેઓથી ઉતરતા છઇએ.

---

(૧) "Hours with the Immortals" by Dr. Downes p. 218-19.

**માણસને સુધરેલામાં ખપાવનારા બે સદ્દગુણો :**—માણસ જાત નીચલા બે સદ્દગુણોમાં સુધરેલો ગણાય છે :—

(૧) દીલસોજી ( Sympathy )

(૨) જીજ્ઞાસા ( curiosity ).

દીલસોજી નીતિમાન જીંદગીના પાયા સમાન છે. જીજ્ઞાસા, એ વીદ્યા અને એલમ હુન્નરના પાયા સમાન છે. દીલસોજી બાબે મી૦ જે. હાવર્ડ મુર ( Mr. J. Howard Moore ) પોતાનાં The Universal Kinship નામનાં પુસ્તકમાં કહે છે કે,

"Sympathy and curiosity,.........are, significantly, the two most important facts in the psychology of man. Sympathy and curiosity lie at the foundation of human civilisation, sympathy at the foundation of morals, and curiosity of invention and science."(૧)

**જાનવરોમાં ધડો લેવા જોગ દીલસોજીના દાખલા. વાંદરાઓમાં એ સદ્દગુણ**—આપણે દીલસોજીના દાખલા વાંદરાઓમાં જોઇએ છીએ. મુર કહે છે કે માણસો અને કુતરાઓ પછી પ્રાણીઓમાં વાંદરાઓ ઘણા માયાળુ હોય છે (૨). તેઓ પોતાનાં બચ્ચાંની મંદવાડ વખતે નિરાશ થાયછે અને બચ્ચાં મરણ પામેછે ત્યારે દિવસો સુધી ખાતા નથી. Ccharlemagne નામનો એક ચીંપાનજી ( chimpanzee ) વર્ગનો વાંદરો ગ્રેનોબલ ( Grenoble ) નામની જગાએ ફ્રાન્સમાં મરણ પામ્યો. તે લોકોમાં વાહલો થઇ પડયો હતો. એક વખતે એક છોકરૂં કુવામાં પડયું તો કુવાનાં દોરડાંને પકડીને કુવામાં ઉતરી, તે બાલકને સલામત બહાર લાવ્યો. લોકોએ તેને માન આપ્યું. ગામના લોકો તેની કબર સુધી તેની લાસ પાછળ ગયા અને તે શેહેરની મ્યુનીસીપલ કાઉનસીલે તેની યાદમાં એક બાવલું ઉભું કીધું.(૩)

એક શેકારી કહે છે કે તે ચીમ્પાનજી વર્ગનાં એક માદા અને બાળક વાંદરાંનો શેકાર કરવા ગયો. ત્યારે માણસ ના કહે તેમ હાથ હીલાવી માદા ના કહેવા લાગી કે તેઓને મારે નહીં. આપણે બચપણથી સાંભળતા આવ્યા છીએ કે અઝદાહો કોઇ વાર માણસની સામે આવે છે ત્યારે જે ધણી તેને મારવા માગે છે તેને પોતાની ફેણુ હીલવીને ના કહે છે કે તેઓને મારવા નહીં અને ઘણાકો તેઓને મારતા નથી.

એક શીકારીએ એક વાંદરાનાં બચ્ચાંને જખમી કીધું તો વાંદરી તેની સામે દાંત કચકચાવતી ગઇ અને પાલો લાવી પોતાનાં બચ્ચાંના જખમમાં લોહી અટકાવવા દાબતી ગઇ.

આપણે માબાપ વગરનાં બચ્ચાંઓની ઓરફનેજ માટે બોલીયે છીએ. પણ વાંદરાઓમાં એવી દિલસોજી છે કે તેઓ માબાપ વીનાનાં બચ્ચાંઓને પાળે છે. એ બાબે મી૦ મુર કહે છે કે,

Orphan monkeys are often adopted by the tribe, and carefully looked after by the other monkeys ( p. 155 ).

---

(૧) pp. 153–54.

(૨) The Universal Kinship, by J. Moore p. 152.

(૩) p. 154.

તેઓ કોઇ માણુસ, જેણે તેઓનું ભલું કીધું હોય, તેની તરફ પણ પ્યાર દેખાડે છે. વાંદરો ધણી બાહેરથી આવે ત્યારે તે તેને દાબે અને પસવારે ત્યાં સુધી ખુશીમાં ગડબડ કરે.

એક શેકારીએ એક વાંદરીને મારી નાખી તંબુ આગળ રાખી. ૩૦ થી ૪૦ વાંદરાઓ તેના તંબુ આગળ આવી ગડબડ કરવા લાગા. તેણે બંદુક દેખાડી ત્યારે નાસી ગયા. એક હીંમતથી ઘણો આગળ આવી રડવા લાગો અને જાણે પેલીને માંગતો હોય તેમ ચાળા કરવા લાગો. જ્યારે તેને તેણીનું મુદ્દું આપ્યું, ત્યારે દલગીર ચેહેરે તે તેને પોતાના સાથીઓ આગળ લેઇ ગયો.

પોતાનું ભલું કરનારાઓ તરફની તેઓની દીલસોજી માટે ગાર્નેર (Garner) કહે છે કે "Among the little captives of the simian race...I have many little friends............I must confess that I cannot discern in what intrinsic way the love they have for me differs from my own for them; nor can I see in what respect their love is less divine than is my own." (¹)

**માણસને સુધરેલું બનાવનાર બીજો સદ્દગુણ જીજ્ઞાસા. તેના જાનવરોમાં દાખલા**—આફ્રીકાના મુસાફર એમીન પાશા (Emin Pasha) એ સ્ટાનલી (Stanley)ને પોતાનો અનુભવ કહ્યો હતો કે કેટલીક જાતના વાંદરાઓ મસાલ કેમ બનાવવી અને સળગાવવી તે જાણુતા હતા. તેઓ તે સળગાવીને રાત્રે બાગોમાં ફળો શોધવા આવતા હતા.

તેઓ એક દાહડે તેનું ઢોલ ઉંચકી લેઇ ગયા અને પછી રોજ તે વજાડવા લાગા. માણુસોને 'લીવર' અને 'સ્ક્રુ' નો ઉપ્યોગ કરતા જોઇ તેઓ પોતે તેઓનો ઉપયોગ કરવા લાગા.

કહે છે કે કોઇક સદ્દગુણોની બાબતમાં પક્ષીઓ સુધરેલા માણુસને રૂડો ધડો આપે છે. એકજ માદા સાથે આખી જીંદગી ગુજારવી, પોતાનાં બચ્ચાં તરફ પ્યાર રાખવો, નર માદાએ એકમેક તરફ મોહોબત દેખાડવી, એવા કોઇક સદ્દગુણોના કોઇક પક્ષીઓના, માણુસોને શરમમાં નાંખે એવા દાખલાઓ અભ્યાસીઓએ જોયા છે. સ્રીઓ પોતાના પતીનું દીલ જીતવા સુંદર ગાયન ગાય અને પોતાનાં શરીરને શણગારે તેમ પક્ષીઓમાં જોવામાં આવે છે. કેટલાંક પક્ષીઓની યાદદાસ્ત શકતી અજબ ખીલેલી હોય છે.

તેઓ મોસમપર હજારો માઇલ જાય, પણ પાછાં આવે ત્યારે પોતાની ઝાડીમાં પોતાનોજ માળો શોધી કાહાડે.

હાંસનાં એક ટોળાં માટે કહે છે કે દર પંદર દાહાડે બજાર ભરાય તે ગણત્રીથી જાણી રહે અને બરાબર વખતે ત્યાં વેરાયલા દાણા ખાવા આવે.

એક પોપટને ૧૦ વર્ષ દરરોજ ૨ કલાક શીખવ્યો. તે ઉપરથી તે માર્થા (martha) નું સુંદર સંગીત (opera) ગાતો.

**પક્ષીઓમાં પણ સુધારો.**—વફાદારી, મોહોબત વિગેરે સદ્દગુણોના જેમ માણુસોમાં જંગલીથી સુધરેલાં સુધીનાં જૂદા જૂદા તબક્કા છે, તેમ પક્ષીઓમાં પણ છે. આજે કોઇક જંગલી માણુસો અસલી રીતે ઝુપડાં વગર ઝાડના માંડવામાં રહે છે, કોઇ માણુસો હલકાં

(૧) The Universal Kinship p. 158.

ઝુપડાં બાંધે છે, કોઇ સારાં ઝુપડાં બાંધે છે, કોઇ ચુનાનાં મકાનો બાંધે છે, કોઇ સુંદર મેહેલ બાંધેછે. તેમ પક્ષીઓ અને જાનવરોમાં પણ ચહડ ઉતર તબક્કા છે.

કોઇ પક્ષીઓ પાહાડની કઢણે ખડકની કઢણમાં રહે છે. અસલમાં સઘળાં તેમ રહેતાં. પછી તેઓ માળો બાંધવા લાગાં. કોઇના માળા સાદા, કોઇના માળા સુંદર, તો કોઇના માળામાં ઘણીક રોણક હોય છે.

જેમ ચોકસ જાત ( species ) નાં પક્ષીઓ ચોકસ જાતના માળા બાંધે તેમ ચોકસ તાયફાના માણસો ચોકસ જાતનાં ઝુપડાં ( huts ) બાંધે. તેઓમાંથી કોઇ બાહેર જઈ સારી જાતનાં જોઇ આવે તો તે પેહેલે સુંદર ઝુપડું બાંધે યા બાંધકામ સાથનું બાંધે. પછી તે ગામનાં બાંધકામમાં સુધારો થાય તેમ પક્ષીઓમાં પણ છે. બુઢાં પક્ષીઓ જવાન કરતાં સારા માળા બનાવે છે. માતાઓ બચ્ચાંઓને તરેહવાર રીતે સંભાળે છે. કોઈ માળામાં બચ્ચાંને ચોરવા આવે ત્યારે માતા ઢોંગ કરી તેને ખીસાડી લઇ જાએ અને ઘણું થાય તો આવાજ કરી બચ્ચાંને ઉડાવી લઇ જાએ.

જંગલી માણસોમાં લગન જેવું બંધારણ નથી, પછી ચહડતી પંકતીનાં માણસોમાં થોડા વખતનું છે, પછી સુધરતાં સુધરતાં જાથુકનું એક બાયડીનું બંધારણ છે. તેમ પક્ષીઓમાં પણ ચહડ ઉતર બંધારણ છે.

મેનડેરીન વર્ગનું બટક ( mandarin duck ) નું જોડું એકમેક તરફની વફાદારી ( marital faith ) માટે જાણીતું છે. તે સબબે ચીનાઓ પોતાનાં લગનોમાં એનાં જોડાંને પાક દામાનની ઇશાની ( an emblem of constancy ) તરીકે હાજર કરે છે.

એક જણે એક કબુતરને માર્યું, તો તેની માદા તેની આગળ ને આગળ બેસી રહી અને ખીસી નહીં અને આવાજ કરી રડવા લાગી. પેલાએ તે મુએલાં પક્ષીને ઉચકીને ઉંચે લાકડી પર ફેરવ્યું તો તે લાકડીની હેઠે ને હેઠે ફરવા લાગું.

એક પોપટની માદા માટે કહે છે કે તે બીમાર પડી તો નરે ચાંચમાં ખોરાક લઇ ખવાડયો અને તેની સારવાર કીધી. પછી ત્રણ ચાર મહીના વધુ સીક થતાં પીંજરામાં ઉપર બેઠક પર ચહડાયજ નહીં, ત્યારે નર ઉચકીને ચહડાવે. સેવટે માદા મરણ પામી ત્યારે નર પણ ઝુરીને થોડાંક અઠવાડિયાંમાં મરણ પામ્યો.

ચતુરાઇ, ફરજ માટેની વફાદારી, સબુરી, હીંમત, મોહોબત વીગેરે ગુણોમાં કોઇ કોઈ કુતરાઓ માણસો કરતાં સરસ નીવડયા છે. એક દયાળુ કુતરાના દીલગુરદા માટે કહે છે કે તે શેઠ સાથે જ્યારે ગાડીમાં જતો અને જ્યારે શેઠ ઘોડાને ચાબુક મારતો ત્યારે તે ધણીની બાંધ ખેંચતો કે તે ઘોડાને નહીં મારે. બરફના પહાડોમાં એવા જાન બચાવનારા કુતરાઓની વાત આપણે બચપણમાં વાંચી છે. એવા એક કુતરાની છાતીપર ૨૨) જાન બચાવવા માટેનો ચાંદ હતો.

એડીનબરોમાં એક કુતરાની કબરપરની સંગેમરમરની તખ્તી તેની વફાદારીની ગવાહી આપે છે કે ૧૨ વર્ષ સુધી દર રાત્રે લાગટ તે પોતાના ધણીની કબર પર સખ્ત મોસમમાં પણ સુતો.

**જાનવરો પણ અમર :**—માણસોનાં રવાન માટે આપણે બોલીએ છીએ કે તે અમર છે, પણ મુર જેવો અભ્યાસી કહેછે કે જાનવરોનો આત્મા પણ અમર છે. તે કહેછે કે,

"Of one thing I am positive, and that is, that there are the same grounds precisely for believing in the immortality of the bird and the quadruped as there are for the belief in human immortality."(૧)

એ અમર્ગીના સંબંધમાં જાણીતો જર્મન શાસ્ત્રી હએકલ ( Haeckel ) એક ધણી માટે વાત કહે છે, કે તે ૩૦ વર્ષ સુધી, તેની બાયડી મરણ પામવા પછી, એકલો પ્રુર્વ પ્રશીઆમાં રહ્યો હતો. તેની સાથે બે નોકરો અને કેટલાક કુતરા હતા. તે દરેક કુતરા સાથે જાણે મનની વાતચીતના સંબંધ ( Psychic communtion ) માં રહેતો. તે કહેતો કે તેનામાં કુતરાઓમાં તેના નોકરો કરતાં વધુ સમજ હતી. એ બાબે હએકલ કહેછે કે "He was as convinced of their personal immortality as he was of his own. Some of his most intelligent dogs were, in his impartial estimation, at a higher stage of psychic development than his old stupid maid and his rough and wrinkled man-servant. Any unprejudiced observer who will study the psychic phenomena of a fine dog for a year, and follow attentively the processes of its thought, judgment, and reason, will have to admit that it has just as valid a claim to immortality as man himself.' (૧)

યુનાની કવી એરીસ્ટોફેનીસ ( Aristophanes )નો "પક્ષીઓ" ( The Birds ) નામનો હાસ્યરસ નાટક પક્ષીઓની એક પ્રકારની શ્રેષ્ટાઇનો જાણે ખ્યાલ આપે છે. એથન્સે સીસીલી સામે હુમલો મોકલ્યો હતો અને હાર ખાઇ આવ્યું હતું, તેની ઉપર એ ટીકા કરે છે અને પોતાના નાટકમાં નીચે પ્રમાણે વાર્તા રજુ કરેછે :—એથન્સના બે શેહેરીઓ તે શેહેરની રાજદ્વારી અને સંસારી સ્થિતિથી નારાજ થઇ બાહાર નીકળી જાય છે અને એવી જગ્યાએ જાયછે કે જ્યાં મારામારી ન હોય યા કાયદાશાસ્ત્રીઓ યા ધર્મગુરૂઓ, યા નીંદાખોરો યા ખુશામતીયાઓ નહીં હોય. તેઓએ પોતાના ભોમીયા તરીકે જુદી જુદી જાતના બે કાગડા ( a raven and a Jackdaw ) ને લીધા. એ બે કાગડાઓ તેઓને પક્ષીઓના મુલકમાં લઇ ગયા. ત્યાં તેઓએ સર્વ પ્રાણીઓમાં પક્ષીઓને સરસ જોયાં. ત્યાં પક્ષીઓ એ બે ધણીઓને અને તેઓ મારફતે માણસ જાતને નીચલી શીખામણ આપે છે :—

"Ye children of man! whose life is a span,
Protracted with sorrow from day to day,
Naked and featherless, feeble and querulous,
Sickly calamitous creatures of clay!
Attend to the words of the sovereign birds,
Immortal, illustrious lords of the air,
Who survey from on high, with a merciful eye,
Your struggles of misery, labour and care.
Whence you may learn and clearly discern
Such truths as attract your inquisitive turn." (૨)

---

(૧) The Universal Kinship p. 161.
(૨) "Hours with the Immortals." p. 29 by Dr. Downes.

**અરદેશર બાબેગાનને નર અને માદા ગુરખર ઉપરથી મળેલો બોધ:—** કહેછે કે અરદેશર બાબેગાને પોતાની રાણી અને બચ્ચાંને એક ગુરખરના શેકારપરથી યાદ કીધાં હતાં. તેણે પોતાની રાણીને તેણીની તકસીર માટે મારી નાખવાનો હોકમ કીધો હતો. તેના દસ્તુરે તેના હોકમ છતાં તેણીને, તેણી તે વખતે ગર્ભવંતી હાલતમાં હતી તેથી, સલામત સાંતી રાખી હતી. એક વખત અરદેશર શેકારે ગયો. ત્યાં તેણે નર, માદા અને બચ્ચું એવાં ત્રણ ગુરખર જોયાં. તેણે માદા તરફ પોતાનો તીર ફેંકયો કે તુરત નરે વચમાં આવી પોતાની માદાને બચાવી, અને પોતાનાં શરીર ઉપર તીર લઇ પોતે માર્યો ગયો. પછી તેણે બચ્ચાં તરફ તીર ફેંકયો કે તુરત માદા વચમાં આવી બચ્ચાંને બચાવી પોતે મુઇ. આ દેખાવ જોઇ અરદેશરને લાગી આવ્યું અને પોતાની આગલી વર્તણુંક માટે પસ્તાવા લાગો કે, "અરે! જાનવરોમાં પણ માયા મોહોબત છે કે નરે માદા ખાતર અને માદાએ ફરજંદ ખાતર પોતાનો જાન આપ્યો! પણ મેં મારી રાણીને તેણીનાં પેટમાંનાં બચ્ચાં સાથે, મારા વજીરે તેમ નહીં કરવાને સમજાવ્યું તે છતાં મારી નખાવી." તે એવી ચીંતાભરી હાલતમાં હતો ત્યારે વજીરે આવી ખુલાસો કરી તેની રાણી અને ફરજંદને હાજર કીધાં.

**સીકંદર અને ખએઝરની વાર્તા શાહનામાં પ્રમાણે:—** ફીરદોસી કહે છે કે સીકંદર એક વખત આબે હૈયાત (Water or Elixir of Life) શોધવા નીકળ્યો. તે ફતેહ મેળવતો મેળવતો પશ્ચીમ તરફ આગળ વધ્યો હતો. ત્યાં એક શેહેર આગળ આવી ત્યાંના એક આગેવાનને પુછ્યું કે, "અંહી કોઇ કરામત યા અજાયબી જોવાની છે?" તેણે કહ્યું કે, "અહીં એક પાણીનો ચશમો છે, તેને લોકો 'આબે હૈયાત' કહે છે. ત્યાં જવાનો માર્ગ તદ્દન અંધારો છે. તે ચશમા માટે કહે છે કે તેનું જે ધણી પાણી પીએ તે અમર થાય છે. બેહેસ્તમાંથી ત્યાં માર્ગ છે અને ત્યાં જનારના ગુનાહ ઓછા થાય છે."(૧) સીકંદરે કહ્યું કે અંધકાર છે ત્યારે સવારીનાં જાનવરો અંદર કેમ દાખલ થાય? પેલા ધણીએ કહ્યું કે જવાન ઘોડાઓથી જવાય શકાય.

કહે છે કે સીકંદર ત્યાં ચાર વર્ષની ઉમરના જવાન ૧૦,૦૦૦) ઘોડાનું લશ્કર લઇ જવાને નીકળ્યો. અંધારી જગ્યામાં જવા માટે ઘોડા પસંદ કરવાની મતલબ એ કે ઘોડાને માટે કહે છે કે ગમે તેવાં અંધારામાં પોતાનો માર્ગ તેઓ શોધી શકે છે. સીકંદર આગળ વધ્યો તો તે ખીલતા સુંદર બાગો સાથનાં એક મોટાં શેહેરમાં આવી પોંહચ્યો. પછી ૪૦ દીવસનો ખોરાક લેઇ થોડાક ચુનંદા માણસો સાથે આબે હઇયાતના ચશ્મા તરફ આગળ વધ્યો. તેણે પોતા સાથે એક ભોમીયો લીધો. તે ભોમીયો ખીજર નામનો હતો. તેણે ખીજરને કહયું કે "મારી પાસે બે લાલ છે, જેનીથી અંધકારમાં રોશની પડે છે. એક તું સાથે રાખ, બીજું હું મારી પાસે રાખું."

એમ તૈયાર થઇ ખીજરની સાથે સીકંદર થોડાંક ચુનંદાં લશ્કર સાથે પેલા અંધકારમાં દાખલ થયો કે એકાએક આવાજ આવ્યો કે, "અલ્લા અકબર" એટલે "ખોદા

---

(૧) ચુનીન ગોફ્ત રોશન દેલ પુર ખેરદ
કે હર કે આબે હઇયાત ખુરદ હએ મીરદ
જ ફીરદુશ બાશદ બદાન ચશ્મે રાહ
બેશુઇ બદુ તન બેરીજદ ગુનાહ.

મોટો છે." આગળ વધતાં ખીજરે ખોરાકનો સામાન છોડાવી દેવાડયો. બે દાહડા અને રાત પેલાં અંધારાંમાં બધા આગળ વધ્યા અને કોઇએ કાંઇપણ ખાણું ખાધું નહીં. ત્રીજે દાહાડે માર્ગમાં બે રસ્તા આવ્યા. ત્યાં સીકંદર રસ્તો ભુલ્યો અને ખીજરથી છુટો પડી ગયો. ખીજર આગળ વધ્યો અને આબે હેયાતના ચશ્મા આગળ જઇ પોંહતો અને અમર થયો.

સીકંદર તો આગળ વધતાં પાછો રોશનીમાં એક ગામ આગળ આવ્યો. ત્યાં એક પાહાડ જોયો. તે ઉપર બે સ્થંભો જોયા તે ઉપર બે પક્ષીઓ બેઠેલાં હતાં. તેઓ રૂમી ભાષા બોલતાં હતાં. તેઓએ સીકંદરને આવકાર દીધો. એક પક્ષીએ કહ્યું કે "ઓ! તું કે જે રંજ ખેંચી પોતાનાં દેલને સીંગાર આપે છે (એટલે જે રાત દાહાડો મેહેનત કરે છે) તે આએ ત્રણ પાંચ દાહાડાની દુનિયામાં શું શોધે છે? તું તારૂં સર બુલંદ આસ્માન તલક પોંહોચાડશે તોપણ તે સેવટે તુંને ખાલી હાથે ફેરવશે."

પછી સીકંદર તે પાહાડ ઉપર ચહડયો ત્યારે ઇસ્રાફીલ ફરેસ્તાએ તેને કહયું કે,

"ઓ બન્દા! આટલો બધો રંજ ના કર. કારણકે એક દાહાડો તારા કાનમાં આવાજ આવશે કે તું રાજ અને તખ્ત માટે એટલી બધી જેહમત ના લે. જવાની તૈયારી કર અને સામન બાંધ."

પછી કહે છે કે જ્યારે સીકંદર લશ્કર સાથે આગળ વધ્યો ત્યારે એક અંધારી જગ્યાએ પાછો એક આવાજ આવ્યો કે, "અહીં રસ્તામાં જે ઘણી પથ્થર ઉંચકશે તે પોતે જે હાથમાં ઉંચકશે તેથી પસેમાન થશે. જો કોઇ ઘણી કાંઇ નહીં ઉંચકશે તો તેથી પણ પસેમાન થશે અને બેઉ તેનો એલાજ દેલથી શોધસે." એ આવાજ સાંભળી લશ્કર વિચારમાં પડયું કે પથ્થર લઇએ કે નહીં. કેટલાકોએ લીધા કેટલાકોએ નહીં લીધા. બધા અંધકારમાંથી બાહાર ગયા. રોશનીમાં જઇ તે જુએ છે તો જેઓએ પથ્થર ઉઠાવ્યા હતા તેઓને માલૂમ પડયું કે તે પથ્થર તો લાલ અને માણેક હતા. તે જોઇ તેઓ પસ્તાવા લાગા કે, "અફસોસ! વધારે લેવાયા નહીં." જેઓએ નહીં લીધા હતા તેઓ પણ પસ્તાવા લાગા કે, "અફસોસ! લાલ અને માણેક ગુમાવ્યાં."

દબેસ્તાન આ અલંકારીક વાર્તાનો ખુલાસો કરે છે કે ખીજર તે જ્ઞાની આત્મા (Intellectual soul) છે અને સીકંદર તે જાનવરી આત્મા (Animal soul) છે. જેમ ખીજર સીકંદર સાથે મળ્યો તેમ માણસમાં એ બેઉ આત્મા ભેગા મળે છે. એ બે માંથી જે જાનવરી આત્માને દાબી જ્ઞાની આત્માને ખીલવે છે તે આબે હૈયાત મેળવે છે.

આ વાર્તા અને આ ખુલાસા મુજબ માણસે પોતામાં બહમનની શકતીને ખીલવવાની છે.

---

(૧) The Universal Kinship p. 161.

# બર વખત.(૧)

"અવ પધો અવ જસ્તે અવ ઉશિદારયઘ્વેમ મજદયસ્ન જરથુસ્ત્રયો! દાઈતયનામ રથ્વ્યનામ ર્કૃષતનામ ષ્કયોથનનામ વરેજાઇ, પઇરિ અદાઇત્યનામ અરથ્વ્યનામ દુજવર્ષતનામ ષ્કયઓથ્નનામ વરેજાઇ."

(વીસ્પરદ કરદો ૧૫ ફ. ૧.)

**અર્થ**—ઓ જરથોસ્તી મજદયસ્નાનો! તમારા પગો, હાથો અને હોશિયારી મજબુત રાખો, લાયક **બરવખત**નાં ભલાં કામો કરવા માટે, નાલાયક **કવખત**નાં બુરાં કામો કરવાથી દૂર રહેવા માટે.

**નવી ફસલ મંડળી:**—આજે હું આપણી આ નવી બરપા થયલી ફસલ મંડળી સનમુખ પેહેલી વાર ઉભો છું. જોકે હું પેહેલી વાર ઉભો છું, તોપણ અત્યાર આગમચ, ગયા જમશેદી નઓરોજના મુબારક દિવસે એક જશન કરી એ મંડળીએ પોતાનો પાયો નાંખ્યો તે દિવસે સાંજેજ, મારાં એક ભાષણમાં હું આ મંડળીને મુબારક દુઆઓ ચાહી આવકાર દઇ ચુકયો છું.

આ મંડળીનું શુભ કામ આ છે કે આપણામાં વખતની ગણત્રી બર વખતે ચાલુ નહીં રહેવાથી આપણા જે તેહેવારો અને જશનો કવખતે થાય છે, તેઓને બર વખતે કરવાં. ખોદાતાલા આ ભલાં કામપર પોતાના સઘળા આશીરવાદ વરસાવે.

હવે આજે હું કાંઇ મંડળીનાં કામ બાબે વીવેચન કરવા ઉભો નથી અથવા તે બાબે વધુ સીફારસ કરવાનો ઇરાદો રાખતો નથી. તે બાબે મંડળીના સ્થાપકે ઘણું કહ્યું છે અને હજુર ઘણું કહેવાને તેવણ સામર્થવાન છે. આ મંડળી જે કહે છે તે બાબે આપણા તોલાના સમજુ ભાગમાં કાંઇપણ શક, યા મતફેર, યા બેમત નથી. આપણે વર્ષ, જેમ બરાબર આખું ગણવું જોઇયે તેમ ગણતા નથી અને કસરનો વખત ઉમેરતા નથી, તેથી આપણે દર ચાર વર્ષે એક દહાડો પછાત પડતા જઇએ છીએ, એમ સર્વ સમજુ સાહેબો જાણે છે અને સમજે છે. પણ હવે તે સુધારવા કાજે શું કરવું અને કેમ કરવું તે બાબે આનાકાની છે. તે આનાકાની કમી થાય અને કોઇ પગલાં લેવાય તે બાબે પ્રજામત ખીલવવાની આ મંડળીની મતલબ છે. પેહેલું પગલું તે બાબે આ છે કે આપણા ગાહમબારો જે ૠતુના મુખ્ય તેહેવારો છે, તે ગાહમબારો સૂર્યની ચાલના સંબંધમાં ચોકસ બર વખતે પાળવામાં આવે તેમ કરવું. તે પગલું આ મંડળે લીધું છે.

હવે આપણે વર્ષને સંપૂર્ણ આખું ગણતા નથી તેથી આપણે વખતની ગણત્રીમાં પછાત પડતા જઇએ છીએ એમ સર્વ સમજુ સાહેબો સમજે છે, તેઓ સમજે છે, એટલુંજ નહીં, પણ તેઓમાંથી કોઇક પોતાનાં વર્ષોની ગણત્રી તે મુજબ ગણવા લાગા

---

(૧) આ વિષય ઉપર રોજ ૩ જો માહ ૧ લો શેહનશાહી સને ૧૨૭૬ યજદજરદી, તા૦ ૧૬ મી સપટેમ્બર ૧૯૦૬ ને વાર આદીતને દિને સાંજે ૬ કલાકે ઑલબલેસ બાગમાં ફસલી જશન મંડળી તરફથી એ મંડળની ગણત્રી પ્રમાણેના પેતેશહેમ ગાહમબારની યાદમાં કરવામાં આવેલાં જશન બાદ એક જાહેર વાયેજ આપી હતી.

છે. દાખલા તરીકે કોઇક પોતાની સાલગીરેહ અંગ્રેજી તારીખ, જે વર્ષને આખું સંપૂર્ણ ગણત્રીમાં લઇને અને દર ચાર વર્ષે એક દાહાડો કસુરનો ગણત્રીમાં લઈને ગણવામાં આવેછે, તે મુજબ પાળે છે, એટલુંજ નહીં, પણ કોઇક સાહેબો ધાર્મીક ક્રિયાઓમાં પણ એ ગણત્રીથી કામ લેવા લાગા છે. મારે હસ્તકની મરહુમ શેઠજી જીજીભાઇ દાદાભાઇની કાલાબાની દરેમેહેરમાં એ સાહેબોએ પોતાનાં વાહલાંઓની બાજ ગયાં વર્ષમાં મરનારોના પારસી રોજ પ્રમાણે નહીં પણ અંગ્રેજી તારીખ પ્રમાણે કીધી છે.

**ગાહમબારોની અગત :**—આપણા રેવાજ મુજબ આપણા તેહેવારોમાં ગાહમબારો ઘણા અગતના અવસરો છે. આ મંડળીએ પોતાની શરૂઆતમાંજ એ ગાહમબારો પાળવાના શરૂ કર્યા છે, તે બરહક છે. આપણા તેહેવારો યા જશનો ત્રણ પ્રકારનાં છે:—

૧. તવારીખના બનાવોના સંબંધના ( Historical festivals ), જેવાં કે જમશેદી નઓરોજ, જશને સદેહ વીગેરે.

૨. યજદોના સંબંધનાં, એટલે કોઇ મહીના ઉપરના મવક્કલ યજદનું નામ ધરાવનાર રોજનાં જશન, જેવાં કે આદરગાન, આબાનગાન, મેહેરગાન, તીરંગાનનાં ધાર્મીક જશનો ( Religious festivals ).

૩. રૂતુનાં જશનો ( Season festivals ).

એ ત્રણમાં છેલ્લાં અગતનાં છે. ખાસ કરી આપણો ધર્મ, જે કુદરત ઉપરથી કુદરતના ખાવિંદ ઉપર લઇ જાય છે, તે ધર્મમાં એ ઘણાં અગતનાં છે. એક લખનાર કહે છે કે કુદરત ( Nature ) એક ભાષા છે કે જે મારફતે ખોદા પોતાના વિચારો જણાવે છે. તે કહે છે કે, "All Nature is the language in which God expresses his thoughts, but the thoughts are far more than the language. Thus it is that the invisible things of God may be clearly seen and understood from the things that are made." (૧)

**અર્થ**—"સર્વ કુદરત એક ભાષા છે કે જેમાં ખોદા પોતાના વિચારો દર્શાવે છે. પણ તે વિચારો ભાષા કરતાં વધારે અગતના છે. એ પ્રમાણે ખોદાની અણદીઠ ચીજો તેની બનાવેલી ચીજો મારફતે ખુલ્લી જોવાઇ શકાય છે અને સમજી શકાય છે."

ત્યારે ગાહમબારો જેઓને કુદરત સાથે સંબંધ છે તે વાજબી રીતે અગતના તેહેવારો ગણાય છે.

**વિષયની બાબત :**—હવે આજે હું, મેં ઉપર કહયું તેમ, આ મંડળીનાં કામની હીમાયત યા સીફારસમાં યા તેની જરૂરીયાત બાબે કોઈ ભાષણ કરવાને ઉભો નથી, પણ "બર વખત" એટલે લાયક સવખતે કામ કરવાની બાબત ઉપર એક વાએજ કરવાને ઉભોછું. મેં મારી બાબત માટે "બર વખત" નો વિષય પસંદ કર્યો છે કારણ કે એ વિષયની સુચના આપણને આ મંડળનાં કામ ઉપરથી અને ગાહમબારના જે અવસરો તે આજના જેવા પ્રસંગે પાળે છે તે ગાહમબારના તેહેવારો ઉપરથી મળે છે.

ગાહમબારની વીસ્પરદ, જે માટે હું એક વખત આગળ લંબાણથી બોલ્યો છું, તેનાં ભણતરનો ઉપર યાદ કરેલો ફકરો મારા વિષયનો આધાર છે. તેમાં માજદયસ્નાનોને

---

(૧) Christian Mysticism by Ange. p. 249.

બીદાર કરી અર્જ કરવામાં આવે છે કે, " ઓ જરથોસ્તી મજદયસ્નાનો ! બીદાર થાઓ અને ઉદ્યોગી થઈ તમારાં ભલાં કામો સવખતે કરો. કવખતે કામો કરવાથી દૂર રહો."

**બર વખત માટેનો અવસ્તાનો શબ્દ :**—બર વખત માટેનો આપણો અવસ્તાનો શબ્દ 'રથવ્ય' છે. એ 'રથવ્ય' શબ્દ 'રતુ' શબ્દ ઉપરથી નીકળ્યો કે જે 'રતુ' શબ્દ તે સંસ્કૃત ઋતુ છે, અને જેનો અર્થ ફસલ અથવા મોસમ થાય છે. ત્યારે એક કામ 'રથવ્ય' એટલે 'બર વખત' ત્યારે કહેવાય કે જ્યારે તે ૠતુ પ્રમાણે યા સવખતે થાય.

હવે જે કામ ૠતુ પ્રમાણે, અથવા વખત પ્રમાણે, અથવા બર વખતે થાય તે બરાબર થાય. એ ઉપરથીજ 'રથવ્ય' શબ્દનો બીજો અર્થ " કાયદા પ્રમાણે," " ઘટતું," "વાજબી" થાય છે. દાખલા તરીકે આજે જશન કરતાં આફ્રીનગાનમાં પાદશાહ માટે દુઆ ગુજારતાં ભણવામાં આવ્યું કે :

વવને બુગે રથવ્ય મનંઘહ, રથવ્ય વચંઘહ, રથવ્ય શ્યઓથ્ન.

**અર્થ**—તે કાયદાસર યા વાજબી વિચારથી, વાજબી વચનથી, વાજબી કામથી ફતેહમંદ થાઓ.

ત્યારે આ ફકરાઓ ઉપરથી આપણે બે બાબત જોઇએ છીએ.

૧. જે વખતસર થાય તે વાજબી, કાયદાસર અને ઘટતું થાય.

૨. અને જે કાયદાસર અને વાજબી અને ઘટતું થાય તેથી ફતેહ મળે.

ત્યારે જે કામ વખતસર થાય તે કામને ફતેહની એક જામીનગીરી મળે છે.

**ક્રિયામાં વખતસરની ભેટ :**—આપણી વીસ્પરદમાં પણ ક્રિયા કરનાર જોતી ક્રિયાની ચીજો અર્પણ કરવાને માટે બોલે છે, ત્યાં વખતસરની ભેટ માટે બોલે છે. ત્યાં કહેછે કે, (1)

" યત ઉજદાતેમ યત આવિસ્તેમ યથ દીશ આવએઘયત અહુરો મજદાઓ અશાવ યથ દીશ આવએઘયત યો અશાવ જરથુસ્ત્રો યથ દીશ અજેમ યો જઓત આવએઘયેમ્નિ વીધ્વાઓ અઓષામ યસ્નેમ્ય વહમેમ્ય વીધ્વાઓ દાઇત્યનામ અવિસ્તીમ વીધ્વાઓ રથવ્યામ આવિસ્તીમ."

**અર્થ**—" આએ ઉંચે ધરેલી, આએ તપાસેલી (ભેટ), જે પ્રમાણે અશો ઓહરમજદે જણાવી, જે પ્રમાણે અશો જરથોસ્તે જણાવી, તે પ્રમાણે હું જોતી, જે તેઓની આરાધના અને સ્તુતીનો જાણનાર છું, તેઓની લાયક તપાસેલી ભેટ ( શું તે ) જાણનાર છું, વખતસરની તપાસેલી ભેટ ( શું તે ) જાણનાર છું, તે જણાઉં છું ( યાને રજુ કરૂં છું)."

આ ફકરામાં જે ઇસારો છે તે ક્રિયામાં વખતસરની ચીજો રજુ કરવાનો ઇસારો છે. એ વખતસરની ચીજો તે ચોકસ મોસમોએ રજુ કરવાની ચીજો દિસે છે.

**વખતસર આપવાની ચીજ :**—જે ચીજ વખતસર આપી હોય તે વધારે સ્તુતીપાત્ર છે. દાખલા તરીકે આવાં અર્દ્વીસુરની નીઆએશ ( હા. ૬૫ ફ. ૨ ) માં અર્દ્વીસુર અનાહીતની સ્તુતી કરતાં કહે છે કે તે માતાને બર વખતે દુધ આપે છે ( યા વીસ્પનામ હાઇરિષીનામ દાઇતીમ રથ્વીમ પએમ અવબરઇતિ ). માતાઓ બાળકને જનમ આપે ત્યારે તે વખતે, તે બર વખતે તેઓની છાતીએ દુધ આપવા માટે અર્દ્વીસુર વધારે સ્તુતીપાત્ર ગણાય છે.

---

(૧) વીસ્પરદ કરદો ૧૧ ફ. ૧૯.

**બર વખતનાં ભણતર:**—મેહેર યશતમાં મેહેરની આરાધના માટે બોલતાં જણાવે છે કે મેહેર યજદને જે બર વખતના કલામથી (યાને ઘટતા અને વખતને અનુસરતા કલામથી) ઇજે છે તેને તે બખ્શેશ આપે છે. "તૂમ...........નમાનાઓ મસિતાઓ દધાહિ........... સે થ્વા અઓખ્તો નામન યસ્ન, રથ્વ્ય વચ યજાઇતે "[1].

**અર્થ**—"જે ધણી સારાં નામની યજશ્નેથી અને બર વખતનાં વચનોથી તુંને આરાધે છે તેને તું બુલંદ ઘરો આપે છે."

વીસ્પરદ[2]માં એક જગ્યાએ કહે છે કે, "અવિ રતુશ અવિ રથ્વ્ય ગેરેન્તે."

**અર્થ**—ઘટતે વખતે (યા રૂતુએ), ઘટતે વખતે (યજદોની) કીર્તિ ગાવી.

વળી એજ કરદા (ફ. ૨)માં આગળ ચાલતાં કહે છે કે,

"ફ્રા ગવે વેરન્દયાઇ મજદયસ્ન જરથુસ્ત્રયો આ હીમ વઓધયમહી રથ્વએચ ય્યજદએચ રથ્વએચ રતુફ્રીતયએચ વીસ્પયાઓ–સાંચયે અષઓનો સ્તોઇશ યસ્નાઇચ વહમાઇચ ક્ષનઓથ્રાઇચ ફ્રસસતયએચ."

**અર્થ**—ઓ માજદયસ્નાન જરથોસ્તીઓ! દુનિયા માટેની વૃદ્ધીને કાજે અશોઇની કોઇબી પેદાયશની આરાધના કરવા, વખાણ કરવા, તેને ખુશનુદ કરવા અને તેની સ્તુતી ગાવા બર વખતની ય્યજદ અને બર વખતની બંદગી અમો રજુ કરીયે છીએ.

આ ફકરા ઉપરથી દીસે છે કે ય્યજદ પણ બર વખતની જોઇએ અને બંદગી પણ બર વખતની જોઇએ.

હવે બર વખતની ય્યજદ એટલે શું? એવું દિસે છે કે અહીં મોસમે ઉત્પન્ન થતી ચીજો અર્પણ કરવાનો ઇસારો છે.

**જે બર વખતે (રતુ=રૂતુ=વખત પ્રમાણે) હોય તે સરદાર (રતુ) થાય**—રતુ શબ્દનો અર્થ જેમ રૂતુ થાય છે તેમ સરદાર (રદ) પણ થાય છે. શબ્દશાસ્ત્ર પ્રમાણે એક ધાતુ ઉપરથી નીકળનારા શબ્દો વચ્ચે મુળમાં કાંઇ સંબંધ હોય છે. એવો સંબંધ હું આ 'રતુ' શબ્દના બે અર્થ "રૂતુ" અને "સરદાર"માં જોઉં છું. જે ચીજ બરાબર રૂતુ પ્રમાણે વખત સર ઉત્પન્ન થાય તે સરસ થાય. તે સરસ થાય તેથી તે પોતાના વર્ગની સરદાર (રતુ અથવા રદ) થાય. કવખતની ચીજ હલકી ઉતરતી થાય. ત્યારે કોઇ પણ કામ બર વખતે કીધેલું સરસ ગણાય.

બર વખતે ગાહમબારો કરવાની યત્ન કરનારાં આ મંડળમાં જોડાઇ આપણે જે ધડાનો છાપ આપણાં મન ઉપર મારવાનો છે, તે આ છે, કે આપણે આપણું કામ હમેશાં "બર વખતે" કરવું જોઇએ. બર વખતે કામ કરવું, સવખતે કામ કરવું, એ તે કામની ફતેહની મોટી જામીનગીરી છે.

ગાહમબાર શબ્દમાં 'ગાહ' એટલે 'વખત' શબ્દજ આપણને વખત, વખત અને વખતનું ભાન આપે છે. એ 'ગાહ' શબ્દ આપણો અવસ્તાનો 'ગાતુ' છે. એ 'ગાહ' શબ્દ આપણાં ફારસી પુસ્તકોમાં નીચલા ત્રણ અર્થે વપરાય છે:—

ગાહ (અવસ્તા ગાતુ) એટલે વખત

---

૧. મેહેર યશ્ત ફ. ૩૦.
૨. કરદો ૪ ફ. ૧.

ગાહ ( અવસ્તા ગાતુ ) એટલે જગ્યા

ગાહ ( અવસ્તા ગાથા ) એટલે "ગાથા" અથવા "ભણુતર".

ત્યારે ગાહમબાર શબ્દમાંનો " ગાહ " શબ્દજ તેનાં જુદાં જુદાં રૂપમાં સુચવે છે કે, " જે ધણી ચોકસ ગાહે ( ગેહે ) એટલે બર વખતે ગાહ ભણે અથવા ગાથા ભણે તો તે પોતાને માટે લાયક ગાહ એટલે જગ્યા મેળવે."

બંદગી પણ જેમ આપણામાં તેમ બીજી પ્રજાઓમાં ચોકસ વખતો માટે ચોકસ નેમેલી છે. જેમકે સવારે હાવન ગેહ, બપોરે રવીથવન, વીગેરે.

ગાહ અથવા ગાથાનો એક અર્થ " ગા " એટલે ગાવું ઉપરથી ગાયણ થાય છે. હવે એ ગાયનો પણ ગાયનવિદ્યા પ્રમાણે ચોકસ વખતો માટે જૂદાં જૂદાં હોય છે. સવારે ફલાણા પ્રકારનું અને ફલાણા રાગનું ગાણું ગાવું અને પાછલી રાત્રે યા સાંજે ફલાણા પ્રકારનું અને ફલાણા રાગનું ગાવું, એમ છે. એ ઉપરથી આપણામાં વાજબી કહેવત છે કે " વખતનાં ગીત વખતે સારાં લાગે."

ત્યારે આપણા ગાહમબારો, જેમાંનો એક, તેની બરહક ગણત્રી પ્રમાણે, પાળવાને આજે આપણે ભેગા મળ્યા છીએ, તે આપણને મુખ્ય બોધ આપે છે કે " બર ગાહે અને બર વખતે ભણેલી ગાહ અથવા ગેહ અથવા ગાથા આપણને દાઇતય ગાતુએ, દાદ ગાહે, લાયક જગ્યાએ પહોંચાડે છે, પછી તે લાયક જગ્યા આ જેહાનમાં હોય કે કોઇ બીજી જેહાનમાં."

**ગેહે ભણવી અથવા ગાથા ભણવા તેનો બોહોળો અર્થ:**—હવે "ગેહ ભણવી અથવા ગાથા ભણવા યા એવું કાંઇ પણ ભણતર ભણવું" એ શબ્દોને આપણે આપણા ધડા માટે બોહળે અર્થે લેવું જોઇએ. મેં ગયા નોરોજને દાહડેજ કહયું છે તેમ ભણુતર પણ એક જાતનું ગંભીર કામ છે. કોલેરીજ ( Colleridge ) ના આ શબ્દો છે કે, " Of all mental exercises earnest prayer is the most sincere " એટલે " મનની કસરતો ( યાને મનને ખીલવવાનાં કામો ) માં ખરાં જીગરની બંદગી ઘણું ગંભીરમાં ગંભીર કામ છે." હવે જેમ બંદગી એક કામ છે તેમ પેલી જાણીતી અને વારે ઘડીએ બોલાવલી કહેવત Laborare est orare (Work is Worship) પ્રમાણે " કામ એક બંદગી છે."

ત્યારે 'ભણુતર' યા 'બંદગી' શબ્દને બદલે આપણાં ઉપલાં બોધ દેનારાં અનુમાનનાં વાકયમાં " કામ " શબ્દ લઇએ તો આ બોધ મળે છે કે "બર ગાહે યાને બર વખતે કરેલું કામ આપણને લાયક જગ્યાએ પોંહોચાડે છે."

**લાયક જગ્યા તે શું ?**—હવે બર વખતે કામ કરવાથી મળતી લાયક જગ્યા શું છે ? પેહેલું તો તે લાયક જગ્યા આ દુનિયાનીજ છે. આ દુનિયામાં, તમારી આજુબાજુની મંડળી ( Society ) માં, તમો કોઇ માનભરી લાયક જગ્યા ( position ) મેળવવા માગતા હોવ, તો તમારે લાયક બર વખતે કામ હાથ ધરવાં. બર વખતે કામ હાથ ધરશો, વખતને તેની બોચીમાંથી પકડી તેનો ઘટતો ઉપયોગ કરશો, તો મંડળીમાં તમો સારી જગ્યા, સારો દરજ્જો મેળવવાને શકિતવાન થશો.

બર વખતે કામ કરવાથી ફકત મંડળીમાંજ નહીં, ફકત આ દુનિયાનીજ મંડળીમાં નહીં, આ જીંદગીમાંજ નહીં, પણ બીજી જીંદગીમાં પણ સારી જગ્યા, સારી હાલત મેળવવાને શકિતવાન થશો.

**બર વખતના સંબંધમાં દર સવારની દુઆ:**—આપણુ દર સવારે ઉઠતાં તે દાદારને યાદ કરી આપણાં કામ માટે દુઆ માગીયે છીએ. આ દુઆમાં, આપણે આપણાં જીગરથી, તે દાદાર હજુર જે પણ વિચારો રજુ કર્યે યા શબ્દો બોલીયે, તે સર્વમાં, રસ્કીન જણાવે છે તેવા પ્રકારના શબ્દો ઘણા અગતના છે કે "એ ખોદા અમો આજના અમારા દિવસનો વખત ગુમાવીએ નહીં." રસકીન કહે છે કે "The best prayer at the beginning of a day is that we may not lose its moments; and the best grace before meal, the consciousness that we have justly earned our dinner" (૧).

એટલે "દિવસની શરૂઆતમાં સર્વથી સરસ બંદગી આ છે કે આપણે તેની ઘડીઓ ફોકટ ગુમાવીએ નહીં, અને ખાણું ખાવા આગમચની સર્વથી સરસ બંદગી આપણું આ ભાન છે કે આપણે આપણું ખાણું હકદાર પ્રમાણીક રીતે મેળવ્યું છે."

રસ્કીનના આ શબ્દો કહે છે કે દરેક આદમીએ સહવારના પોહોરમાં ઠરાવ કરવો કે તેણે તે દાહડાનો કોઇ પણ વખત ગુમાવવો નહીં. આજનું કોઇ પણ કામ કાલ ઉપર રાખવું નહીં. નોશેરવાન અદલે પોતાનું રાજ્ય શરૂ કરતાં રાજગાદીએ આવતાં પોતાનાં એક ભાષણ ( Coronation Speech ) માં વખત માટે, અને વખતનો સારો ઉપયોગ કરી ભલાં કામો કરવા માટે, જે કહયું છે તે આ પ્રસંગે યાદ કરવા જોગ છે.

## નોશેરવાને તાજ પોશી વખતે કરેલું ભાષણ.

### વખતનો સારો ઉપયોગ.

કાલપર ના રાખ તું આજનું જે કામ,
કોણ જાણે કાલ કેવી નીવડેછ તમામ!
આજે જે ખીલ્યાં બાગોમાં ફુલ,
તે કાલે જો ચુટયાં તો રદ જાય કુલ.
દરૂસ્ત હોય જયારે તારૂં આ તન!
માંદગીના ખ્યાલથી પુર રાખ મન.
જીંદગીમાં મોહોતની સદા રાખ યાદ,
પવન આગળ જેમ નહિ પાનની બીસાદ.
કામમાં જો થશે તું કદી પણ સુસ્ત,
તો થશે નહિ તારી યોજના દરૂસ્ત.
અદેખાઇ અખત્યાર કરે કોઇ મર્દ,
તો તબીબ છે નાચાર આગળ તે દર્દ.
હવસ કોઇ રોકે તારૂં જો ધ્યાન,
તો મુર્ખાઇની તે છે ખુલ્લી નિશાન.
પોસે જે ઘણું ને કરે જુજ કામ,
નહીં તેની આબરૂ કીર્તિ કે નામ.
બુરાઇનો રાહ છે અંધારો ગાર,
રાસ્તીનો રાહ છે બારીક એક તાર.

---

(૧) The Crown of Wild Olive by John Ruskin. (1866) p. 22.

ગમે તેવું જાણે સરસ તું કામ,
તે સુસ્તીથી થશે નિષ્ફળ તમામ.
જબાન તારી કરશે જુઠું અખત્યાર,
તો ફરતા આ આકાશમાં થશે નહિ ઠાર.
જુઠું છે એક જાતની નબળાઇનું નામ,
દરૂસ્ત તે નબળાઈપર રડવું તમામ.
સકારે ઉઠવાની ટેવ રાખે શાહ,
તો દરૂસ્ત રહી કરે દુસ્મન તબાહ.
દાનાવ ન હોય મોજનો મોહોતાજ,
બીનજરૂરી ગોન્જે કરે તારાજ.
ઇનસાફ ને બખ્શેશ કરે જો શાહ,
તો જેહાન પામે તેથી ખુબી પનાહ.
પણ અખત્યાર તે કરે જો બીદાદ કોઇ,
તો ખોરાક તેનો કડવો, પાણી તેનું લોહી.

**સદદર મુજબ ભલાં કામનો તેજ વખતે બદલો**:—એક ભલું કામ મુલતવી નહીં રાખવું પણ તુરત કરવું, કારણ કે તેનો બદલો પણ તુરત મળે છે. આપણે સાધારણ રીતે સમજીયે છીયે કે આપણે જે ભલાં કામો કરીશું તે, દાદારનાં પુસ્તકમાં લખાશે અને તેનો આપણાં ચાહરમની બામદાદે હીસાબ થશે અને તેનો તે દિવસે બદલો મળશે. હવે આપણાં કામનાં સામટાં તોલ માટે સમજણ આપવાની એ અલંકારીક રીત દરૂસ્ત છે. પણ તેથી એમ નહીં સમજવું કે એક ભલાં કામનો બદલો જીંદગીને છેડેજ મળે છે. ના, તે દર ઘડી અને દર પળે મળે છે. તેથી તમો એક ભલું કામ મુલતવી રાખો તો તેનો બદલો પણ મુલતવી રાખો છો. તમો તમારા પોતાના લાભને જાણે દૂર રાખો છો યા મુલતવી રાખો છો. એ બાબે સદદર કેતાબમાં એક ઠેકાણે નીચે પ્રમાણે કહે છે:—

ગોફતે યજદાનસ્ત કે આન રૂજી કે નઓ જુદી કુનન્દ,
યા જ એહેરે ઇશાન ગેતીખરીદી મીયજન્દ,
રૂહે આનકસરા બરન્દ આન રૂજ તા જીન્નત સે બાર,
જાયગાહશ ઉરા નુમાયન્દ વર કુનદ બર વએ ને સાર (૧).

**અર્થ**—ખોદાતું કહેવું છે કે જે દાહડે કોઇ નાવર (નઓજુદી) કરે યા તેની નઇયતે ગેતી ખરીદ ઈજાય, તે દાહડે તેનાં રૂહને બેહેસ્તમાં ત્રણ વખત લેઇ જવામાં આવે છે, અને ત્યાં તેને તેની જગ્યા દેખાડવામાં આવે છે અને તેની ઉપર નેસાર કરવામાં આવે છે.

હવે નાવર કરાવનારનો યા ગેતી ખરીદ ઇજાવનાર કોઈ ધણીનો, સદદરમાં જણાવવા પ્રમાણે અનુભવ નહીં હશે, કે તેઓએ તેજ દાહાડે પોતાનું બેહેસ્ત જોયું હોય. પણ આ શબ્દોનો ભાવાર્થ આ છે કે એક ભલું કામ કરનાર તેજ અને તેજ દાહાડે પોતાની હાલત ચહડતે દરજ્જેની (બેહેસ્ત) જોય છે. ભલાં કામનો બદલો તુરત મળે છે. બેહેસ્ત કાંઇ ચોકસ જગ્યાએજ નથી. તે તો કોઈ ચહડતી હાલત છે, પછી તે આ દુનિયામાં હોય કે પેલી દુનિયામાં.

**વખતના સારા ઉપયોગ બાબે હોરેસ (Horace)**:—હોરેસની શિખામણ

(૧) સદદર નજ્મ, મારી નકલ બાબ ૫. S. B. E. XXIV chap. V. 6.

આ હતી કે "કોણુ જાણે કાલ કોહુની છે? કાલનો કોઇને ભરૂસો નથી. તેથી આજ, જેને આપણે પોતાની કહીયે, તેપર ભરૂસો રાખી જે ભલું બનતું હોય તે આજે કરી લેઓ." તેની શિખવણીની મતલબ આ હતી કે :—

"To-day alone is ours, and that to live wisely and with becoming self-restraint from day to day is the true philosophy of life."(1)

તેના પોતાના એ માટેના શબ્દો નીચલા છે :—

"The present only is thine own;
Then use it well, ere it has flown.
Lord of himself that man will be,
And happy in his life alway
Who still at eve can say with free,
Contented soul, 'I've lived to-day!
Let Jove to-morrow, if he will,
With blackest clouds the welkin fill,
Or flood it all with sunlight pure,
Yet from the past he cannot take
Its influence, for that is sure,
Nor can he mar or bootless make
Whate'er of rapture and delight,
The hours have borne us in their flight.'"(2)

**કુદરતને નેહાળવી તે ધડા સાથે :—હવે** ત્યારે આજે આપણે ગાહમબાર કરવા ભેગા મળ્યા છીએ એટલે કે એક રીતે કુદરતના એક બનાવ તરીકે મોસમોને, ફસલોને યાદ કરવા મળ્યા છીએ. તે યાદ તે અવસર ઉપરથી ધડો લેવા વીના કરવી, તે એટલુંજ ફોકટ છે, કે જેટલું કુદરતને નેહાળવું, પણ તે પરથી ધડો લેવો નહીં, તે એક રીતે ફોકટ ગણાય. એ બાબે સેન્ટ ઓગસ્ટાઇન (St. Augustine)ના નીચલા શબ્દો છે :—

"There are men who go to admire the high places of mountains, the great waves of the sea, the wide currents of rivers, the circuit of the ocean, and the orbits of the stars—and who neglect themselves."(3)

અર્થ—"કેટલાંક માણુસો છે જેઓ પાહાડોની બુલંદ જગ્યાઓને, દર્યાના મોટા મોજાઓને, નદીના પોહોળા પ્રવાહોને, માહાસાગરની ઓહોળી ગર્દેશને અને સેતારાઓના માર્ગોને જોઇને તેઓને વખાણુવાને જાય છે, પણુ તેઓ પોતા તરફ ગફલતી દેખાડે છે." એટલે કુદરતના દેખાવો જોઇ અને કુદરતના બનાવોની યાદ પામી આપણે તે ઉપરથી ધડો લેવો જોઇએ.

**કુદરતમાં તેની નિર્જીવ પેદાયશ અને જાનદાર પેદાયશ વચ્ચે દાદારે સરજેલો સંબંધ**—કુદરતના તેહેવારો બર વખતે ભોગવવાથી કુદરતની જે પેદાયશ યા

---

(૧) Hours with the Immortals by Dr. Downes p. 49. (૨) એજ પુસ્તક, એજ પાનું.
(૩) "Hours with Immortals" by Dr. Downes p. 80.

બનાવના સંબંધમાં તે તેહેવારો હોય છે, તે તેહેવારો આપણાં મન ઉપર વધુ છાપ મારે છે. ખોદાતાલાએ જાણે સરજેલું છે કે તેની કુદરતમાં વગર જીવવાળી ગણાતી તેની પેદાયશ વચ્ચે અને તેની જાનદાર પેદાયશ વચ્ચે પણ સંબંધ રહે અને તેઓ એકમેકને ભોગવે, એકમેકથી મજાહ મેળવે.

જર્મન સાએર ગોએથે એવાજ સાએરી ખ્યાલથી એક ફુલ અને એક મધમાખ વચ્ચેનો સંબંધ નીચલી સતરોમાં દર્શાવે છે:—

From the cold earth in earliest spring
A flower peeped out—dear fragrant thing!
Then sipped a bee, as half afraid;
Sure each was for the other made."(૧)

રસકીન એવાજ વિચારથી સુંદર પહાડો, ખીણો વીગેરેને, જ્યારે લડાઇ ચાલતી હોય છે ત્યારે દલગીર થતાં જણાવે છે, કારણકે તેઓ જોએ છે કે લડાઇને લીધે શેહેરનાં લોકો શેહેર બાહર નીકળી કુદરતની અને તેમાં તેઓ (પહાડો, ખીણો) ની મજાહ ભોગવવાને આવતા નથી.

**ગાહમબારો કરવા એ કુદરત અને ખોદાની સ્તુતી:**—ગાહમબારો કરવા તે, તે દાદારની સ્તુતી અને તેની કુદરતની સ્તુતી (Celebration of Nature and of God) ગાવાના અવસરો છે. એવી સ્તુતી હર વખતે અસર વીનાની હોતી નથી. પણ જ્યારે આપણે કુદરતના કોઇ બનાવોથી ઉત્પન્ન થયલી અસરો (conditions) આપણી સનમુખ જોઇએ છીએ ત્યારે તે વધારે અસરકારક થાય છે.

**ગોએથેના, વખતના ઉપયોગ માટેના શબ્દો**—કાલ તો કેટલીક હદે અચોક્કસ છે, પણ આજ તો ચોક્કસ છે. તેથી જે આજે બનતું હોય તે કાલ પર નહીં રાખવું. આજે જે બનતું હોય તે કરવું. આજ ચોક્કસ હોવાથી જાવીદના વખત (eternity) ના એક પ્રતિનિધી તરીકે તે તમારી હજુર છે. ગોએથે કહે છે કે, "Hold fast by the present. Every situation—nay, every moment, is of infinite value for it is the representative of a whole eternity."

અર્થ—હાલનો વખત મજબુત પકડો. દરેક વખત, દરેક પળ, બેહદ કિમતી છે, કારણકે તે આખા અનંત જમાનાનો પ્રતિનિધી છે.

**તુરત દાન તે માહા પુન**—આપણી પેલી કહેવત એ છે કે "તુરત દાન તે માહા પુન" અને તેને મળતી પેલી લાટીન કહેવત છે કે Bis dat qui cito dat i. e. He who gives promptly gives twice. એ બર વખતે આપવાના સંબંધમાં છે. એવી બર વખતની બખ્શેશ હંમેશ વખણાઇ છે.

**વખતનો કુ-ઉપયોગ એક પ્રકારનો આપઘાત**—વખતનો સારો ઉપયોગ કરવાથી તે જાણે આપણાં ભલાં માટે લેખાય છે. તેના સદ્દુપયોગથી આપણી જીંદગી, જોકે તે ટુંકી હોય તોપણ, આપણાં કામના સંબંધમાં લાંબી ગણાય છે. એ બાબે એક લખનાર કહે છે કે,

(૧) "Hours with the Immortals" by Dr. Downes p. 212.

"We protract the career of time by employment, we lengthen the duration of our lives by wise thought and useful actions."

વખતનો કુ–ઉપયોગ આપઘાત સમાન છે. એક લખનાર કહે છે તેમ

Time ill used is suicidal.
Time destroyed is suicide.

એક માણસ આપઘાત કરે છે એટલે શું? એટલે કે તેની જીંદગીનાં બાકીના ૫ યા ૨૫ યા ૫૦ વર્ષ હોય છે તે તે ગુમાવે છે, રદ કરે છે. વખત ગુમાવનાર ધણી પણ એજ માફક પોતાની જીંદગીના વખતનો થોડો ઘણો આપઘાત કરે છે. એક લખનાર કહે છે તેમ બરબાદ કીધેલા વખતમાં જાણે આપણે જીવતા નથી, પણ ફક્ત દમ લઇએ છીએ.

We waste, not use our time !; we breathe, not live. **Time wasted is existence. Time used is life.**

ત્યારે પૈસાની માફક વખતને તપાસીને વાપરવો જોઇએ.

**વખતના સારા ઉપયોગ માટે શાહાનશાહ વેસ્પેશીયન.**—શાહાનશાહ વેસપીશીયન (Vespisian) ને માટે કહે છે કે તે દરરોજ સાંજે આખા દાહાડાના કામનો વિચાર કરી પોતાનાં કામની તપાસ (review) લેતો. જો કોઇ દિવસે રાત્રે તેને લાગતું કે તે દાહડે તેણે કાંઈ તેનાં નામને છાજતું કામ કીધું નથી તો તે દાહડે તે બોલતો કે, "Perdidi diem (I have lost a day) એટલે "મેં એક દાહાડો ખોહયો છે."

**જાનવરો વટીક વખતની ગણત્રી બરાબર કરે છે.**—વખતની બરાબર ગણત્રી રાખીને કામ કરવું, બર વખતે કામ કરવું, એ આપણા આજના વિષયની મતલબ છે. હવે એમ બર વખતે કામ કરવું એ પક્ષીઓમાં અને બીજી જાનદાર પેદાયશમાં પણ આપણે જોઇએ છીએ. આ મંડળી કહેવા માગે છે કે તેહવારો અને ગાહમબારો અને આપણા તવારીખના બનાવોને બર વખતે યાદ કરવા માટે વખતની ગણત્રી બરાબર સૂર્યની ચાલ પ્રમાણે કરવી જોઈએ. હવે કુદરતેજ એમ સરજેલું છે કે સર્વે પેદાયશે તેમ કરવું. આપણી મંડળીને વખતના વધઘટ યા કબીસા સાથે કામ છે. તેના સંબંધમાં ત્યારે એક પ્રકારના ઉતરતા દરજ્જાનાં પ્રાણીના દાખલો યાદ કરવો પ્રસંગોપાત ગણાશે, કે જે પ્રાણીઓ વટીક માટે પણ કહે છે કે તેઓ વખતની ગણત્રી બરાબર રાખે છે, આપણા શબ્દોમાં કહીયે તો તેઓ કબીસો કરે છે. તે જાનવરો Pololo નામનાં જીનાં જાનવરો છે. તે જાનવરો ચાંદ પ્રમાણે મહીનાઓ ગણી જાહેર થાય છે, પણ ચોકસ વર્ષે એક મહીનો વધુ ગણત્રીમાં લે છે અને જાણે જશનો કરે છે. એ બાબે મી० મુર નીચે પ્રમાણે કહે છે:—

More marvellous yet—more marvellous, perhaps, than the concurrent action of any other animal, for it implies the most accurate time-keeping extending over many years—are the annual festivals of the palolo, an annelid living among the interstices of the coral reefs of some of the islands of the South Pacific. About three o'clock on the morning following the third quarter of the October moon, these worms invariably appear on the surface of the

sea, swarming in great numbers. Just after sunrise their bodies begin to break to pieces, and by nine o'clock no trace of them is left. On the morning following the third quarter of the November moon they appear again, but usually in smaller numbers. After that they are seen no more till the next October. This annual swarming is a phenomenon connected with reproduction, the ova escaping from the broken bodies of the females and, after being fertilised by the free-floating sperms, sinking down among the coral reefs and hatching into a new generation. ' Year after year these creatures appear according to lunar time. And yet in the long-run they keep solar time. They keep two cycles, one of three and one of twenty-nine years. In the three-year cycle there are two intervals of twelve lunations and one of thirteen lunations. These thirty-seven lunations bring lunar time somewhat near to solar time. But in twenty-nine years there is enough difference to require the addition of another lunation; the twenty-ninth year is therefore one of thirteen instead of twelve lunations. In this way they do not change their season in an entire century. So unfailing is their appearence that in Samoa they have given their name to the spring season, which is called " the time of the palolo." ( The Universal Kinship by J. Howard Moore pp. 238-39 ).